પ્રસ્તુત પુસ્તકના લેખકે અમેરિકાનાં એલચી તરીકે ત્રણ વર્ષ રશિયામાં ગાળ્યાં છે. દરમિયાન ત્યાંના અનુભવોના આધારે આ પુસ્તક લખાયું છે. આજની આન્તરરાષ્ટ્રીય રાજનૈતિક અથડામણોને વખતે રશિયાને લગતી બાબતો જાણવા માટે આ પુસ્તક લાભદાયી નીવડશે, એવી આશા છે

# અનુક્રમ



# પ્રસ્થાનની—પૂર્વભૂમિકા

"મારા અનુભવો અને નિરીક્ષણના આધારે હું કહીશ કે, રશિયા ખાતેના અમેરિકન એલચી તરીકે કોઈ લશ્કરી માણસ હોવો જોઈએ. લશ્કરી ઠાઠ અને આડંબરના પ્રદર્શન માટે નહિ પરંતુ રશિયાના રાજ્યતંત્રનું લશ્કરી સ્વરૂપ જોઈને હું આ અભિપ્રાય પર આવ્યો છું. રશિયા સિવાયના આખા યુરોપ અને જર્મન રાજ્યો પર રશિયાનો પ્રભાવ આજે એટલો બધો છે કે, તેનો સામનો કરવાનું શક્ય નથી. રશિયાની મહાન લશ્કરી તાકાત, લશ્કરી ભાવના અને દુનિયામાં અજોડ એવી કૂટનીતિ પર રચાયેલી પદ્ધતિથી રશિયાએ આ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ટૂંકમાં કહીએ તો રશિયા એક એવી તાકાત છે કે, જેની સાથે સમજૂતી કરવા માટે શક્ય એવું માનભર્યું પગલું લેવાવું જરૂરી છે. આ કાર્ય એક યોગ્ય એલચીની નિમણૂક દ્વારા સારામાં સારી રીતે થઈ શકે."

—રશિયા ખાતેના અમેરિકન પ્રતિનિધિ નીલ. એફ. બ્રાઉનના સેન્ટ પિટર્સબર્ગથી લખાયેલા તા. ૨૭મી જાન્યુઆરી ૧૮૫૭ના સંદેશનો સારાંશ.

ાપમાં યુદ્ધ પુરૂં થયા પછી અને જર્મનીના અમેરિકન સત્તા હેઠળના ાાઠ માસ સુધી મારી ફરજ બજાવ્યા બાદ ૧૯૪૬ના જાન્યુઆરીમાં ાાગમાં કામ કરવા માટે મારા દેશમાં પાછો બોલાવવામાં આવ્યો.

ઉત્તર આફ્રિકા, સીસીલી, ઈટલી, ફ્રાંસ, અને જર્મનીના યુદ્ધોમાં ભાગ લીધા પછી હું કોઈ એવા કાર્યની શોધમાં હતો કે, જેમાં પત્ની અને ઘર સાથે ફરીથી મેળાપ થઈ શકે અને વર્ષોની ગેરહાજરી પછી મારા દેશનો હું પરિચિત થઈ શકું.

પરંતુ મેં હજુ મારું કાર્ય, હોદ્દો અને ઘરબાર બરાબર સંભાળ્યાં પણ ન હતાં. ત્યાં જ એક દિવસ ટેલિફોનની ઘંટડી રણકી ઉઠી. પરદેશ ખાતાના પ્રધાન મિ. જેમ્સ બોર્નેસનો ફોન હતો. તેમણે પોતાની કચેરીમાં મળી જવાનો આદેશ ટેલિફોન પર સંભળાવ્યો.

પરદેશ પ્રધાન મને કયા કાર્ય માટે બોલાવતા હશે તેનો મને જરા પણ ખ્યાલ ન હતો. પરંતુ તેમણે પોતાનું દિલ ખોલવામાં વિલંબ ન કર્યો. ત્યાં પહોંચતાં જ તેઓ મને કહેવા લાગ્યા, "તમને અમેરિકાના એલચી તરીકે મૉસ્કો મોકલવાની મારી ઈચ્છા છે. આ વિષે મેં પ્રમુખ ટ્રુમેન સાથે વાત કરી લીધી છે. તેઓ પણ એ માટે સંમત થયા છે. મૉસ્કો ખાતેના અમેરિકન એલચી શ્રી.'ડબલ્યુ, હેરિમેન ૧૯૪૩ના ઓકટોબર માસથી ત્યાં છે. હવે તેમની નિમણૂક લંડન ખાતે થઈ હોવાથી તેઓ ત્યાં જવાના છે. આવી સ્થિતિમાં લાંબા વખત સુધી મૉસ્કોમાં એલચીની ગેરહાજરી હોય એ યોગ્ય કે ઈચ્છનીય નથી."

તેમણે વધુમાં મને કહ્યું કે, "પ્રમુખ ટ્રુમેનનો અને મારો બન્નેનો એવો અભિપ્રાય છે કે, મૉસ્કો ખાતે એલચી તરીકે કોઈ એવી વ્યક્તિને મોકલવી જોઈએ કે, મશહૂર હોવાના કારણે રશિયનો જેને જાણતા હોય અને જેની સાથે દિલ ખોલીને તથા સાચા હૃદયથી તેઓ વાત કરી શકે. મને ખાત્રી છે કે, આ સ્થાન પર કોઈ લશ્કરી માણસની નિમણૂક લાભકારક નીવડશે. કારણ કે, જનરલિઝિમો સ્ટેલિન ઘણી વખત રાજકીય માણસો માટે અવિશ્વાસ પ્રગટ કરી ચૂકયા છે. તેઓ કોઈ લશ્કરી માણસની નિમણૂકને જરૂર આવકારશે."

તેમણે વધુમાં કહ્યું કે, "યુદ્ધસમયમાં રશિયન લશ્કરી ઑફિસરોને રાજકીય અંકુશમાંથી જે મુક્તિ આપવામાં આવી હતી, તે કદાચ હજુ પણ ચાલુ હશે. રશિયાની નીતિ અને પરદેશો સાથેના સંબંધોની રચના પર આ ઑફિસરોની અસર પડે છે. આ ઑફિસરોના યુદ્ધસમયના પોતાના અનુભવોના કારણે તેઓ

પશ્ચિમ વિષે થોડું ઘણું જાણે છે. આપણે એવી આશા રાખી શકીએ કે, મિત્રરાજ્યોના સહકારની સતત આવશ્યકતા તેઓ જોઈ શકતા હશે. આવી સ્થિતિમાં પાશ્ચાત્ય દેશો સાથેના રશિયાના વ્યવહારમાં જે કડવાશ સ્પષ્ટ જણાઈ રહી છે તે આ લશ્કરી વર્ગ સાથેના તમારા પુરાણા સંબંધથી દૂર થશે.

"મારી આ દરખાસ્ત તદ્દન ઓચિંતી અને અણધારી છે એમાં શંકા નથી. એટલે એ બાબતમાં વિચાર કરવા માટે તમને બે ત્રણ દિવસની મુદત આપી શકાય તેમ છે. પરંતુ એ ન ભૂલશો કે, મોસ્કો ખાતેના એલચીખાતાનો પ્રશ્ન રાષ્ટ્રિય દૃષ્ટિએ ખૂબજ મહત્ત્વનો છે."

પરદેશ પ્રધાનની વાત સાંભળી લેવા સિવાય તે વખતે મને બીજો કોઈ યોગ્ય પ્રશ્ન સૂઝયો નહિ. એટલે મેં માત્ર એટલુંજ કહ્યું કે, "આ વિષયમાં હું યુદ્ધપ્રધાન મિ. પેટરસન અને જનરલ આઈઝનહોવરની સલાહ લઈશ અને હું પોતે પણ એ વિષે વિચાર કરીને જેમ બને તેમ જલ્દી તમને જવાબ આપવાનો પ્રયાસ કરીશ."

મારા મગજમાં રશિયનો સાથેના સંપર્કના બનાવો વીજળીની જેમ ચમકી ગયા. પહેલાં ઉત્તર આફ્રિકા, એ પછી ભૂમધ્ય સમુદ્ર, અને છેવટે યુરોપ અને જર્મનીમાં હું તેમના સંપર્કમાં આવ્યો હતો.

રશિયનો સાથેનો મારો પહેલો સંપર્ક ઉત્તર આફ્રિકામાં ભૂમધ્ય સમુદ્ર કમિશનની સ્થાપના સંબંધમાં થયો હતો. આ ૧૯૪૩ની પાનખર ઋતુની વાત છે.

ઈટલી મિત્રરાજ્યોની સેનાને શરણે થઈ ચૂક્યું હતું. ગંભીર રીતે સપડાયેલી લાલ સેના પર બસો જર્મન ડિવિઝનોના હુમલા થઈ રહ્યા હતા. આ કારણથી "બીજો મોરચો" શરૂ કરવામાં બ્રિટન અને અમેરિકા તરફથી થઈ રહેલી ઢીલની કડક ટીકા રશિયાનું પ્રચારતંત્ર કરી રહ્યું હતું. મિત્રરાજ્યોમાં ફાટફૂટ પડાવવા માટે હિટલરે એક પણ પ્રયાસ બાકી રાખ્યો ન હતો. તેનું પ્રચારતંત્ર વારંવાર એવું ઝેર ઓકી રહ્યું હતું કે, સોવિયેટ યૂનિયનના પાશ્ચાત્ય મિત્રો તેને કોઈ પણ પ્રકારની મદદ ન કરતાં થકવી થકવીને મારી નાંખવાની ચાલ ખેલી રહ્યા છે. પશ્ચિમનાં પાટનગરો ખાતેના નાઝી એજન્ટો એવી અફવા ફેલાવી રહ્યા હતા કે, સોવિયેટ

યૂનિયન જર્મની સાથે અલગ સંધિ કરી રહ્યુ છે આ અફવાઓ સાંભળનારાઓ દ્વારાજ રશિયાને એવાં સૂચનો પહોંચાડવામાં આવતા હતાં કે, પાશ્ચાત્ય મિત્રરાજ્યો જર્મની સાથે જુદી સંધી કરી રહ્યાં છે અને જર્મનીના સહકાર સાથે એ રાજ્યો દુર્બળ બનેલા સોવિયેટ યૂનિયન પર આક્રમણ કરીને તેને ખતમ કરી નાખવા ઈચ્છે છે પશ્ચિમની જનતા રશિયાને સંપૂર્ણ મદદ કરવા માટે મિત્રરાજ્યો પર દબાણ કરી રહી હતી અને ઈંગ્લાન્ડમાં રૂઝવેલ્ટ ચર્ચિલ-સ્ટેલિન કૉન્ફરન્સની દરખાસ્તોનો સ્ટેલિને અસ્વીકાર કરવાથી મુંઝવણમાં પડી ગઈ હતી

આમ છતા સયુકત રાષ્ટ્રોની જનતા જે સહકાર માટે અધીરી બની હતી તેનો પાયો ઈટલી પરના મિત્રરાજ્યોના આક્રમણથી નખાઈ ચૂક્યો હતો ભૂમધ્ય સમુદ્ર કમિશન ઈટલીના ભવિષ્ય અંગે વિચાર કરવા માટે સ્થાપવામાં આવ્યું હતું શરણે થનાર માર્શલ બૉડૉગ્લીઓની સરકારનું ભાવિ અને યુદ્ધ કરનારા દેશોમા ઈટલીની સામેલગીરી એ પ્રશ્નો વિચારવાના હતા. આ કમિશન પશ્ચિમનાં રાષ્ટ્રો અને સોવિયેટ યૂનિયનના રાજકીય પ્રતિનિધિઓ દ્વારા રચાયું હતું

રશિયાના પરદેશખાતાના નાયબપ્રધાન શ્રી એ વાય. વિશીન્સ્કી જેઓ ૧૯૩૭ની મૉસ્કોની "લોહીભીની સાફસૂફી"માં સરકારી વકીલ તરીકે પ્રસિદ્ધ થયા હતા, તેઓ આ કમિશનમાં રશિયન પ્રતિનિધિમંડળના નેતા હતા

અલ્જીયર્સમાં મળેલી ભૂમધ્ય સમુદ્ર કમિશનની પહેલી બેઠકમાં જનરલ આઈઝનહોવરના ચીફ ઓફ સ્ટાફ તરીકે શામેલ થવાની મને પણ તક મળી મને લાગ્યુ કે, શ્રી વિશીન્સ્કી ઉગ્ર પ્રકૃતિના હોવા છતા ચાહી શકાય એવી વ્યકિત છે તેમના ભૂરા વાળ, તેજસ્વી આસ્માની આંખો, સાવચેત છતા શાંત દેખાવ અને સમજદારીથી કરવામા આવતી તેમની વાતો એ બધુ જોઇ પણ વ્યકિત પર પહેલેથી બહુજ સરસ પ્રભાવ પાડે તેવુ છે આ ઉપરાંત તેમનામાં હાસ્યવૃત્તિ પણ છે અને તેમની ઈચ્છા હોય તો તેઓ પૂરતું વ્યકિતગત સૌહાર્દ પણ ઉત્પન્ન કરી શકે છે પરંતુ જેવા અમે કામની વાતો પર આવ્યા કે તરતજ જણાઈ આવ્યુ કે, તેમની સૌથી મોટી વિશેષતા તેમની સ્પષ્ટ-ઉગ્રતા છે વિશીન્સ્કીની સાથે જનરલ વર્ગોલેવ લશ્કરી સલાહકાર તરીકે આવ્યા હતા, વસીલેવને મેં એક શાંત પ્રભાવ

શાળી, ગંભીર અને સરસ સાથી તરીકે જોયા. તેમની આકૃતિ ઓરેલના મોરચા પર પ્રસિદ્ધિ મેળવનાર સેનાપતિ જેવી નહિ પરંતુ કોઈ વિદ્યાપીઠના પ્રોફેસર જેવી હતી. તેમની સાથે એક બીજા રશિયન સેનાપતિ પણ હતા. જેમનું નામ મને હવે યાદ નથી રહ્યું. લશ્કરી પ્રશ્નો કરતાં રાજકીય પ્રશ્નોમાં તેમને વધુ રસ હતો. સોવિયેટ તંત્ર વિષે તેઓ મારા કરતાં ઘણું વધારે જાણતા હતા. તેઓ કોઈ છૂપી પોલિસની વ્યકિત હોય તેમ સ્પષ્ટ રીતે જણાતું હતું. આવા પ્રકારની વ્યકિત મોટે ભાગે બધાં સોવિયેટ કમિશનો સાથે રહે છે. આ માણસ અંગ્રેજી બહુ સરસ જાણતો હતો અને રશિયન પક્ષના દુભાષિયા તરીકે કામ કરતો હતો.

પહેલી જ બેઠકમાં વિશીન્સ્કીએ એવી માગણી કરી કે, મિત્રરાજ્યોનો ઈટલીનો મોરચો જોવાની છૂટ રશિયન લશ્કરી ઑફિસરોને મળવી જોઈએ. સોવિયેટ મોરચો જોવાની પશ્ચિમના મિત્રરાજ્યોની વિનંતિનો રશિયાએ જોકે વારંવાર અસ્વીકાર કર્યો હતો. છતાં પણ રશિયા પ્રત્યેની સતકારની ભાવના અને મિત્રરાજ્યોના મોરચા સંબંધમાં સોવિયેટ દુનિયામાં જે એક જાતની તિરસ્કારની વૃત્તિ હતી તેના કારણે અમે તરત જ તેમની એ માગણીનો સ્વીકાર કરી લીધો.

આ પ્રવાસનું પરિણામ સારું આવ્યું. ઈટલીના મોરચા સંબંધમાં રશિયનોમાં જે એક જાતનો તિરસ્કાર હતો અને તેને "તમાશો" કહેવાની વૃત્તિ હતી, તેમાં આ પ્રવાસથી કંઈક ફરક પડયો હોય એવું મને લાગ્યું. કારણ કે, પાછા ફરતી વખતે મેં એક સોવિયેટ અધિકારીને એમ કહેતા સાંભળ્યા હતા કે, "હું મારી માતૃભૂમિ રશિયા માટે રશિયામાં જ પ્રાણ આપી શકું છું. પ્રાણ આપવા માટે મને ઈટલી આવવાની જરૂર નથી."

પરંતુ હું આફ્રિકામાં હતો તે દરમિયાન ફરીથી રશિયનોના પ્રત્યક્ષ સંપર્કમાં આવવાનો પ્રસંગ મારા માટે આવ્યો નહિ. હું મારા કાર્યમાં રોકાયેલો હતો. આમ છતાં અલ્જીયર્સમાં અમારા લશ્કરી મથકની પાસે જ રશિયાનું મથક હોવાથી હું તેમને જોયા કરતો હતો. પરંતુ આફ્રિકામાં અને એ પછી બીજા કોઈ પણ સ્થળે અંગ્રેજો અને ફ્રેન્ચો સાથે અમારો જે પ્રકારનો વ્યકિતગત સંબંધ હતો તેવો રશિયનો સાથે સ્થપાઈ શકયો નહિ. અલબત્ત, આ કામમાં ભાષા મોટી અડચણરૂપ હતી. પરંતુ એનાથી પણ વધુ મહત્ત્વની વાત એ હતી કે જે અધિકારીઓ

રશિયનો સાથે વધુ હળવા મળવાના પ્રયાસ કરતા તેમના પ્રત્યે તેઓ શંકાની નજરે જોતા.

ભૂમધ્ય સમુદ્ર કમિશન અંગે પાછળથી જે વાદવિવાદ થયો તેમાં મારો પ્રત્યક્ષ સંબંધ જરા પણ ન હતો. જનરલ આઈઝનહોવરના મુખ્ય રાજકીય સલાહકાર શ્રી. રોબર્ટ મર્ફી આ કામ કરતા હતા. પરંતુ લશ્કરી મંત્રણામાં "પ્રજાતંત્ર" ને અમલી બનાવવા સંબંધમાં રશિયા અને પશ્ચિમના રાષ્ટ્રો વચ્ચેના મતભેદની મને ખબર પડી. જો કે, તે વખતે એ વાદવિવાદ સમજવાનું મારા માટે શકય નહતું. પરંતુ આજે એ વાત સમજવાનું મારા માટે સાવ સહેલું થઈ પડયું છે. ઈટલીના સંબંધમાં સોવિયેટનો રાજકીય હેતુ શો હતો તે હવે હું બહુ સારી રીતે સમજી શકું છું.

અમે પશ્ચિમના લોકો ઈટલીમાં વધુમાં વધુ વ્યાપક ધોરણે લોકશાહી સરકારની સ્થાપના કરવા માગતા હતા. પરિણામે ઈટાલિયન સરકારમાં કમ્યુનિસ્ટોના સહકારનો પ્રશ્ન સહેલો બની ગયો. મૉસ્કોમાં રહેતા ઈટાલિયન કમ્યુનિસ્ટ નેતા પાલમિરો તોગલિયાટીને પોતાના દેશમાં પાછા ફરવા દેવાની વાત પણ અમે સ્વીકારી લીધી. અમે આ બધું કરવા ન ઈચ્છીએ તો પણ કમ્યુનિસ્ટોને ઈટાલિયન સરકારથી અલગ રાખવાનું અમારા માટે શકય ન હતું. સંગઠિત કમ્યુનિસ્ટો ઉત્તર ઈટાલિયન ઔદ્યોગિક ક્ષેત્રોમાં જર્મની વિરૂદ્ધ પ્રજામત જાગ્રત કરનારાઓમાંના હતા. તેઓ જનતાના આંદોલનની ખરી શકિત રૂપે હતા.

એક બાજુએ ઈટાલિનું યુદ્ધ આગળ વધતું ગયું, બીજી બાજુએ રશિયનોએ નીપર નદી પાર કરીને કીવનો ફરીથી કબ્જો લીધો. આ વખતે "ત્રણ મોવડીઓ"ની બે અગત્યની મંત્રણા થઈ. પહેલી મંત્રણા ૧૯૪૩ના ઓકટોબરમાં મૉસ્કોમાં થઈ. ત્રણે રાષ્ટ્રોના પરદેશપ્રધાનો જોડાયા અને લંડનમાં યુરોપિયન સલાહકાર કમિશનની સ્થાપનાનો મહત્ત્વનો નિર્ણય કરવામાં આવ્યો. ૧૯૪૩ના ડિસેમ્બરમાં લાંબા સમયથી જેની રાહ જોવાતી હતી તે રૂઝવેલ્ટ-ચર્ચિલ-સ્ટેલિન મુલાકાત થઈ. બ્રિટીશ ખાડી પરથી પશ્ચિમના દેશોએ મે અથવા જુનની શરૂઆત સુધીમાં ફ્રાંસની ભૂમિ પર ઉતરવું એવો ચોકકસ નિર્ણય આ મંત્રણામાં

કરવામાં આવ્યો. જનરલ આઇઝનહોવર આ કામ માટે સરસેનાપતિ નીમાયા. એક વાર ફરી હું આ મંત્રણાઓમાં તેમના ચીફ ઑફ સ્ટાફ તરીકે જોડાયો.

લંડનમાં સ્થપાયેલી યુરોપિયન સલાહ સમિતિ સાથે સીધી રીતે મારે કોઈ જાતનો સંબંધ ન હતો. અમારા એલચી શ્રી. જાના જી. વિનેન્ટ આ સમિતિમાં અમેરિકાનું પ્રતિનિધિત્વ રજૂ કરતા હતા. આમ છતાં તેઓ જનરલ આઈઝન-હોવરના અને મારા નિકટના સંપર્કમાં હતા. યુદ્ધ સિવાયના બીજા પ્રશ્નોમાં પણ સોવિયેટ યૂનિયના સહકાર વિષે શ્રી. વિનેન્ટ આશાવાદી હતા. કોઈ કોઈ વખતે તેઓ તેમના રશિયન સાથીદાર શ્રી. ગુસેવના વર્તાવથી સ્તબ્ધ થઈ જતા. પરંતુ સોવિયેટના હઠીલાપણાને તેઓ પશ્ચિમની ખામી અને સંદેહના વાતા-વરણનું પરિણામ ગણતા હતા.

આ સમિતિનું પહેલું કાર્ય જર્મનીની બિનશરતી શરણાગતિની શરતો ઘડવાનું હતું. આશ્ચર્યની વાત એ છે કે મિત્રરાજ્યોની સેના બ્રિટિશ ખાડી પાર કરે તે પહેલાં જ આ શરતો ઘડી લેવામાં આવી હતી. ખાડી પાર કરવાની પહેલી એક અઠવાડિયા પહેલાંજ તેની એક નકલ મારી કચેરીમાં મને મળી ગઈ હતી. પરંતુ કામના રોકાણને લીધે અને એક કામ પૂરું કર્યા પહેલાંજ એ વિષે યોજના ઘડી કાઢવા સંબંધમાં મને રસ ન હોવાથી તેમજ સંયુક્ત લશ્કરી વડા મથકમાંથી આવવાને બદલે સીધીજ આવવાથી મેં તેના પર ખાસ લક્ષ આપ્યું ન હતું. બધાની સંમતિવાળી આ યોજના છે એમ મેં માન્યું ન હતું. એક વર્ષ બાદ જ્યારે શરણાગતિનો પ્રસંગ આવ્યો ત્યારે આ બેદરકારીના કારણે મારે મુશ્કેલી ભોગવવી પડી. ત્રણ દિવસ અને ત્રણ રાત સતત મહેનત કરીને નવી શરતો તૈયાર કરવામાં આવી. આ ઉપરાંત, શ્રી. વિનેન્ટે એવો પણ પ્રશ્ન કર્યો કે, "બધાની સંમતિવાળી શરતોને બદલે આ નવી શરતો કેમ તૈયાર કરવામાં આવી ?"

આમ છતાં ફ્રાંસ અને જર્મનીના યુદ્ધમાં રશિયનો સાથે મારો કોઈ જાતનો સંપર્ક રહ્યો ન હતો. એ દરમ્યાન રશિયા, અમેરિકા, અને બ્રિટન વચ્ચે જે કંઈ મંત્રણા થઈ તે પ્રમુખ અને વડા પ્રધાનની કક્ષાએ જ થઈ. યુદ્ધના છેલ્લા દિવસોમાં અવશ્ય લશ્કરી સંપર્કની જરૂરીયાત

જણાઈ. આ કાર્ય માટે ટેડર મિશન મૉસ્કો મોકલવામાં આવ્યું હતું. તેનું પહેલું કાર્ય લશ્કરી પ્રગતિની વ્યવસ્થા કરવાનું હતું. મૉસ્કોમાં તેનો દિલોજાનથી સત્કાર કરવામાં આવ્યો અને દરેક બાબતમાં સંપૂર્ણ રીતે સંતુષ્ટ થઈને મિશન પાછું ફર્યું. રશિયન અને પશ્ચિમી મિત્રરાજ્યોની સેનાઓને રણમેદાનમાં એક બીજા સાથે મળવાના સમયે પણ કોઈ મુશ્કેલી નડી નહિ. બન્ને પક્ષમાં ઉત્સાહ જણાતો હતો. ખાસ કરીને નાના ઑફિસરો અને સૈનિકોનો ઉત્સાહ યાદગાર હતો.

આ સમય દરમ્યાન ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટમાં વડા પ્રધાન ચર્ચિલ સાથે થયેલી મુલાકાતમાં મેં, ચિંતાતુર બનાવી દે તેવી પહેલી વાત સાંભળી. શ્રી. ચર્ચિલને મેં ભવિષ્ય માટે બહુ ચિંતા કરતા જોયા. રશિયા સાથે સમજૂતી કરવામાં જે મુશ્કેલીઓ પડી હતી, તે તેમણે જણાવી. રશિયન સત્તા નીચેના જર્મન પ્રદેશમાંથી આપણી સેના પાછી ખેંચી લેવાનો ઉલ્લેખ કરતાં તેમણે કહ્યું કે, "જે વિશાળ વિસ્તારમાં મિત્રરાજ્યોની સેનાએ પોતાનું લોહી સીંચ્યું છે અને વિજય મેળવ્યો છે, ત્યાંથી એ સેનાને ખસી જવું પડશે. સૌથી મોટી વાત તો એ છે કે હજુ પણ ઘણા મહત્ત્વના પ્રશ્નોમાં રશિયા સાથે સમજૂતી થઈ શકી નથી. મધ્ય યુરોપનાં બધાં પાટનગરોના રશિયન અધિકારનો પ્રશ્ન પણ એવો નથી કે જે ભૂલી શકાય આમ છતા" તેમણે કહ્યું કે, "સંતોષ ફકત એટલા પૂરતો છે કે રશિયન સેનાઓ રાઈન નદી સુધી આવી પહોંચી છે, એમ બે વર્ષ પહેલાં આપણને કોઈએ કહ્યું હોત તો એ સાંભળીને આપણને આનંદ જ થયો હોત."

પરંતુ જ્યાં સુધી અમને લાગે વળગે છે ત્યાં સુધી અમે તો છેવટ સુધી રશિયા પ્રત્યે સદ્‌ભાવના જ બતાવતા રહ્યા. યુદ્ધના આખરી દિવસોમાં હિટલરના આત્મઘાત પછી પણ મિત્રરાજ્યોમાં ફાટફૂટ પડાવવાની નાઝીઓની ચાલબાજી એવીને એવી જ રહી. છેવટના પ્રયત્ન તરીકે તેમણે એવી દરખાસ્ત મોકલી કે જેમાં પશ્ચિમી રાજ્યોને જ શરણે થવાની શરત હતી. રશિયા સમક્ષ આ જાતની શરત રજૂ કરવામાં આવી હોત તો કોણ જાણે, તેનો કેવા પ્રત્યાઘાત થાત. પરંતુ અમે આ શરતનો તુરતજ અસ્વીકાર કર્યો.

યુદ્ધ પૂરું થયા બાદ કબજા હેઠળના જર્મનીમાં હું મારા આગળના સ્થાન પર પહેલાંની જેમજ ચાલુ સંપર્કમાં આવ્યો. એ વખતે હું માર્શલ ઝુકોવ અને જનરલ સોકોલોવ્સ્કીના સંપર્કમાં આવ્યો. આ બન્નેનો હું પ્રશંસક હતો. એ વ્યક્તિઓ જે કોઈ દેશમાં હોય ત્યાં મહાન ગણાય એમ અમે માનતા હતા. એ બન્ને પોતાના કર્તવ્યનું ચુસ્ત પાલન કરનારા હોવા ઉપરાંત સ્પષ્ટ અને ચોકખો વ્યહવાર રાખનારા હતા. ભાષાની મુશ્કેલી હોવા છતાં અમે માનતા કે તેમની અને અમારી વચ્ચે પરસ્પર વિશ્વાસ અને સમજ છે. "રશિયા અને અમેરિકા વચ્ચેનો કાયમનો સહકાર અને યુદ્ધસમય દરમ્યાન સર્જાયેલી એક બીજાને સમજવાની ભાવના પરજ વિશ્વશાંતિનો આધાર છે," એવા માર્શલ ઝુકોવના કથનની શુભનિષ્ઠામાં મને વિશ્વાસ છે. પરંતુ આફ્રિકાની જેમ અહીં પણ અમારી બધી વાતચીત સહકારી ક્ષેત્ર સુધીજ મર્યાદિત હતી. વ્યકિતગત રીતે તેમની સાથે હળવા મળવાની અમને એક પણ તક ન મળી.

ફ્રેંકફર્ટમાં માર્શલ ઝુકોવના માનમાં અમે એક સમારંભ ગોઠવ્યો. આ સમારંભમાં બોલતાં માર્શલ ઝુકોવે જનરલ આઈઝનહોવરના સંયુકત કમાન્ડના વિકાસની મુકતકંઠે પ્રશંસા કરી અને એવી આશા દર્શાવી કે ભવિષ્યમાં અધિકરણ સમિતિમાં ચારે મિત્ર સેનાપતિઓનું કાર્ય આ રીતે સંયુકત રહેશે. તેના જવાબમાં જનરલ આઈઝનહોવરે એક ઐતિહાસિક વાકય કહ્યું, કે જે આખી દુનિયામાં પ્રસિદ્ધ થયું છે. "આપણે જરૂર શાંતિની સ્થાપના કરશું. ભલે એ કાર્ય માટે આપણને લડવું પડે."

વિજયના ઉત્સાહમાં પહેલાં તો મિત્રરાજ્યો વચ્ચે પરસ્પર સહકાર ચાલુ રહ્યો હતો. પોટસડામ પરિષદ આ સહકારની પરિસીમા હતી. પરંતુ એ પછી ધીમે ધીમે ઝઘડા થવા લાગ્યા. આમ પણ બર્લિનની સરહદનો ભંગ કરવા સંબંધમાં રશિયા તરફથી અમને આ પહેલાં એક ફરિયાદપત્ર મળી ચૂકયો હતો પરંતુ જનરલ સોકોલોવ્સ્કીનું ધ્યાન આ પ્રશ્ન પર ખેંચ્યા બાદ, આવા બધા ઝઘડા અને વાદવિવાદનો પરસ્પર સમજને ઉકેલ લાવવાની ગોઠવણ પાછળથી કરી લેવામાં આવી હતી.

હું જર્મનીમાં હતો એ સમયે સૌથી ગંભીર પ્રશ્ન, યાલ્ટામાં મિત્ર રાજ્યો વચ્ચે જે સમજૂતી થઈ હતી અને પોટસડામ ખાતે જેનું સમર્થન થયું હતું, તેને અમલી રૂપ આપવા સંબંધમાં ઉપસ્થિત થયો હતો. યુદ્ધ કેદીઓને પોતપોતાના દેશમાં પાછા મોકલવા સાથે આ સમજૂતીને સંબંધ હતો. કમનસીબે આ સમજૂતીનો રશિયાએ અને મિત્રરાજ્યોએ જે જુદો જુદો અર્થ કર્યો, તેમાં મતભેદ થયો. અમારો મત એવો હતો કે માત્ર રશિયન યુદ્ધગુનેગારો અને સ્વેચ્છાથી રશિયા જવા ઈચ્છતા રશિયનોને જ પાછા મોકલવા માટે અમે સમજૂતી અનુસાર બંધાયેલા હતા. પરંતુ રશિયન સરકાર દરેક રશિયનના પાછા ફરવા પર ભાર મૂકતી હતી. સહકારના ઉત્સાહમાં અમારા કેટલાક સૈનિકોએ જર્મની ખાતેના રશિયનો જેઓ રશિયા જવા ઈચ્છતા ન હતા તેમને બળજબરીથી ગાડીમાં પાછા મોકલવાનો પ્રયાસ કર્યો, પરંતુ આ રશિયનોમાંથી કેટલાકોએ તરતજ આપઘાત કર્યો. પરિણામે, આવી કોઈ પણ પ્રકારની જબરદસ્તી ન કરવાનું ફરમાન અમે અમારા સૈનિકોને આપી દીધું. બસ, આ વાતે જ એક ભીષણ સમસ્યાનું રૂપ લીધું.

મેં ઘણી વાર એ વિચારવાનો પ્રયાસ કર્યો છે કે પોતાના દેશમાંથી નાસી જનાર રશિયનોને પાછા લાવવા માટે રશિયા એટલું બધું આતુર કેમ છે? આ બાબતમાં સાચી હકીકત એ છે કે રશિયાથી નાસી છૂટેલી હજારો વ્યક્તિઓ પરદેશોમાં રહેવાથી સોવિયેટ તંત્ર અને પ્રચારને હાનિ પહોંચી છે. એ ઉપરાંત આ લોકોને રશિયામાં રહેતા પોતાના સંબંધીઓના પત્રોથી રશિયાની સાચી પરિસ્થિતિ અને કાર્યવ્યવહારની પણ ખબર પડી જાય છે.

આશ્રિત રશિયનો અંગેના વાદવિવાદ સંબંધી લાંબા અનુભવ પછી મને એમ લાગે છે કે પરંપરાથી ચાલતા આવેલા સામંતશાહીના વિચારોની અસર ઓછી આંકવી એ એક ભયંકર ભૂલ છે. રાજ્ય અને નાગરિકોના પરસ્પર સંબંધ વિષે સોવિયેટના વિચારો કેવા છે તે, પરદેશીઓ અને રશિયનો વચ્ચેના આંતરરાષ્ટ્રિય લગ્નોને ગેરકાયદેસર જાહેર કરનારા અને

તેના પર પ્રતિબંધ મૂકનારા ફરમાન પરથી સ્પષ્ટ જણાઈ આવે છે પરદેશીઓના વસવાટ પર પ્રતિબંધ અને સોવિયેટ શહેરીઓ તથા પરદેશીઓને એક બીજાથી અલગ અલગ રહેવાના હુકમમાં પણ આ વસ્તુ જ જણાઈ આવે છે

જર્માની ખાતેના મારા નિવાસ દરમ્યાન રશિયાથી નાસીને પરદેશ વસનારા અને આશ્રિત રશિયનોના પ્રશ્ને મને ખૂબજ ઉદાસ બનાવી દીધો એટલે મને જ્યારે વોશિંગ્ટન પાછો બોલાવી લેવામાં આવ્યો ત્યારે મને હર્ષ થયો.

પરદેશ પ્રધાન બાર્નેસના પ્રસ્તાવ પર વિચાર કરતી વખતે આગળનો આ સંપર્ક અને અનુભવ મોજૂદ હતા અલબત્ત, યુદ્ધપ્રધાન પેટરસન અને જનરલ આઈઝનહોવરની શુભ સલાહ પર ઘણો આધાર હતો પરંતુ તેઓ આ પ્રસ્તાવનો અસ્વીકાર કરવા માટે મને કહેશે એમ જો હુ મનમાં ને મનમાં વિચારતો હોઉં તો મારે નિરાશ જ થવું પડે તેમ હતું એ બન્ને વ્યકિતઓ કર્તવ્ય પ્રત્યે અતિઉચ્ચ ભાવના ધરાવે છે કાર્ય ગમે તેટલુ મુશ્કેલ હોય, તોપણ તેઓ મુશ્કેલીઓથી ડરીને કોઈ કાર્યનો અસ્વીકાર કરતા નથી તેમજ પોતાના હાથ નીચેની વ્યકિતને એવી સલાહ પણ આપતા નથી, બન્નેએ મને એવી સલાહ આપી કે આ પ્રસ્તાવનો તમારાથી અસ્વીકાર ન જ થાય

જનરલ આઈઝનહોવરે મને એવી પણ સલાહ આપી કે મારે એક અથવા દોઢ વર્ષ સુધી સફળતા મેળવવા માટે પ્રયત્ન કરવો. મને સફળતા ન મળે તો કોઈ બીજી વ્યકિતને પ્રયાસ માટે તક આપવી કોઈ પણ સંજોગોમાં બે વર્ષથી વધુ સમય રશિયામા રહેવું જોઈએ નહિ.

બસ, આ વાતનો ફેંસલો થઈ ગયો. મે પરદેશપ્રધાનની દરખાસ્ત સ્વીકારી લેવાનુ એમને જણાવી દીધુ

હવે મૉસ્કો જવા માટે તૈયારી શરૂ થઈ દિવસના ૧૮ કલાક તાલીમ લેવાનો એક એવો કાર્યક્રમ શરૂ થઈ ગયો કે જેવો મારા જીવનમાં

પહેલાં ક્યારેય આવ્યો ન હતો એક બાજુ નવા કાર્ય માટે તાલીમ લેવાની હતી અને બીજી બાજુ, મારૂ જૂનું કાર્ય મારે બીજા કોઈને સોંપવાનું હતું

પહેલાં અનેક જવાબદારીભર્યાં કાર્યો સંભાળી ચૂકેલી ઘણી વ્યક્તિઓ મને તાલીમ આપનારાઓમાં હતી અમાંથી કેટલાકને પાછળથી એલચીઓ અથવા સલાહકારો તરીકે પરદેશોમાં મોકલવામાં આવ્યા હતા. આ ઉત્તમ શિક્ષણ ઉપરાંત બે વખત પ્રમુખ ટ્રુમનને મળવાનું સદ્ભાગ્ય પણ મને મળ્યું

બીજી વારની મુલાકાતમા, પાછળથી આટલાંટિક ચાર્ટર તરીકે બહાર આવેલા મૂળ વિચારનો પ્રાથમિક સ્વરૂપમાં પ્રમુખ ટ્રુમેને મને ખ્યાલ આપ્યો એ તો સ્પષ્ટ જ હતું કે પ્રમુખ ટ્રુમેન જો કે રશિયનો નાથેના સંબંધોને યોગ્ય સ્વરૂપ આપવા માગતા હતા, તોપણ આ સંબંધમાં પોતાના પશ્ચિમી સાથીઓના હિતનો ભોગ આપવા તેઓ તૈયાર ન હતા. તેમને મધ્ય યુરોપ અને પૂર્વ યુરોપનું બહુજ સરસ જ્ઞાન છે, એમ પણ સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું તેમણે આ બાબતમાં ડાન્યુબ ક્ષેત્રનો એક નકશો પણ મને બતાવ્યો. તેમણે આ નકશા પર આ વિષય સાથે સંબંધ ધરાવતા જુદા જુદા પ્રશ્નો પરનો પોતાનો ઉકેલ પણ નોંધેલ હતો.

તેમણે મને તરતજ સ્ટેલિનને મળવાનો આદેશ આપ્યો સ્ટેલિનને અમેરિકા આવવાનું નિમંત્રણ આપનારો એક પત્ર તેમણે મને આપ્યો યાલ્ટા અને પોટસ્ડામ કરાર અમેરિકાએ શુભ નિષ્ઠાથી કર્યા છે પરન્તુ રશિયા પોતાની જવાબદારી પૂરી નહિ કરે તો એ કરારને બંધનકારક ગણવાનું અમારે માટે અશક્ય બનશે, એમ પણ સ્ટેલિનને જણાવવાની પ્રમુખે મને સૂચના આપી

આ દરમ્યાન આગળના અમેરિકન એલચી શ્રી હેરિમન સાથે પણ મેં કેટલીક લાંબી મંત્રણાઓ કરી તેમણે પોતાના અનુભવોનો મને લાભ આપવાનો પૂરેપૂરો પ્રયાસ કર્યો.

એ દિવસો દરમ્યાન શ્રી ચર્ચિલ સાથે મારી અણધારી મુલાકાત થઈ ગઈ ફુલ્ટનનું પ્રસિદ્ધ ઐતિહાસિક ભાષણ આપીને પાછા ફરતા તેઓ

સયોગવશાત્ એજ હોટેલમા ઉતર્યા કે જ્યા મે કામચલાઉ નિવાસ રાખ્યો હતો "પોલાદની દીવાલ" અગેના તેમના ભાષણના અમેરિકામા ભીષણ પ્રત્યાઘાત થયા હોટેલમા તેમના નિવાસ પર ચોકી પહેરો ગોઠવી દેવામા આવ્યો

મુલાકાત માટેની મારી વિનતિનો તેમણે તરતજ સ્વીકાર કરી લીધો હુ તેજ વખતે તેમને મળવા માટે તેમના ઓરડામા ગયો ફુલ્ટન ભાષણની નમ્રતા પર ભાર મૂકતા તેમણે કહ્યુ, "એકાદ વર્ષમા આ લોકો મારી વાતની સત્યતાનો સ્વીકાર કરશે કેટલાક ઉગ્રમતવાદીઓ ભલે અમેરિકા અને બ્રિટન વચ્ચે મતભેદ હોવાની વાતો કરે, પરતુ પ્રતિષ્ઠા, સ્વતત્રતા અને આઝાદી વિષેના આપણા વિચારો સરખાજ છે યુદ્ધ સમયમા બન્ને રાષ્ટ્રો વચ્ચે જે સહકાર ઉત્પન્ન થયો છે તેને જાળવી રાખવાનુ જરૂરી છે ઈતિહાસમા આવો બીજો કોઈ દાખલો નથી

આખરે એવો સમય આવી ગયો કે જ્યારે સોવિયેટ પશ્ચાદ્ભૂમિનું મને જ્ઞાન આપાવા લાગ્યુ જ્યા સુધી બધુ મારા માટે બિલકુલ સ્પષ્ટ ન થઈ ગયુ ત્યા સુધી આ કાર્યક્રમ ચાલુ રહ્યો ગાડી ભરી ભરીને પુસ્તકો અને દફ્તરો મારી નવી કચેરીમા આવવા લાગ્યા

યુદ્ધે દુનિયામા રશિયાની સ્થિતિનું સપૂર્ણ પરિવર્તન કરી નાખ્યું છે રશિયામાં થયેલા કોઈ આતરિક વિકાસનું આ પરિણામ નથી પરતુ પાડોશી દેશોની ભાંગતોડમાં રશિયાને જે પ્રદેશ મળી ગયો તેનુ એ પરિણામ છે આ નવા મિત્રો મળવાથી દિન કરોડથી વધુ લોકો રશિયામા જોડાયા. જર્મનીના પરાજય પછી રશિયાએ ઈતિહાસમા પહેલીજ વાર યુરોપમાં કોઈ શક્તિશાળી વિરોધી જોયો નહિ.

રશિયાની ખેતીની પશ્ચાદ્ભૂમિ પર સદીઓ જુની ખેડુત લોકોના અરક્ષિતપણાની ભાવના છુપાયેલી છે શું આ ભાવના સ્થિર અને મક્કમ છે? શુ રશિયા પૂર્વ અને પશ્ચિમમા હજુ વધુ રાજ્યો મેળવવા પ્રયાસ કરશે? સત્તાના મદમા પડી એ શું આ રાજ વધતુ અટકશે? શુ તે

સમસ્ત આટલાંટિક અને પ્રશાંત મહાસાગર પર કબજો મેળવવાનો પ્રયાસ નહિ કરે?

અમેરિકન લોકો યુદ્ધ વખતે માનતા હતા કે રશિયા સાથે સહકાર શકય છે. હજુ પણ કેટલાક માને છે કે વ્યકિતગત ધોરણે પ્રયાસ કરવામાં આવે તો આ સહકાર લાગણીભર્યો બની શકે. એથી ઉલટું, કેટલાક નિરાશા–વાદીઓ રશિયા સાથેના યુદ્ધને અનિવાર્ય ગણે છે. પરંતુ આ બાબતમાં અમેરિકાના પરદેશ વિભાગનો અભિપ્રાય અને લાંબા સમયનો અનુભવ એવો છે કે સોવિયેટ યુનિયનની વિશિષ્ટ રચના અને રાજકીય સિદ્ધાંતોના કારણે વ્યકિતગત ધોરણે સહકાર શકય નથી. પરંતુ આ રીતના વ્યકિતગત સહકારને તેઓ વિશ્વ શાંતિ માટે આવશ્યક ગણતા નથી. તેમનો અભિપ્રાય એવો છે કે, સોવિયેટ સરકાર પણ આ વસ્તુ અનુભવી રહી છે. આવી સ્થિતિમાં કેટલાક દસકાઓ સુધી દુનિયાના જુદા જુદા દેશોમાં કોઈને કોઈ પ્રકારની સ્થિરતા અને શાંતિ સ્થાપિત કરી શકાય એમ છે. આ કાર્ય એક બીજાના મહત્ત્વના હિતો સમજવા ઉપરાંત એ સંબંધમાં વાસ્તવિક પગલું લઈને પૂરું કરી શકાય તેમ છે.

રશિયાના ઉચ્ચ અધિકારીઓ સાથે થયેલી વાતચીતના કારણે હું આ સંબંધમાં વધુ આશાવાદી હતો જ. પરંતુ તેનો જવાબ ભવિષ્યના ગર્ભમાં હોવાથી, જાતે રશિયા જઈને પ્રયાસ કરવાનો જ એક માત્ર ઉપાય હતો આવી માનસિક પરિસ્થિતિમાં વૉશિંગ્ટનથી મૉસ્કો જવા માટે હું તૈયાર થઈ ગયો.



# કાર્યનો આરંભ

"    રશિયા એવી કોઈ પણ શોધ માટે ગર્વ લઈ શકે તેમ નથી, કે જે વ્યવહારૂ હોય અને દુનિયાના બીજા દેશોમા જેનુ અનુકરણ થયુ હોય પોતાની પ્રતિકૂળ ઋતુઓ સિવાય તેની પાસે જે કઈ છે તે બધુ માગી લાવેનુ છે ઉધાર લઈને તે પોતાનાં યુદ્ધો ચલાવે છે બીજાઓની મૂડીથી તેની રેલ્વે ચાલે છે તેના સઘળાં પ્રથમ પકિતનાં જહાજો બ્રિટન અથવા અમેરિકામાં બનેલા છે રશિયાની કલાઓ અને હુન્નરો કે જેમાં તેણે પોતાના શ્રમથી કઈક સફળતા મેળવી છે તે પણ પરદેશી બુદ્ધિનો ચમત્કાર છે પરદેશી સહાય પર આધાર રાખવાની જેટલી આવશ્યકતા રશિયાને છે તેટલી દુનિયાના બીજા કોઈ દેશને નથી આમ છતા તે પોતાના સહાયકો સામે બળે છે અને તેમની અદેખાઈ કરે છે "

—રશિયા ખાતેના અમેરિકન પ્રતિનિધિ નીલ. બડ્ બ્રાઉનના સેંટ પિટર્સબર્ગથી મોકલાયેલા તા. ૬ઠ્ઠી નવેમ્બર ૧૮૫૧ના એક સંદેશાનો ભાગ

મૉસ્કો જવાની બીજી તૈયારીઓ પણ એટલી જ મુશ્કેલીભરેલી સાબીત થઈ દુનિયાના બીજા પાટનગરોની જેમ સોવિયેટ પાટનગર પહોંચવા માટે માત્ર વિમાનમાં બેસી જવાનું પૂરતું નથી આ કાર્ય માટે

દરેક વસ્તુ પર સાવચેતીથી વિચાર કરવો પડે છે. મૉસ્કોના એલચી ખાતાની એક સૂચનાથી સ્પષ્ટ જણાતું હતું કે મારે કોઈ એવા સ્વર્ગમાં જવાનું ન હતું કે જ્યાં દરેક વસ્તુની છત હોય.

એક વસ્તુ તો હું પહેલેથી સારી રીતે જાણતો હતો કે મારાં અને મારી પત્નીનાં કપડાં માટે મારે ન્યુયોર્કની મોટી મોટી દુકાનોમાં સારી પેઠે ફરવું પડશે. અને આ વસ્તુઓ માટે સારો એવો ખર્ચ કરવો પડશે. ત્રીસ વર્ષના લશ્કરી જીવન પછી આ એક નવું જીવન હતું. એટલે નવાં વસ્ત્રો બનાવવાનું મારા માટે જરૂરી હતું. તેની સાથોસાથ મારી પત્નીને પણ રાજદૂતની પત્ની તરીકે એવાં કીમતી કપડાં રાખવાની જરૂર હતી કે જે એક લશ્કરી માણસની પત્ની તરીકે જરૂરી ન હતાં. અમને કોઈ પણ એલચી ખાતામા મોકલવામાં આવ્યા હોત તોપણ કપડાં તો જરૂર કરાવવાં જ પડત પરંતુ મૉસ્કોની સૂચનામાં જ્યાં સુધી "દરેક માલ ચાર ચાર આને" વાળી પંક્તિઓ અમારા વાંચવામાં ન આવી ત્યાં સુધી "દરેક માલ ચાર ચાર આને"વાળી દુકાનોમા ચક્કર મારવાની વાતનો અમે વિચાર સરખો કર્યો ન હતો.

મૉસ્કો આવનાર પ્રત્યેક વ્યક્તિએ બે વાત ધ્યાનમાં રાખવી જોઈએ. (૧) અહીં કોઈ વસ્તુ મળતી નથી (૨) વર્ષના મોટા ભાગમા અહીં ઘરમા કે ઘરની બહાર સર્વત્ર ભયંકર ઠંડી પડે છે.

એ પછી જે વસ્તુઓ મૉસ્કોમાં સુલભ ન હતી અને જેને સાથે લાવવાનું જરૂરી હતું, એવી વસ્તુઓની લાંબી યાદી તૈયાર થઈ. ટુંકમાં–ઘડિયાળો, અસ્ત્રા, બ્લેડ, રેડિયો, વિજળીનો ઘરગથ્થુ સામાન, શાહી, ફાઉન્ટનપેન, પેન્સિલો, સિગારેટ [સળગાવવા માટેના લાઈટર, ગંજીફો, પુસ્તકો, સજાવટની વસ્તુઓ, ગ્રામોફોનની રેકર્ડ, પાણી ગરમ રાખવાની બૉટલો, સોય, કાતર, સીલાઈનાં સાધનો, બૂટની દોરી, રસ્સી, કપડાં ધોવાનો સાબુ, મીણબત્તી, દિવાસળી, દરેક પ્રકારની પીન, ભેટમાં આપવાની બીજી વસ્તુઓ વિગેરે આ યાદીમાં હતું. આ કારણે ખરીદવાની વસ્તુઓની યાદી ખૂબ લાંબી

મારી સાથે આવનારા સ્ટાફની પસંદગી હું એ દરમિયાન કરી ચૂકયો હતો. એટલે આ બધી નાની મોટી વસ્તુઓ ખરીદવાનો ભાર મેં એ લોકો પર છોડી દીધો. તેમને પણ પોતાને માટે આવી વસ્તુઓ ખરીદવાની હતી. મારા મિત્ર શ્રી. બર્નાર્ડ ગીમ્બેલે કપડાંની તૈયારીમાં પૂરેપૂરો સહકાર આપ્યો. પરિણામે બધી તૈયારીઓ સમયસર થઈ ચૂકી.

અમે ખાસ વિમાનમાં મૉસ્કો જવાના છીએ એવી ખબર ન્યુયોર્કમાં ફેલાઈ કે તરત જ બંડલ પર બંડલ આવવા લાગ્યાં. જેના જેના મિત્રો મૉસ્કોમાં હતા. તેઓ અમારી પાસેથી એટલી આશા તો જરૂર રાખતા હતા કે, કંઈ નહિ તો છેવટે એકાદ પેકેટ અમે તેમના મિત્ર માટે જરૂર મૉસ્કો લઈ જઈશું. પરિણામે મીણબત્તીઓના બંડલોથી માંડીને ફરના( પીંછાના) કોટ સુધી, બધી વસ્તુઓના ઢગ ખડકાયા.

બધુ તૈયાર થઈ ગયા બાદ પરદેશ વિભાગના કેટલાક અધિકારીઓ, લશ્કરી અમલદારો અને પત્રકારોના એક જૂથની વિદાય લઈને ૧૯૪૬ના ૨૭મી માર્ચના રોજ અમે વૉશિંગ્ટનના વિમાની મથકથી રવાના થયા.

બર્લિન સુધીના પ્રવાસમાં કોઈ પણ ઉલ્લેખનીય બનાવ બન્યો નહિ. પેરિસ ખાતેના અમેરિકન એલચી શ્રી. જેફરસન અમને વિમાની મથક પર મળ્યા. ફ્રેંકફર્ટમાં મારા એક વખતના સાથીદાર લશ્કરી અમલદારો સાથે ફરીથી મુલાકાત થઈ.

બર્લિન પહોંચ્યા ત્યારે મારા જુના મિત્ર જનરલ ક્લે અને તેમનાં પત્ની તથા બર્લિન ખાતેના અમેરિકન એલચી શ્રી. રોબર્ટ મર્ફી અમને વિમાની મથક પર લેવા આવ્યા હતા. તે રાત અને બીજે દિવસ અમે જનરલ ક્લે અને તેમની પત્નીના અતિથિ રહ્યા. પાછળથી ત્રણ વર્ષ સુધી આ ઘર અમારા માટે આશ્રયસ્થળ બની રહ્યું.

બર્લિન ખાતેના બન્ને મુખ્ય રશિયનો માર્શલ સોકોલોવસ્કી અને રશિયન એલચી સેમીનોવ શિષ્ટાચાર તરીકે અહીં મને મળવા આવ્યા. માર્શલનું વર્તન પહેલાં જેવું જ મિત્રતાભર્યું હતું. શ્રી. સેમીનોવ એક સમજદાર,

દરેક વસ્તુ પર સાવચેતીથી વિચાર કરવો પડે છે મૉસ્કોના એલચી ખાતાની એક સૂચનાથી સ્પષ્ટ જણાતું હતું કે મારે કોઈ અવા સ્વર્ગમાં જવાનું ન હતું કે જ્યા દરેક વસ્તુની છત હોય.

એક વસ્તુ તો હુ પહેલેથી સારી રીતે જાણતો હતો કે મારાં અને મારી પત્નીનાં કપડાં માટે મારે ન્યુયોર્કની મોટી મોટી દુકાનોમાં સારી પેઠે ફરવું પડશે અને આ વસ્તુઓ માટે સારો એવો ખર્ચ કરવો પડશે. ત્રીસ વર્ષના લશ્કરી જીવન પછી આ એક નવુ જીવન હતું એટલે નવા વસ્રો બનાવવાનું મારા માટે જરૂરી હતું તેની સાથોસાથ મારી પત્નીને પણ રાજદૂતની પત્ની તરીકે એવાં કીમતી કપડાં રાખવાની જરૂર હતી કે જે એક લશ્કરી માણસની પત્ની તરીકે જરૂરી ન હતા. અમને કોઈ પણ એલચી ખાતામા મોકલવામા આવ્યા હોત તોપણ કપડા તો જરૂર કરાવવાં જ પડત પરન્તુ મૉસ્કોની સૂચનામા જ્યા સુધી "દરેક માલ ચાર ચાર આને" વાળી પંક્તિઓ અમારા વાંચવામાં ન આવી ત્યા સુધી "દરેક માલ ચાર ચાર આને"વાળી દુકાનોમા ચક્કર મારવાની વાતનો અમે વિચાર સરખો કર્યો ન હતો.

મૉસ્કો આવનાર પ્રત્યેક વ્યક્તિએ બે વાત ધ્યાનમા રાખવી જોઈએ (૧) અહીં કોઈ વસ્તુ મળતી નથી (૨) વર્ષના મોટા ભાગમા અહીં ઘરમા કે ઘરની બહાર સર્વત્ર ભયકર ઠંડી પડે છે

એ પછી જે વસ્તુઓ મૉસ્કોમા સુલભ ન હતી અને જેને સાથે લાવવાનું જરૂરી હતું, એવી વસ્તુઓની લાંબી યાદી તૈયાર થઈ ટુકમા-ઘડિયાળો, અસ્રા, બ્લેડ, રેડિયો, વિજળીનો ઘણોખરો સામાન, શાહી, ફાઉન્ટનપેન, પેન્સિલો, સિગારેટ [સળગાવવા માટેના લાઈટર, ગજીફા, પુસ્તકો, સજાવટની વસ્તુઓ, ગ્રામોફોનની રેકર્ડ, પાણી ગરમ રાખવાની બોટલો, નોંધ, કાતર, સીલાઈના સાધનો, બૂટની દોરી, રસ્સી, કપડાં ધોવાનો સાબુ, મીણબત્તી, દિવાસળી, દરેક પ્રકારની પીન, ભેટમા આપવાની બીજી વસ્તુઓ વિગેરે આ યાદીમાં હતુ આ કારણે ખરીદવાની વસ્તુઓની યાદી ખૂબ લાંબી પહોળી બની ગઈ

મારી સાથે આવનારા સ્ટાફની પસંદગી હું એ દરમિયાન કરી ચૂક્યો હતો. એટલે આ બધી નાની મોટી વસ્તુઓ ખરીદવાનો ભાર મેં એ લોકો પર છોડી દીધો. તેમને પણ પોતાને માટે આવી વસ્તુઓ ખરીદવાની હતી. મારા મિત્ર શ્રી. બર્નાર્ડ ગીમ્બેલે કપડાંની તૈયારીમાં પૂરેપૂરો સહકાર આપ્યો. પરિણામે બધી તૈયારીઓ સમયસર થઈ ચૂકી.

અમે ખાસ વિમાનમાં મૉસ્કો જવાના છીએ એવી ખબર ન્યુયોર્કમાં ફેલાઈ કે તરત જ બંડલ પર બંડલ આવવા લાગ્યાં. જેના જેના મિત્રો મૉસ્કોમાં હતા. તેઓ અમારી પાસેથી એટલી આશા તો જરૂર રાખતા હતા કે, કંઈ નહિ તો છેવટે એકાદ પૅકેટ અમે તેમના મિત્ર માટે જરૂર મૉસ્કો લઈ જઈશું. પરિણામે મીણબત્તીઓના બંડલોથી માંડીને ફરનું પીંછના) કોટ સુધી, બધી વસ્તુઓના ઢગ ખડકાયા.

બધું તૈયાર થઈ ગયા બાદ પરદેશ વિભાગના કેટલાક અધિકારીઓ, લશ્કરી અમલદારો અને પત્રકારોના એક જૂથની વિદાય લઈને ૧૯૪૬ના ર૪મી માર્ચના રોજ અમે વૉશિંગ્ટનના વિમાની મથકથી રવાના થયા.

બર્લિન સુધીના પ્રવાસમાં કોઈ પણ ઉલ્લેખનીય બનાવ બન્યો નહિ. પૅરિસ ખાતેના અમેરિકન એલચી શ્રી. જૅફ્રસન અમને વિમાની મથક પર મળ્યા. ફ્રેંકફર્ટમાં મારા એક વખતના સાથીદાર લશ્કરી અમલદારો સાથે ફરીથી મુલાકાત થઈ.

બર્લિન પહોંચ્યા ત્યારે મારા જુના મિત્ર જનરલ ક્લે અને તેમનાં પત્ની તથા બર્લિન ખાતેના અમેરિકન એલચી શ્રી. રૉબર્ટ મર્ફી અમને વિમાની મથક પર લેવા આવ્યા હતા. તે રાત અને બીજે દિવસ અમે જનરલ ક્લે અને તેમની પત્નીના અતિથિ રહ્યા. પાછળથી ત્રણ વર્ષ સુધી આ ઘર અમારા માટે આશ્રયસ્થળ બની રહ્યું.

બર્લિન ખાતેના બન્ને મુખ્ય રશિયનો માર્શલ સોકોલવસ્કી અને રશિયન એલચી સેમીનોવ શિષ્ટાચાર તરીકે અહીં મને મળવા આવ્યા. વર્તનનું વર્તન પહેલાં જેવું જ મિત્રતાભર્યું હતું. શ્રી. સેમીનોવ એક સમજદાર

અને યોગ્ય રાજપુરૂષ મને લાગ્યા. અંગ્રેજી ભાષા પર પણ તેમનો સારો કાબૂ હતો.

જનરલ આઈઝનહોવરે માર્શલની પત્ની માટે એક ભેટ મોકલી હતી. સામાનના ઢગલામાંથી તેને શોધી કાઢવાનું સહેલું ન હતું. એટલે મેં તેમને તેમની પત્નીનું મૉસ્કોનું ઠેકાણું પૂછ્યું. પરંતુ વારંવાર પૂછવા છતાં પણ ઠેકાણું આપવામાં તેમને અચકાતા જોઈને મને બહુ જ ભારે આશ્ચર્ય થયું. ભેટ બર્લિનના ઠેકાણા પર જ મોકલવા પર તેમણે ભાર મૂકયો. પાછળથી મને ખબર પડી કે પરદેશીઓ સાથે પોતાના કુટુંબોનો પરિચય થવાથી રશિયન અધિકારીઓ ગભરાય છે. તેમને એવો ભય લાગે છે, કે કયાંક તેમના પર શંકા ન થવા લાગે.

બર્લિનના વિમાની મથક પર અમેરિકન સેનાનું બળ જોવાની પણ મને તક મળી. એક વખતે અહીં સૌથી વધુ બળવાન અમેરિકન વિમાની સેના હતી; જેણે કોઈની મદદ વિના દસ દસ જર્મન ડિવિઝનોનો સામનો કર્યો હતો. જનરલ કલેના સૈનિકો માટે જો કે ગર્વ લઈ શકાય તેમ હતું, તોપણ યુરોપના સૌથી વધુ સળગતા જ્વાળામુખી જેવા આ વિસ્તારમાં અમેરિકન સૈનિકો આટલી ઓછી સંખ્યામાં જોઈને મને આશ્ચર્ય થયું. પોતાનું સૈન્ય ઘટાડવાની અમેરિકાની ભાવના એથી સ્પષ્ટ જણાતી હતી.

૨૮મી માર્ચ ૧૯૪૬ની સવારે અમે બર્લિનથી મૉસ્કો જવા રવાના થયા. મૉસ્કો સુધીના ઉડ્ડયનમાં લગભગ સાડા પાંચ કલાક લાગે છે. માર્ગમાં પૂર્વ રશિયાની એક વખતની રાજધાની કોઈનિગ્સબર્ગ જે હવે કાલિનીનગ્રાડ નામથી પ્રખ્યાત છે તે તથા ઐતિહાસિક મસુરિયન સરોવર અમે જોયાં. જ્યાં થઈને અમે ઉડી રહ્યાં હતાં, તેની નીચે વિશાળ અને મોટી ટેકરીઓ હતી. જે છેલ્લા યુદ્ધમાં તથા પૂર્વ યુરોપના ભૂતકાલીન અનેક યુદ્ધોમાં સંઘર્ષણનું સ્થળ બની હતી.

આ ભૂમિમાં જ પહેલું મહાયુદ્ધ અને બીજા મહાયુદ્ધની બે નિર્ણયાત્મક લડાઈઓ થઈ હતી. પહેલી લડાઈમાં રશિયાનો પરાજય થયો હતો બીજી લડાઈમાં તે વિજેતા તરીકે દુનિયા સમક્ષ આવ્યું.

પૂર્વ રશિયાથી આગળ વધતાં એવું વેરાન મેદાન આવ્યું કે, જ્યાં બહુ જ મોટા અંતર પછી કોઈ શહેર કે ગામ નજરે પડતું હતું એમ કહેવામાં આવે છે કે, બીજા મહાયુદ્ધમા જર્મનોએ કરેલા વિનાશથી આ વિસ્તાર ઉજ્જડ થઈ ગયો. પન્તુ સડકો અને જવા આવવાના સાધનોના અભાવ જોતાં, અહીં કયારેય પણ વધારે વસ્તી હોય એ વિશે શંકા જ ઊભી થાય છે

છેલ્લા ચારસો વર્ષોથી આક્રમણકારોએ આ માર્ગે જ આક્રમણ કર્યા છે એ વાતમાં શંકા નથી વીસમી સદીના બન્ને આક્રમણ અને પ્રત્યાક્રમણ આ માર્ગે જ થયાં હતાં મોંગોલ લોકો ચંઘીસખાંના મૃત્યુના ખબર મળતાં, આ માર્ગે આગળ ન વધતાં અહીંથી જ પોતાને દેશ પાછા ફર્યા હતા આ માગ પર કોઈ અવરોધ નથી કે બીજી કોઈ રૂકાવટ નથી આ સપાટ મેદાન દરેક પ્રકારના આક્રમણ માટે બધી રીતે ખુલ્લું છે આવી સ્થિતિમાં પોતાની ચારે બાજુએ તટસ્થ દેશો દ્વારા સરહદબંધી કરી લેવાનું રશિયા વિચારે એ તદ્દન સ્વાભાવિક છે આ વાત સમજી શકાય તેવી છે, પરતુ અખિલ સ્લાવ સામ્રાજ્યવાદના જોખમ સાથે જોડાયેલાં જે ચિહ્નો દિનપ્રતિદિન વધારે સ્પષ્ટ બની રહ્યાં છે તે ચિંતા ઉપજાવે તેવાં છે

મૉસ્કોથી ૪૦૦ માઈલ સુધીની ભૂમિ એકસરખી ઊંચાઈની છે આ વિસ્તાર બરફથી ઢંકાયેલો હતો સરોવરાનાં પાણી પણ જામી ગયેલાં હતાં આ ભૂમિથી મૉસ્કો પહોચતાં સુધી મનુષ્ય વસવાટના કોઈ ચિહ્ન જણાતાં ન હતાં.

બરાબર બપોરના સમય થતાં જ અમારૂ વિમાન મૉસ્કોના વિમાની મથક પર આવી પહોચ્યું ઋતુ સ્વચ્છ હોવાથી અમે જ્યાં વસવાટ કરવાના હતા, તે મૉસ્કો શહેરને જોઈ શકાતું હતું અમને પ્રથમ એવો અનુભવ થયો કે, નીચાં મકાનો અને પહોળા પહોળા બજારા વાળુ આવેલું આ નગર છે શહેરની ચારે બાજુએ મોટાં મોટાં વૃક્ષો હતાં પણ શહેરની અદર એકેય વૃક્ષ જણાતું ન હતું

અમે નીચે આવ્યા ત્યારે વિમાની મથક સંપૂર્ણ રીતે બરફથી ઢંકાઈ ગયેલું જોયું એક બાજુએ લોંગી મોટરો તથા અમારા સત્કાર માટે આવેલાં કેટલાક માણસો પણ દેખાયાં વિમાન નીચે ઉતર્યા પછી મારા ભવિષ્યના સાથીઓ વિષે મારા પર પહેલી છાપ એવી પડી કે, તેઓ "આનંદી પરંતુ દરિદ્ર" છે તેમાંથી ઘણાખરાએ ' પહેરેલા ફરના કોટમાં કાણાં પડી ગયાં હતાં. સ્ત્રીઓ બીલકુલ જડ જેવી બની ગઈ હતી અને ઓળખવાનું પણ મુશ્કેલ હતું પુરૂષોના માથાના પોષાક એવા વિવિધ હતા કે તેનું વર્ણન જ ન થઈ શકે

એલચી ખાતાના અધિકારીઓએ અને સોવિયેટ સરકાર તરફથી આવેલા સોનેરી ફુમતાવાળા લશ્કરી પોષાકમાં સજ્જ થયેલા એક અધિકારીએ અમારો સત્કાર કર્યો.

મોટરમાં પસાર થતી વખતે મૉસ્કો વિષેનો મારો પહેલો અનુભવ ઝાંખો અને અસ્પષ્ટ હતો. વસંતના આરંભમાં બરફ અને તેના પરનું ધુમ્મસ પીગળવાથી મૉસ્કોનો રંગ ઝાંખો થઈ જાય છે લોકોના પોષાક જોઈને મને પેકિંગનું સ્મરણ થયું રૂના કોટ અને માથા પર લપેટેલી શાલ એવા પ્રકારનું દશ્ય એક શરદ ઋતુમાં મે પેકિંગમાં જોયું હતું આવા ઝાંખા રંગમાં ચમકદાર અને મોટા ભાગે લાલ રંગની કામળીઓ ઓઢીને ફરતાં બાળકો ,રંગબેરંગીપણું ઉત્પન્ન કરી રહ્યાં હતાં.

બીજી સવારે મે મારી કચેરીની પહેલી' મુલાકાત લીધી મારૂં નિવાસસ્થાન અને કચેરીની વિસ્તૃત ચર્ચા હું આગળ ઉપર કરીશ અહીં મારા હાથનીચે કામ કરનારાઓ સાથે મારી ફરીથી મુલાકાત થઈ વિમાની મથક પરના પોતાના પોષાકના કારણે એ વખતે એ બધા એકસરખા જણાતા હતા એટલે સાચી મુલાકાતની તક તો હવે જ મળી

જ્યા સુધી પ્રમાણપત્ર રજૂ કરવાની વિધિ ન થાય ત્યાં સુધી હું એલચીનું સ્થાન લઈ શકું તેમ ન હતું પરંતુ પ્રમાણપત્ર રજૂ કરવાનું એક અઠવાડિયા પછીજ શક્ય બનશે એવા ખબર મળ્યા એક અઠવાડિયા

પહેલાં આ ગોઠવણ થઈ શકે તેમ ન હતું. એટલે એ દરમિયાન શિષ્ટાચાર તરીકે હું રશિયાના પરદેશ પ્રધાન મોલોટોવ અને તેમના મુખ્ય મદદનીશોને મળ્યો.

શ્રી. મોલોટોવ સાથેની મારી મુલાકાત મૉસ્કો પહોંચ્યા પછી ત્રીજે દિવસે પરદેશ કચેરીમાં તેમની પોતાની ઓફિસમાં થઈ. આ પરદેશ કચેરીની લાલ પત્થરની બનેલી ઝાંખી ઈમારત મૉસ્કોના પ્રસિદ્ધ રાજકીય કારાગ્રહ લુબીયાન્કાની સામી બાજુની સડકની બીજી બાજુએ આવેલી છે. ઈમારતની બહાર કોઈ પણ પ્રકારનો ચોકી પહેરો નથી. પરંતુ દરવાજામાં પ્રવેશ કરતાં જ રક્ષકો અને પહેરેગીરો દેખાય છે. ઈમારતનો બહારનો ભાગ ગંદો હોવા છતાં અંદરનો ભાગ એકદમ સ્વચ્છ અને વધુ ચમકદાર દેખાયો.

લિફ્ટ પાસે શ્રી. મોલોટોવની કચેરીની એક યુવતીએ મારો સત્કાર કર્યો. તે મને પરદેશ પ્રધાનની કચેરીમાં લઈ ગઈ. સ્વાગતની કચેરીમાં પહોંચતાં રશિયાની છૂપી પોલિસના એક અધિકારી તથા એક બીજા નાગરિક સ્વાગતકર્તાએ મારો સત્કાર કર્યો.

બરાબર મુલાકાતના વખતે જ મને મુલાકાતના હૉલમાં પહોંચાડવામાં આવ્યો. અહીં શ્રી. મોલોટોવ અને તેમના દુભાષિયા મારી રાહ જોઈ રહ્યા હતા. પાછળથી મારા જાણવામાં આવ્યું કે રશિયનો સમય પાલનમાં ખૂબ જ ચીવટ રાખે છે.

શિષ્ટાચાર તરીકે શરૂઆતમાં પ્રવાસ તથા કૌટુંબિક બાબતો વિષે વાતચીત થઈ. શ્રી. મોલોટોવે મારી યુદ્ધસેવાનો ઉલ્લેખ કર્યો અને ૧૯૪૨ તથા ૧૯૪૫ના પોતાના અમેરિકન પ્રવાસનું વર્ણન કર્યું. તેમજ મૉસ્કો અંગેના મારા પ્રથમ અનુભવ વિષે પૂછ્યું. એ પછી અમે બન્નેએ પરસ્પર સહકાર અને બન્ને દેશો વચ્ચે ગાઢ મૈત્રીસંબંધ સ્થાપવાની આશા દર્શાવી. છૂટા પડતી વખતે શ્રી. મોલોટોવે પોતાના તરફથી હમેશાં સંપૂર્ણ સહકારની ખાત્રી આપી. આ વચનનું પાછળથી મક્કમ રીતે પાલન કરવામાં આવ્યું હતું, એમાં શંકા નથી. મેં જ્યારે જ્યારે શ્રી. મોલોટોવને મળવાની ઈચ્છા દર્શાવી હતી, ત્યારે તેમણે ક્યારેય પણ મને મળવાનો ઈનકાર કર્યો નહોતો.

મોલોટોવ સાથે વાત કરતી વખતે તેમની ભૂરી, ચમકદાર, સમજદારી ભરેલી, સુંદર આંખો ધ્યાનથી જોવાની મને તક મળી તે દિવસે અથવા પાછળથી કોઈ પણ દિવસે મેં તેમને સંપૂર્ણ રીતે શાંત તો ક્યારેય પણ ન જોયા. પાછળથી મારા જાણવામાં આવ્યું કે હસવા હસાવવાની અથવા મજાક કરવાની વૃત્તિ તેમનામાં બિલકુલ નથી

એ પછીના દિવસોમાં હુ પરદેશ કચેરીના ઉપમંત્રીઓ શ્રી વિશીન્સ્કી, વી જી ડેકાનોઝોવ આઈ ઈ લોઝોવ્સ્કી અને મેકસીમ એમ લિટવી નોવને મળ્યો ૧૯૨૮થી ૧૯૩૯ સુધી સોવિયેટ પરદેશ પ્રધાન તરીકે લિટવીનોવ આ બધામાં સૌથી વધુ વિખ્યાત છે પરતુ મોટા ભાગે એમ માનવમાં આવતું હતું કે, તેઓ પરદેશ કચેરીમાંથી જવાના છે પાછળથી આ વાત સાચી પણ નીકળી

દરમિયાન વિશીન્સ્કી લિટવીનોવ જેટલી પ્રસિદ્ધિ મેળવી ચૂકયા હતા આખી દુનિયામાં તેઓ લિટવીનોવથી પણ વધુ પરિચિત થયા હતા. શરૂ આતમાં તેઓ મેન્શેવિક પક્ષમાં હતા આ પક્ષ લઘુમતી દ્વારા બળજબરીથી શાસન પર સત્તા સ્થાપવાની વિરુદ્ધ હતો. તેને બદલે શિક્ષણ અને પ્રચારથી રાજકીય સફળતા મેળવવાનો તેનો હેતુ હતો પાછળથી વિશીન્સ્કીએ બોલ્શેવિક પક્ષનો વિજય સ્વીકારી લીધો ૧૯૩૦ની આખરમા થયેના મૉસ્કોના લોહીભીના ખટલાઓમાં વિશીન્સ્કી પહેલી વાર સામાન્ય જનતા સમક્ષ આવ્યા બુખારિન જેવા પ્રખર ઉસ્તાદ પાસે પણ તેણે ગુનો કબૂલ કરાવ્યો વકીલો જેવી બુદ્ધિ અને પરાજિત કરે તેવો મનોવિનોદ એ તેમની વિશિષ્ટતા છે પરતુ તેમની સાથે આ મારી પહેલી મુલાકાત ન હતી એટલે અમે કેવળ શિષ્ટાચારની જ વાતો ન કરી અમેરિકાને લગતા વિભાગનું નિરીક્ષણ તેમના હાથમાં હોવાથી, આ મુલાકાત મોલોટોવ સાથેની મુલાકાત જેવી જ હોવા છતાં મારા માટે મહત્ત્વની હતી

બાકીના બન્ને ઉપમંત્રીઓ લાંબા વખત સુધી પરદેશ કચેરીમા રહ્યા નહિ આમાંથી લોઝોવ્સ્કી નીચા કદના, સાવચેત, સમજદાર અને

દાઢીવાળા હતા. લિટવીનોવની જેમ તેઓ પણ યહૂદી હતા. દૂરપૂર્વનો વિભાગ તેમની પાસે હતો. અમેરિકન એલચી ખાતામાં તેઓ બહુ કડક માણસ તરીકે પ્રસિદ્ધ હતા. પરંતુ મને તે એવા ન લાગ્યા. વાતચીતના પ્રારંભિક તબક્કામાં યોગ્ય જવાબ દઈ શકે એવી મોલોટોવ ઉપરાંત આ એક જ વ્યક્તિ પરદેશમાં મેં જોઈ.

ડેકાનોઝોવ વ્યક્તિત્વ વિનાના, નીચા કદના, પીળાશ પડતા અને આસમાની આંખોવાળા હતા. તેઓ બ્રિટિશ વિભાગ સાથે સંકળાયેલા હતા. એટલે તેમની સાથે મારે બહુ જ ઓછું કામ પડ્યું.

પ્રમાણપત્ર રજૂ કરવા માટે પરદેશ કચેરીએ તા. ૪થી એપ્રિલના ૧૧ વાગ્યાનો સમય નક્કી કર્યો. અહીં એક વાત સ્પષ્ટ કરી લઉં. આખી દુનિયા સ્ટૅલિનને સોવિયેટ રાજ્યના વડા સમજે છે અને ખરી રીતે બધી સત્તા સ્ટૅલિનના જ હાથમાં છે, છતાં પણ સોવિયેટ રાજ્યના વડાનું, નામનું જ સ્થાન શ્રી. શ્વેર્નિકને પ્રાપ્ત થયું છે.

આ વિધિ માટે મેં મૉસ્કોમાં પહેલી જ વાર સવારનો કોટ, સરસ ગડીવાળું પાટલુન અને રેશમી ટોપી પહેર્યાં. સોવિયેટ રાજ્ય "કામદાર વર્ગની સરમુખત્યારી"નું તંત્ર કહેવાય છે પરંતુ શાહી દરબારોમાં જે રીતે પ્રમાણપત્રો રજૂ કરવાની વિધિ કરવામાં આવે છે તેવાજ ઠાઠથી અહીં પણ કરવામાં આવી.

શ્રી. શ્વેર્નિકની સ્વાગત કચેરીમાં મારી સાથે પ્રતીક્ષા કરનારાઓમાં શ્રી. વિશીન્સ્કી તથા પરદેશ વિભાગના બીજા ઘણા અધિકારીઓ પોતાના સરકારી પોષાકમાં હતા. થોડી મિનિટ રાહ જોયા બાદ શ્રી. શ્વેર્નિક આવ્યા અને મેં તેમને પ્રમાણપત્ર સોંપ્યું. તેનો સ્વીકાર થયા બાદ સામાન્ય પ્રથા અનુસાર, પાસેના એક ઓરડામાં બેસીને અમે પંદર મિનિટ વાતચીત કરી.

શ્રી. શ્વેર્નિક દેખાવમાં મને અમેરિકન વેપારીઓને મળતા આવે તેવા લાગ્યા, પરંતુ તેમને સફળતા ટ્રેડ યુનિયનોની નેતાગીરીમાં મળી છે. કંઈક નીચું કદ, જાડું શરીર, કાળાવાળ અને મૂછો તથા સુંદર ચમકદાર આંખો,

જે મોટા ભાગે ઘણા રશિયનોની વિશેષતા છે એ બધું તેમની મૂઠીમાં ગણાવી શકાય.

વાતચીતની શરૂઆત મૈત્રીભર્યા અને ખુશમિજાજ વાતાવરણમાં થઈ પ્રમુખ ટ્રુમનની તંદુરસ્તીના તેમણે ખબર પૂછ્યા. મારી સફળતા માટે આશા દર્શાવી છેવટમાં ઘણું કરીને ભૂતકાળમાં લશ્કર સાથે મારો સંબંધ હોવાના કારણે તેમણે યુદ્ધમાંથી પાછા ફરેલા સૈનિકોના પુનર્વસવાટની સમસ્યા વિષે મને પ્રશ્નો પૂછ્યા. એ બધા પ્રશ્નોના મે યોગ્ય જવાબ આપ્યો

એ પછી અમે બહારના ઓરડામાં આવ્યા અહીં આખા જૂથની તસ્વીર ખેંચવામાં આવી અહીં મે એક નવી વાત જોઈ આખી દુનિયાના ફોટોગ્રાફરો પ્રધાનથી માંડીને પ્રત્યેક વ્યક્તિ પર રૂવાબ ચલાવે છે અને વારવાર બધાને હેરાન કરે છે, પરન્તુ રશિયાના ફોટોગ્રાફરો એનાથી બિલકુલ ઉલ્ટા નીકળ્યા. તેઓ ક્રેમલિનના વાતાવરણથી ભયભીત થયેલા લાગ્યા અને કેટલીક તસ્વીરો ખેંચીને તેમણે અમારો છૂટકારો કર્યો અમારૂ જૂથ ત્યારબાદ મોટરમાં બેસીને મારા એલચી બનવા અંગેની ઉજવણી કરવા અમારા નિવાસસ્થાન સ્પાસોગૃહમાં પાછુ ફર્યું અહીં ઉમદા શેરી નામના શરાબની મહેફિલ ઉજવાઈ

પરતુ હુ આ મહેફિલમાં થોડી મિનિટથી વધુ હાજર રહી શકયે નહિ તેજ દિવસે રાત્રે નવ વાગે જનરલિઝિમો સ્ટેલિન સાથે મારી પહેલી મુલાકાત થવાની હતી એટલે બે ત્રણ ઉચ્ચ અધિકારીઓ સાથે તેની તૈયારી કરવા માટે હું મારી કચેરીમા ચાલ્યો ગયો

*

# સ્ટેલિન

"......આજે અથવા ભૂતકાળમાં ક્યારે ય પણ રશિયાની નીતિ કોઈ ચોક્કસ સિદ્ધાંતો પર રચાયેલી હોય તેમ લાગતું નથી. આ બાબતમાં આપણને માર્ગદર્શન કરે એવાં કોઈ ચોક્કસ ચિહ્નો નથી. દરેક પ્રશ્નને કસી જોવાની જો કોઈ પણ કસોટી રશિયા પાસે હોય તો તે પોતાનો સ્વાર્થ છે. આજે જે વસ્તુ સ્વાર્થની દૃષ્ટિએ અનુકૂળ લાગે તે જ વસ્તુ કાલે કંઈ બીજી પરિસ્થિતિ ઉભી થવાથી પ્રતિકૂળ પણ બની શકે છે."

—રશિયા ખાતેના અમેરિકન પ્રતિનિધિ નીલ. એફ. બ્રાઉનના સેન્ટપિટર્સબર્ગથી મોકલાવેલા તા. ૨૯ ફેબ્રુઆરી ૧૮૫૨ના સંદેશાનો સાર.

સ્ટેલિન સાથેની મારી પહેલી મુલાકાતના થોડાં અઠવાડિયાં પહેલાં જ રશિયા, ઈરાનમાંથી પોતાની સેના ખસેડી લેવાના વાયદાનો ભંગ કરી ચૂક્યું હતું અને આ વખતે આ પ્રશ્ન રાષ્ટ્રસંઘનો સલામતી કાઉન્સિલ સમક્ષ હતો. ત્યાં તેનું કંઈ પણ પરિણામ આવે કે નહિ એ વાત અનિશ્ચિત હતી, કારણ કે જ્યાંસુધી સલામતી કાઉન્સિલના પ્રસ્તાવને લાગતું વળગતું હતું, ત્યાંસુધી સોવિયેટ સરકારે તેના પર કોઈ જાતનું ધ્યાન આપ્યું ન હતું. આમ છતાં સમસ્ત દુનિયાના પ્રજામતના દબાણથી તેણે પોતાની સેના

ખસેડી લેવા માટે પાંચમી મેની નવી તારીખ જાહેર કરી. આ વચનનું પણ પાલન થશે કે નહિ એ વિષે દુનિયાને શંકા હતી.

બીજી બાજુએ ચીન અને કોરિયા ખાતેના રશિયનો પાછા ખેંચી લેવાનો પ્રશ્ન તથા જાપાની યુદ્ધકેદીઓનો પ્રશ્ન પણ ખેંચતાણથી મુશ્કેલ બન્યો હતો. સોવિયેટ સરકાર એક પછી એક કરાર તોડીને યુરોપમાં પોતાના પ્રભાવનું ક્ષેત્ર વિસ્તારવામાં પડી હતી. પોલેન્ડ, બલ્ગેરિયા, યુગોસ્લાવિયા, અને રૂમાનિયામાં ક્રેમલિન પ્રત્યે જવાબદાર સરકારો સ્થપાયેલી હતી. ઝેકોસ્લોવેકિયા અને હંગેરીના કમ્યુનિસ્ટ પેશ વધુ ને વધુ જોરદાર થતા જતા હતા અને આ બન્ને દેશોમાં મુશ્કેલી ઊભી થવાની શક્યતા હતી. ફ્રાંસ અને ઈટલીની પાર્લમેન્ટોમાં કમ્યુનિસ્ટોને પૂરતું પ્રતિનિધિત્વ મળી ગયું હતું તથા ફિનલેન્ડ, સ્વીડન અને નોર્વેમાં કમ્યુનિસ્ટ ભય ઊભો થયો હતો.

આ પરિસ્થિતિમાં સ્ટેલિન સાથે મારી વાતચીત થઈ. અમેરિકન દૃષ્ટિકોણ મારે કેવી રીતે ઉપસ્થિત કરવો એ વિષે મને પ્રમુખ, પરદેશપ્રધાન અને પરદેશ વિભાગના બીજા જાણકાર અધિકારીઓ પાસેથી પૂરતી સલાહસૂચનો મળ્યાં હતાં, સ્ટેલિનના નામ પર પત્ર આપવા ઉપરાંત પ્રમુખે કેટલાક સ્પષ્ટ પ્રશ્નો પૂછવાનો આદેશ મને આપ્યો હતો. આવી સ્થિતિમાં ચાર વર્ષની યુદ્ધની ચડતી પડતી જોઈ લીધા પછી આ મુલાકાતમાં હું ગભરાઈ જાઉં એવી કોઈ શક્યતા ન હતી, છતાં પણ મારે સ્વીકારવું જોઈએ કે હું બહુ ઉત્તેજિત થઈ ગયો હોઉં એમ મને લાગતું હતું. આ મુલાકાતમાં ચકમક ઝરશે એમ હું ધારતો હતો. એટલે મેં મારી સાથે બીજા કોઈને તો શું પણ દુભાષિયાને પણ રાખ્યો ન હતો. એ રાત્રે એલચી ખાતાના બધા અધિકારીઓએ મારી સાથે જ મારા નિવાસસ્થાન પર ભોજન લીધું. ભોજન કરતાં વાતચીતનું જોર વધારે હતું. આ મુલાકાતનું મહત્ત્વ તેઓ બધા પીછાનતા હતા. વાતચીતમાં કઈ વાતો પર ભાર મૂકવો એ વિષે પરદેશ ખાતાએ તૈયાર કરેલી દોઢ પાનાની નોંધ હું કેટલીય વાર વાંચી ગયો

૮॥ વાગે અમેરિકન ધ્વજ ફરકાવતી એલચી ખાતાની મોટરમાં હું જ્યારે બેઠો ત્યારે સ્વચ્છ આકાશમાં તારા ચમકતા હતા. અમારી મોટર

જ્યારે નક્કી થયેલા માર્ગે દોડવા લાગી ત્યારે ક્રેમલિનની સડક પર વધુ રક્ષણનો બંદોબસ્ત થયેલો મેં જોયો. દરેક સો ગજ પર એક સિપાઈ ઉભો હતો. દરેક વળાંક પર બેથી ચાર સિપાઈઓ હતા. દુનિયામાં આ સૌથી વધુ સુરક્ષિત સડક છે. એમ કહેવાય છે કે આ સડકની બન્ને બાજુની દુકાનો અને મકાનો પર છૂપી પોલિસની કડક ચોકસાઈ રહે છે અને વર્ષમાં કેટલીક વખત ત્યાંના રહીશોની તપાસ થાય છે. આ સડક પરથી જતા દરેક રાહદારીને રોકવામાં આવે છે અને તેના વિષે પૂરી જાણકારી રાખવામાં આવે છે.

હવે અમારી મોટર પશ્ચિમ દરવાજાથી આગળ જતા ભાગમાં પહોંચી ત્યારે છૂપી પોલિસના એક અધિકારીએ તેને રોકી. તેનું કામ મુસાફરોને ઓળખવાનું અને મુલાકાતીને બદલે બીજો કોઈ માણસ દગાથી ચાલી જતો તો નથી ને તેની ખાત્રી કરવાનું છે. એ પછી અમને બીજે ક્યાંય રોકવામાં ન આવ્યા. અહીં એક મોટર અમારા સત્કાર માટે હાજર હતી. તેની પાછળ અમારી મોટર ક્રેમલિનના મુખ્ય દ્વાર સુધી કોઈ જાતની રોકટોક વિના ચાલી ગઈ. એ સ્થાન પર પહોંચતાં સુધી એક સૂચનાત્મક ઘંટડી ચાલુ વાગતી રહી. મુખ્ય દ્વાર પરના પહેરેગીરો અને છૂપી પોલિસના માણસોએ પણ અમને ન રોક્યા. ફરજ પરના અધિકારીઓએ અમને સલામી આપી અને અમે અંદર પ્રવેશ કર્યો.

અમારી ગાડી ક્રેમલિન મ્યુઝિયમ અને સોવિયેટ હોલની સામે થઈને પસાર થઈ. આ ઈમારત ગ્રીક પદ્ધતિના પુરાણા દેવળ જેવી છે. આ ઈમારતમાં જ સોવિયેટ સંસદની બેઠક મળે છે. ઈમારતના પ્રકાશવાળા દરવાજા તરફ આગળ વધતાં અમે બે માણસો જોયા. આમાંથી એક તો ક્રેમલિનનો પોષાક પહેરીને અમને લેવા આવેલા ત્યાંના એક અધિકારી હતા. બીજા કોઈ લશ્કરી અધિકારી હતા. તેમની કમરના કાળા પટ્ટા પર એક પિસ્તોલ લટકી રહી હતી. અમને લેવા આવેલી વ્યક્તિએ મોટરનો દરવાજો ઉઘાડ્યો. લશ્કરી અધિકારીએ સ્મિત કરીને આવકાર આપ્યો અને સલામી આપી. તેમણે રશિયન ભાષામાં કંઈક કહ્યું પણ ખરું. એ પછી તેમણે પાછળ આવવાનો ઈશારો કર્યો.

લિફ્ટ અમને ત્રીજા માળ પર લઈ ગઈ. એક લાંબા, સાંકડા, ઊંચી છતવાળા ઓરડામાં થઈ અમે આગળ વધ્યા. અહીં સ્થળે સ્થળે અમે પોલિસ અધિકારી ઉભેલા જોયા. સ્ટેલિનની કચેરીમાં એક ઉંચા બેવડા દરવાજામાં થઈને જવાનું હતું. આ દરવાજા પર ઘેરા લીલા રંગનો ચામડાનો પડદો લટકતો હતો. પહેલાં સ્વાગતની કચેરી આવતી હતી જ્યાં કેટલાક પોલિસ અધિકારીઓ હાજર હતા. તેમની વચ્ચે એક નીચા કદનો માણસ ટેબલની સામે બેઠો હતો. તેના ખભા પર જનરલની પટી ચમકી રહી હતી. પાછળથી મારા જાણવામાં આવ્યું કે તે સ્ટેલિનના સંસદ ખાતાના મંત્રી છે.

આગમનના ખબર આપતાં જેટલી વાર લાગે તેટલી જ વાર અમે અહીં રોકાયા એ પછી તરત જ અમને મુલાકાતની કચેરીમાં બોલાવવામાં આવ્યા. આ હૉલના બીજા છેડા પર સ્ટેલિન મોલોટોવ અને પાવલોવ ઉભા હતા. પાવલોવ પરદેશ ખાતાંના એક યુવાન અધિકારી છે અને તેહરાન, યાલ્ટા તથા પોટસડામમાં દુભાષિયા તરીકે સફળતાથી કામ કરી ચૂક્યા છે. હું આગળ વધ્યો. એટલે સ્ટેલિને વિવેકપૂર્વક સત્કાર કર્યો. મેં મોલોટોવ અને પાવલોવ સાથે હાથ મેળવ્યા. એ પછી સ્ટેલિનના સંકેતથી અમે ટેબલ પાસે આવીને બેઠા સ્ટેલિન મારી સામે જ ટેબલની બીજી બાજુએ બેઠા હતા.' તેમની પીઠ દીવાલ તરફ હતી. દીવાલ પર પ્રસિદ્ધ રશિયન સેનાપતિઓ સુવારોવ અને 'કુટઝોવની તસ્વીરો લટકતી હતી. મોલોટોવ સ્ટેલિનની જમણી બાજુએ બેઠા પરતુ તેમણે પાછળથી એકાદ વાતની યાદ આપવા સિવાય વાતચીતમાં કોઈ જાતનો ભાગ લીધો ન હતો. પાવલોવ અમારી બન્નેની વચ્ચે ટેબલના બીજા છેડા પર બેઠા. તેમણે બન્ને બાજુએથી દુભાષિયાનું કામ કર્યું. સાથોસાથ તેઓ દરેક વાતની નોંધ કરતા ગયાં.

સ્ટેલિને પણ વાતચીતની શરૂઆત અર્ધ શિષ્ટાચાર રૂપે કરી. મને પ્રવાસના અનુભવ પૂછ્યા. પ્રમુખ ટ્રુમનની તંદુરસ્તીના ખબર પુછયા એ પછી મુદ્દમાં મારા સહકારનો ઉલ્લેખ કર્યો.

મેં પ્રમુખ ટ્રુમેનનો પત્ર વાંચી સંભળાવવા માટે પાવલોવને આપ્યો. સ્ટેલિને તે ધ્યાનથી સાંભળ્યો પરંતુ પત્ર વંચાઈ રહ્યા પછી તેનો કંઈ

જવાબ ન આપ્યો. બધી વાતચીત પૂરી થઈ ત્યારે પ્રમુખ ટ્રુમૅનના આમં-ત્રણનો ઉલ્લેખ કરતાં તેમણે કહ્યું, "મને અમેરિકાના પ્રવાસથી ખૂબ જ આનંદ થાય પરંતુ વૃદ્ધાવસ્થાના કારણે લાચાર છું. મારા ડૉક્ટરોનો એવો અભિપ્રાય છે કે મારે લાંબી મુસાફરી કરવી જોઈએ નહિ. ભોજનમાં પણ મારે ચોક્કસ નિયમો પાળવા પડે છે. હું પ્રમુખ ટ્રુમૅનને આ બાબતમાં પત્ર લખીશ. માણસે પોતાની શકિત બચાવવી જોઈએ. પ્રમુખ રૂઝવેલ્ટ કર્તવ્યશીલ વ્યકિત હતા પરંતુ તેઓ પોતાની શકિત જાળવી રાખી ન શકયા. જો તેમણે શકિત જાળવી હોત તો આજ પણ તેઓ કદાચ જીવંત હોત."

સોવિયેટના વડાને મારો પ્રથમ પ્રશ્ન આ હતો....." સોવિયેટ યૂનિયન શું ઈચ્છે છે અને સાથે ચાલવા માટે રશિયા કેટલી હદ સુધી આગળ જવા તૈયાર છે?"

મેં કહ્યું કે, "હું જ્યારે અમેરિકાથી વિદાય થયો ત્યારે આ પ્રશ્ન અમેરિકન જનતાના દિમાગમાં મુખ્ય હતો. અમેરિકા સોવિયેટ યુનિયનની સુરક્ષાણની ભાવના સમજે છે. જર્મન આક્રમણકારોના કારણે રશિયાને ભોગવવું પડેલું કષ્ટ અમારા લોકો સારી રીતે જાણે છે. આ આક્રમણકારોને પરાજિત કરવામાં રશિયન જનતાએ વીરતા બતાવી છે તે પણ તેઓ સારી રીતે જાણે છે. દુનિયાના કાચા માલમાં રશિયાને હિસ્સો મળે એવી રશિયાની ઈચ્છાનો પણ અમે સ્વીકાર કરીએ છીએ. પરંતુ એ માટે જે ઉપાય લેવાઈ રહ્યા છે તે સંદેહ ઉત્પન્ન કરનારા છે. એથી અમેરિકન લોકોને એમ લાગી રહ્યું છે કે દરમ્યાનગીરી અને આક્રમણ ન કરવાના રશિયાના બધા વાયદા ખોટા છે. અમારા લોકો વચલો માર્ગ સ્વીકારવા તૈયાર છે. સાચી વાત તો એ છે કે અમે વચલા માર્ગથી પણ ઘણા આગળ વધી ચૂકયા છીએ."

જવાબની રાહમાં હું વચ્ચે વચ્ચે અટકતો જતો હતો. પરંતુ સ્ટેલિનની મુખમુદ્રા પર કોઈ પણ જાતનો ભાવ દેખાયો જ નહિ. ગરદન વાંકી કરીને તેઓ એક બાજુ જોતા રહ્યા અને વચ્ચે વચ્ચે લાંબી રશિયન સિગરેટનો એકાદ દમ ખેંચતા ગયા.

એ પછી મેં રાજકીય સ્થિતિ પર બોલવાનું શરૂ કર્યું. ઈરાન, ટર્કી અને રાષ્ટ્રસંઘ વિગેરે બધા રાજકીય મહત્ત્વના પ્રશ્નો મેં પૂછયા. છેવટે અમેરિકન સેના ઘટાડવાની ચર્ચા કરતાં મેં કહ્યું, "આક્રમણ ન કરવાનો અમારો ઈરાદો એ પરથી સ્પષ્ટ થાય છે. જો હાલનું શંકાનું વાતાવરણ દૂર થઈ શકે તો અમારી સેના હજુ પણ વધુ જલ્દીથી ઘટાડવા અમે તૈયાર છીએ."

હવે પહેલી વાર સ્ટેલિને મારા તરફ તેમનું મુખ ફેરવ્યું કોઈ કોઈ વખત આંખ ઉંચી કરીને તેઓ એક નજરે મારી સામે જોવા લાગ્યા. સાથે સાથ પોતાના સ્વભાવ અનુસાર તેમણે લાલ પેન્સિલથી ચિત્રો દોરવાનું શરૂ કર્યું. જ્યારે કોઈ વાતમાં તેઓ રસ લઈ રહ્યા હોય ત્યારે એ પ્રમાણે કરતા. તેમના આવાં ઘણાં ચિત્રો મેં જોયાં છે. એ વાંકાચૂકાં લાલ રંગના પાનનાં ચિત્રો હોય છે. તેની મધ્યમાં એક નાનું પ્રશ્નવાચક ચિહ્ન હોય છે.

વાતચીત ચાલુ રાખતાં મેં કહ્યું કે, "અમે રાષ્ટ્રસંઘ સાથે સોવિયેટનો સહકાર ઈચ્છીએ છીએ. અમેરિકાને આશા છે કે આપ જો એ સંબંધમાં કંઈ વચન આપશો તો જરૂર તેનું પાલન થશે. પરંતુ અમારી શાંતિપ્રિયતાનો એ અર્થ નથી કે અમે દુર્બળ, જુદા જુદા પક્ષોમાં વહેંચાયેલા અથવા તો જવાબદારીમાંથી છટકી જનારા છીએ જો અમને એ વાતની ખાત્રી થાય કે કોઈ રાષ્ટ્ર અથવા રાષ્ટ્રોનું જૂથ અમને નિરંતર આક્રમણનું લક્ષ્ય બનાવી રહ્યું છે, તો ભૂતકાળની જેમ તેની સામે પણ પગલાં લેવામાં અમને વાર નહિ લાગે."

મારી વાત પૂરી કરીને હું થોડી વાર અટક્યો. એટલે સ્ટેલિને પૂછ્યું. "તમારી વાત પૂરી થઈ?" મેં "હા"નો જવાબ આપતાં તેમણે શાંત અને મધુર અવાજે મારી બધી વાતોનો એક પછી એક જવાબ આપવાનું શરૂ કર્યું. દરેક પ્રશ્નનો વિસ્તારથી તેમને જવાબ આપતા જોઈને મને થયું કે કાં તો આ વ્યક્તિની સ્મરણ શક્તિ ખૂબજ તેજસ્વી છે. અથવા તો અમેરિકા તરફથી થનારા પ્રશ્નોનો તેમને પહેલેથી ખ્યાલ હોવો જોઈએ. પોતાના વક્તવ્યમાં સ્ટેલિને વળતા જવાબના રૂપમાં અનેક આક્ષેપો કર્યા અને કહ્યું કે,

"રશિયાના વિરોધને લાગે વળગે છે ત્યાંસુધી, અમેરિકા ચોક્કસ એ બાબતમાં બ્રિટનનું સાથી બની રહ્યું છે."

સ્ટેલિને ઈરાનના પ્રશ્નનો ઉલ્લેખ કરતાં રાષ્ટ્રસંઘમાં અમેરિકન નીતિની ઉગ્ર ટીકા કરી અને દુનિયાના તેલક્ષેત્રોમાં રશિયાને વધુ હિસ્સો આપવા પર ભાર મૂક્યો બાકુ ખાતેના રશિયન તેલક્ષેત્રોનો ઉલ્લેખ કરતાં તેનો અત્યંત સહેલાઈથી નાશ થઈ શકે એવી શક્યતાની વાત તેમણે કરી. ઈરાનથી એ બહુ નજદીક છે એટલે ઈરાનમાં રશિયા રસ લે એ સ્વાભાવિક છે. અમે અમારા તેલક્ષેત્રોને જોખમમાં મૂકી શકીએ નહિ. રાષ્ટ્રસંઘમાં સહકારનું વચન આપતાં તેમણે કહ્યું કે, "અમેરિકા અમને બરાબર સમજ્યું નથી." બાલ્કન રાજ્યો અંગે કહ્યું કે, "તેના પર કબ્જો મેળવવાની અમારી જરા પણ દાનત નથી." એવી દાનત હોય તોપણ એ કામ સહેલું નથી, કારણ કે એ દેશોએ પોતાની રાષ્ટ્રિયતાની સ્થાપના માટે દઢ નિશ્ચય કરેલો છે. ચર્ચિલના ફુલ્ટન ભાષણની સખ્ત ટીકા કરતાં તેમણે કહ્યું કે, "અમેરિકામાં આ પ્રકારનાં ભાષણ કરવાની છૂટ આપવામાં આવે એ મિત્રતાથી વિરુદ્ધ છે. અમેરિકાની વિરુદ્ધ જેમાં ઝેર ઓકવામાં આવ્યું હોય તેવા કોઈ ભાષણ માટે રશિયામાં છૂટ આપી શકાય નહિ."

મેં તેમને એવો પ્રશ્ન કર્યો, કે "રશિયાનો વિરોધ કરવા માટે અમેરિકા અને બ્રિટન વચ્ચે કંઈ કરાર થયા છે એમ શું આપ માનો છો?" સ્ટેલિને તેનો જવાબ "હા"માં આપ્યો. મેં સ્પષ્ટ શબ્દોમાં આ વાતનો ઈનકાર કર્યો અને કહ્યું કે, "અમેરિકા અને બ્રિટનના ઘણાં સમાન હિત છે અને બન્ને દેશોની ભાષા પણ એકસરખી છે, છતાં પણ રાષ્ટ્રસંઘમાં તાજેતરમાં ઘણા પ્રશ્નોમાં એક જ પક્ષમાં મત આપ્યા તેનો અર્થ કોઈ પણ પ્રકારના કરાર નથી, પણ મુખ્યત્વે ન્યાયભાવના છે." છેવટે સ્ટેલિનની ઘણી ચોખવટોની તારીફ કરતાં મેં મારો પહેલો પ્રશ્ન ફરીથી પૂછ્યો. "રશિયા અમારી સાથે ચાલવા માટે ક્યાં સુધી આગળ વધવા તૈયાર છે?"

સ્ટેલિને સીધું મારી સામે જોઈને જવાબ આપ્યો, "અમે બહુ આગળ વધવા તૈયાર નથી."

મેં સીધો પ્રશ્ન પૂછયો, "બલ્કુ આગળ ન વધી શકવાની આ વાતમાં શું ક્યાંય ટર્કીનો પણ ઉલ્લેખ છે ખરો?"

સ્ટેલિને જવાબમાં કહ્યું, "હું પ્રમુખ ટ્રૂમેનને ખાત્રી આપી ચૂક્યો છું, કે ટર્કી પર આક્રમણ કરવાની અમારી ઈચ્છા છે નહિ અને પહેલાં પણ ક્યારેય હતી નહિ. પરંતુ ટર્કી નિર્બળ છે. તે પરદેશીઓ સામે જળમાર્ગોનું રક્ષણ કરી શકે તેમ નથી. એ ઉપરાંત અમારા પ્રત્યે તેમનું વલણ મૈત્રીભર્યું નથી. એટલે અમે ડાર્ડનલ્સના એક મથકની માગણી કરી છે. આ અમારા રક્ષણનો પ્રશ્ન છે."

મે કહ્યું—"એમ હોય તો આ પ્રશ્ન રાષ્ટ્રસંઘમાં ઉપસ્થિત કરવો જોઈએ. રાષ્ટ્રસંઘ બધાના રક્ષણનું સાધન છે. ટર્કી સામે આક્રમણનું વલણ લીધા વિના સોવિયેટ રક્ષણ આ રીતે સ્થાપી શકાય તેમ છે."

સ્ટેલિને જવાબ આપ્યો,— "આ વાત પર આપણે સંમત બનીએ એ બનવા જોગ છે."

મુલાકાત શરૂ થયાને બે કલાક કરતાં વધુ સમય થઈ ગયો હતો. મને ખાત્રી થઈ, કે મારી સરકારનું દૃષ્ટિબિંદુ મેં સ્પષ્ટ રીતે રજૂ કર્યું છે. એટલે વધુ કંઈ ન કહેતાં અમેરિકન દૃષ્ટિબિંદુ મેં ફરી એક વાર રજૂ કર્યું અને સોવિયેટ તથા અમેરિકન સહકાર માટે ફરી એક વખત આશા દર્શાવી, તેમજ એમ પણ કહ્યું, કે "આ કાર્ય માટે જ મને મોકલવામાં આવ્યો છે."

સ્ટેલિને જવાબમાં મારી સફળતા ઈચ્છી અને પોતાના તરફથી સહકારની ખાત્રી આપી. રાષ્ટ્રસંઘમાં પોતાનો વિશ્વાસ દર્શાવતાં તેમણે કહ્યું, કે "રશિયા અને અમેરિકામાં રાજકીય દૃષ્ટિએ જો કે, સિદ્ધાંતનો મતભેદ છે, તોપણ કોઈ જાતની સમજૂતી ન જ થઈ શકે એવી આ બન્ને દેશોની સ્થિતિ નથી. ઘરમાં ભાઈ ભાઈ લડી પડે છે. એવી સ્થિતિમાં આપણે મતભેદથી ભયભીત થઈ જવું જોઈએ નહિ સદ્ભાવનાથી આ મતભેદો દૂર કરી શકાય તેમ છે"

ત્યારબાદ 'મુલાકાત પૂરી થઈ.

ન્યુયૉર્ક પાછા ફર્યા પછી મને સેંકડો પ્રશ્ન પૂછવામાં આવ્યા છે. તેમાં એમ પણ પૂછવામાં આવ્યું છે, કે સ્ટેલિન સાથે આપણી કોઈ જાતની સમજૂતી શકય છે કે નહિ? સ્ટેલિન શું હિટલર અને મુસોલીની જેવી અથવા તેનાથી પણ વધુ ખરાબ વ્યકિત છે, કે જેણે આખી દુનિયા પર વિજય મેળવવાનો નિશ્ચય કરેલ છે? કે પછી પશ્ચિમ પ્રત્યે પક્ષપાતી હોઈને સમજૂતી માટે તૈયાર હોવા છતાં સ્ટેલિન, સોવિયેટ પોલિટબ્યુરોના બંધનમાં જકડાયેલ છે? વિગેરે વિગેરે. કેટલાક લોકો તેને નિરંકુશ સરમુખત્યાર સમજે છે. એથી ઊલટું, કેટલાક તેને પરોપકારી નેતા સમજે છે. આશા અને નિરાશા, એ બન્ને વચ્ચે સમસ્ત અમેરિકન પ્રજામત વહેંચાઈ ગયો છે.

આ બાબતમાં પોલ વિન્ટરટનની એવી માન્યતામાં હું સંમત છું, કે "સોવિયેટ યૂનિયન વિષે બધી રીતે માહિતગાર હોય એવા કોઈ નિષ્ણાત આપણી પાસે નથી. એ વિષે કેવળ જુદા જુદા પ્રમાણમાં અજ્ઞાન જ આપણી પાસે છે." અમેરિકન એલચીખાતું ક્રેમલિનની બહુ નજદીક હોવા છતાં ક્રેમલિનમાં જવાની તક મને અમુક અમુક વેળાએ જ મળી હતી અને તે પણ સરકારી કામો અંગે જ.

છતાં પણ સ્ટેલિન વિષે મારા અનુભવના આધારે હું જે નિર્ણય પર આવ્યો છુ, તે નીચે પ્રમાણે છે:

"સ્ટેલિન સંપૂર્ણ રીતે નિરંકુશ શાસક પણ નથી; તેમ સોવિયેટ પોલિટબ્યુરોના કેદી પણ નથી. નિર્ણય કરવાનો મત જેની પાસે હોય એવા પ્રધાન જેવી તેમની સ્થિતિ છે. પોલિટબ્યુરોમાં બેશક મતભેદ છે જ, પરંતુ ત્યાં કોઈ પણ પક્ષ સ્ટેલિનવિરોધી નથી. યુદ્ધ પછીની સોવિયેટ વિસ્તારની નીતિ સ્ટેલિનની જ નીતિ છે. તેમની સંમતિ વિના આ નીતિનો અમલ કરવાનું હાલની સ્થિતિમાં શકય નથી. આવા સંજોગોમાં સ્ટેલિન જ્યારે મૂડીવાદ અને સામ્યવાદ સાથે મળીને શાંતિથી રહેવાની આશા દર્શાવે છે ત્યારે તે પોતાની વાતનો વિરોધ કરે છે અથવા એક મર્યાદિત

ભાવનાને પોતાના દૃષ્ટિકોણમાં રાખીને આ વાત કરે છે સોવિયેટ યૂનિયન અને તેને ઘેરી રહેલી મૂડીવાદી દુનિયા વચ્ચે ભવિષ્યમાં સંઘર્ષણ અનિવાર્ય છે, એવા લેનિનના સત્તાવાર સિદ્ધાંતનું, સ્ટેલિન કમ્યુનિસ્ટ પક્ષમાં વારંવાર પુનરૂચ્ચારણ કરે છે.

તેમની તબીયતને લાગેવળગે છે ત્યાંસુધી, અલબત્ત, વૃદ્ધાવસ્થાનાં ચિહ્ન તેમના મુખ પર જણાય છે. તેમના હૃદયરોગની વાતો ઘણીવાર સાંભળવામાં આવી છે. પરંતુ આ બાબતમાં એક વાત યાદ રાખવી જોઇએ કે સ્ટેલિન જ્યોર્જીયાના નિવાસી છે. એ જાતિમાં સો વર્ષની વય અસાધારણ નથી. આમ છતાં સ્ટેલિન અત્યારથી પોતાની શકિત જાળવવા માટે કાળજી રાખે છે. એવી સ્થિતિમાં હજુ ઘણાં વર્ષો સુધી રાજ્યતંત્રની ધુરા એ પોતાના હાથમાં સંભાળી રાખે તો જરા પણ આશ્ચર્યની વાત નથી.

સ્ટેલિન શું છે? કેવા છે? એ સંબંધમાં પણ ઘણી વાતો કહેવામાં અને સાંભળવામાં આવી છે. એક અમેરિકન લેખકે ભારપૂર્વક જણાવ્યું છે, કે "તેના ચહેરા પર શીતળાના ડાઘ છે અને તેના દાંત બહુ જ ખરાબ છે." એક ભૂતપૂર્વ અમેરિકન એલચીના જણાવવા પ્રમાણે, "તેની માયાળુ, કોમળ, ભૂરી આંખો એવી છે, કે કોઈ પણ નિર્દોષ બાળક તેની ગોદમાં જવાનું પસંદ કરે." શ્રી.ચર્ચિલના કહેવા પ્રમાણે, "તે અદમ્ય સાહસિક છે અને તેનામાં કોઇ પણ પ્રકારનો ભ્રમ નથી. તેની બુદ્ધિમત્તા ઊંડી છે." વિગેરે વિગેરે.

સ્ટેલિન વિષે આ મતભેદ હોવાનું કારણ કદાચ એ પણ હોય કે મુલાકાત લેનારા લોકોએ રાજકીય દૃષ્ટિએ એક ચોક્કસ દૃષ્ટિકોણ રાખીને જ સ્ટેલિનને જોયા હોય. આ બાબતમાં ખરી હકીકત એ છે, કે બહુ જ ઓછા માણસોને સ્ટેલિનને જોવાની તક મળી છે. રશિયામાં પણ ગણીગાંઠી વ્યકિતઓ જ સ્ટેલિનના પરિચયમાં આવી છે. પોતાના દેશના લોકો તેમજ દુનિયાના બીજા લોકો, એ બેમાથી કોઇ સાથે સ્ટેલિનને કાંઇ પણ સંબંધ નથી. પરદેશીઓને તો એ પણ ખબર પડતી નથી કે સ્ટેલિન કયા મકાનમાં

રહે છે. પોલીસનો વધુ ચોકીપહેરો જોઈને એટલું તો સમજી શકાય, કે તે શહેરના ઉત્તર-પશ્ચિમ ભાગમાં રહેતા હશે; પરંતુ કયા મકાનમાં, એ કોઈ કહી શકતું નથી. જે રશિયનોને મકાનની ખબર છે, તેઓ તેનો ઇસારો પણ કરી શકતા નથી. મોટા ભાગના રશિયનોએ સ્ટેલિનને કદી જોયા નથી. સ્ટેલિન નથી કોઈ વખત શહેરમાં ફરવા નીકળતા, નથી કોઈ હોટેલમાં રાત વીતાવતા, કે નથી કોઈ કારખાનું, ખાણ કે સામુદાયિક ખેતીની મુલાકાત લેતા. યુદ્ધના દિવસોમાં અલબત્ત, તેમણે મોરચા જોવા માટે થોડા પ્રવાસ કર્યા હતા. પરંતુ આ પ્રવાસમાં કોઈ સૈનિકે તેમને જોયા હોય એ વાત શંકાસ્પદ છે. ૧૯૩૨માં તેમની પત્નીના મૃત્યુ બાદ તેમણે ફરીથી લગ્ન કર્યા છે કે નહિ એ પણ લોકો જાણતા નથી.

સામાન્ય રશિયનો માટે સ્ટેલિન એક પ્રતીક બની ગયા છે. ક્યાંય ન જવા છતાં સર્વત્ર તે હાજર રહે છે. શાબ્દિક અર્થમાં તે ત્યાં ઈશ્વરનું રૂપ ધારણ કરી ચૂક્યા છે. કરોડો રશિયનો માટે તે ઈશ્વર અને માતાપિતા બન્ને છે. તેમની તસવીર દરેક સ્થળે લટકતી દેખાશે. તેમની પ્રતિમા દરેક ઉદ્યાનમાં નજરે પડશે. આ નિર્જીવ વસ્તુઓથી જ રશિયન જનતા પોતાના નેતાને જાણે છે અને ઓળખે છે. એટલે યુદ્ધ સમયમાં જ્યારે સ્ટેલિનની નવી તસવીર છાપીને વેચવામાં આવી ત્યારે લોકોની એક મોટી મેદનીએ તેને ધ્યાનથી નીરખ્યા બાદ આશ્ચર્ય સાથે એકી અવાજે કહ્યું, "સ્ટેલિન પણ બુઢ્ઢા થવા લાગ્યા છે." સ્ટેલિન લોકોના સંપર્કથી દૂર રહેવાના કારણે લોકો તેને કાળની અસરથી મુક્ત જ સમજવા લાગ્યા હતા.

રશિયન પત્રોમાં સ્ટેલિનનો રોજનો કાર્યક્રમ પ્રગટ થતો નથી. તેમને કોણ મળ્યું તેની પણ લોકોને ખબર પડતી નથી. અલબત્ત, કોઈ પરદેશી પ્રતિનિધિ કે રાજપુરુષને તે આમંત્રણથી બોલાવે છે ત્યારે કોઈ કોઈ વખત એ સમાચાર અખબારોમાં પ્રગટ થાય છે. સ્ટેલિનની બધી હીલચાલ, પ્રવાસો અને મુલાકાતો, યુદ્ધ સમયની જેમ જ, શાંતિના સમયમાં પણ ગુપ્ત રાખવામાં આવે છે. જ્યારે રજા ગાળવા માટે તે કાળા સમુદ્રની નજદીક ચાલ્યા જાય છે ત્યારે તેમની ગેરહાજરીની કોઈને ખબર પણ,

પડતી નથી સ્વાભાવિક રીતે, જો કોઈ રાજપુરુષ એ દરમિયાન સ્ટેલિનને મળવાની વિનંતી કરે તો જ એ વાત બહાર આવે છે કે તે રજા પર છે અને મૉસ્કોમાં હાજર નથી

આ બધી વાતો આપણા માટે વિચિત્ર છે સ્ટેલિનના કામ કરવાના સમયની વાત પણ એટલી જ વિચિત્ર છે ત્રીજા પહોરથી સવાર સુધી તે પોતાની કચેરીમાં કામ કર્યા કરે છે બીજા કેટલાક રશિયન અધિકારીઓએ પણ આ સમય અનુસાર પોતાનો કામ કરવાનો સમય નક્કી કરી લીધો છે સવારના નવથી સાંજના પાંચ સુધી કામ કરવાવાળા આપણા લોકો માટે આ એક મુસીબત છે કોઈ પણ રશિયન અધિકારી સાથે ત્રીજા પહોર પહેલાં મુલાકાત થઈ શકતી નથી ખુદ સ્ટેલિનની મુલાકાતનો સમય રાતના નવ પછીથી આખી રાત સુધીનો છે

આકૃતિની બાબતમાં સ્ટેલિનનું વ્યક્તિત્વ આકર્ષણ વિનાનું છે એમ કહી શકાશે નહિ સાચી વાત તો એ છે, કે સ્ટેલિનની ઈચ્છા થાય તો ચહેરાનું વાસ્તવિક સૌંદર્ય તે વ્યક્ત પણ કરે છે સ્ટેલિન લાંબા કદની નહિ પણ સ્થૂળ વ્યક્તિ છે તેમનું શરીર જોઈને તેમનામાં સારું બળ હોવાની છાપ પડે છે યુદ્ધ પછી હવે તેમણે ખાખી પોષાક પહેરવાનું છોડી દીધું છે આજકાલ કોઈ પરદેશી સાથેની મુલાકાત પ્રસંગે તે સોવિયેટ માર્શલનો પોષાક પહેરે છે શીતળાના કહેવાતા ડાઘ મેં તેમના ચહેરા પર જોયા નહિ તેમના ચહેરાની સૌથી મોટી વિશેષતા તેમની સુંદર ભૂરી આંખો છે જ્યારે તે કોઈ વસ્તુમાં રસ લે છે ત્યારે એ આંખો ચમકવા લાગે છે આ આંખો નમ્રતા કે કોમળતા ભરેલી નથી તેમ ડરામણી પણ નથી પરંતુ એ આંખો સાવચેત અને સમજદારીવાળી તથા ખોળતી હોય તેવી લાગે છે સ્ટેલિનની પદ્ધતિ શાંત, ધીમી અને આત્મવિશ્વાસથી ભરપૂર લાગે છે વાતચીતમાં તેઓ જો ઈચ્છે તો પોતાને કોમળ અને દયાળુ પણ બતાવી શકે છે કોઈ કોઈ વખત વાતચીતમાં તેઓ વધારે પડતા આડા અવળા અને અસંબદ્ધ બની જાય છે, એ વાતમાં શંકા નથી મને કહેવામાં આવ્યું છે કે કોઈ વખત અર્ધી ક્ષમાયાચનાના રૂપમાં પોતાની આ ટેવનો ઉલ્લેખ કરતા તેઓ કહે છે, કે "હું તો એક ગમાર બુઢ્ઢો માણસ છું"

મારા અભિપ્રાય પ્રમાણે આ એક ભ્રામક અને જોખમકારક માન્યતા છે, કે "બીજા સેવિયેટ નેતાઓ મોલોટોવ, વિશીન્સ્કી વિગેરે જો કે સામાન્યરીતે સમજદાર છે, છતા જો કોઈ સ્ટેલિન પાસે સીધા પહોંચીને તેમની સમક્ષ પ્રશ્નો રજૂ કરે અને તેનો ઉકેલ બતાવે તો બધુ બરાબર પાર ઉતરી જાય" હું માનું છુ, કે આ ભ્રામક માન્યતાનું કારણ, મારી પ્રથમ મુલાકાતમા મને કહેવામાં આવેલી વાતો સાથે મળતું આવતું સ્ટેલિનનું વકતવ્ય છે આવા પ્રકારની માન્યતાઓ બાંધતી વખતે આપણે લેનિને અને પાછળથી સ્ટેલિને જેના પર વારવાર ભાર મૂકો છે, તે બોલ્શેવિઝમના ઉદ્દેશો અને સિદ્ધાતો ભૂલી જઈએ છીએ

લેનિનનો રો ઉપદેશ શો છે એ જાણવા માટે આ સબધમા તેણે આપેલાં બે ભાષણો, કે જેનું વારવાર કમ્યુનિસ્ટ સભાઓમા પુનરુચ્ચારણ થાય છે એ તપાસવા જોઈએ, ૧૯૧૯ની કમ્યુનિસ્ટ કોંગ્રેસમા તેણે કહ્યુ હતું, "આપણે કોઈ એક રાજ્યમાં નથી રહેતા, પરતુ રાજ્યોના એક જૂથની વચ્ચે રહીએ છીએ મૂડીવાદી રાજ્યોની સાથે સાથે સોવિયેટ પ્રજાતત્ર લાંબો વખત જીવિત રહે, એ વાત સમજમા આવે તેવી નથી છેવટે તો આ બેમાંથી એકનો વિજય થવો આવશ્યક છે આવા વિજય પહેલાં સોવિયેટ પ્રજાતંત્ર અને આ "બુર્ઝવા" રાજ્યો વચ્ચે ઘણી જબર અથડામણો અનિવાર્ય છે"

એ પછી ૧૯૨૦મા મૉસ્કો દળના સભ્યો સમક્ષ આ સિદ્ધાતનું જ લેનિને નીચેના શબ્દોમા પુનરુચ્ચારણ કર્યું હતું "જ્યા સુધી મૂડીવાદ અને સામ્યવાદ બન્નેની હસ્તી છે ત્યા સુધી આપણે શાતિથી રહી શકીએ તેમ નથી છેવટે એકનો વિજય થશે, કા તો સોવિયેટ પ્રજાતત્રનો નાશ થશે, અથવા દુનિયાભરમાં વ્યાપક બનેલો મૂડીવાદ નાબૂદ થશે" એ પછી એ જ ભાષણમાં તેણે કહ્યુ હતું, "આજે આપણે બે શત્રુઓની વચ્ચે ઘેરાયેલા છીએ જો આપણે આ બન્નેને હરાવી ન શકીએ, તો આપણે આપણી શકિતઓનો એવી રીતે ઉપયોગ કરતા શીખવું પડશે કે જેથી એ બન્નેમા ફાટફૂટ પડાવી શકાય પરતુ સમગ્ર મૂડીવાદને હરાવી શકાય એટલું બળ જ્યારે આપણામાં આવી જાય ત્યારે આપણે તરત જ તેની ગરદન પકડવી પડશે"

સ્ટેલિને યુદ્ધ પછી ૧૯૪૬ના ફેબ્રુઆરીની ૯ઠ્ઠીએ જ્યારે ચૂંટણી અંગેનું પહેલું ભાષણ કર્યું ત્યારે લેનિનના મૂડીવાદી વિરોધના સિદ્ધાંત પર ફરીથી ભાર મૂક્યો આ ભાષણ પરદેશીઓ માટે નહિ પરંતુ રશિયન જનતા સમક્ષ આપવામાં આવ્યું હતું, એ વાત યાદ રાખવાની છે આજ સુધી સ્ટેલિને આ ભાષણનો ઈનકાર નથી કર્યો આ ભાષણમાં તેમણે કહ્યું હતું, કે "આ યુદ્ધ સંજોગોના પરિણામે અથવા કોઈ રાજપુરુષની ભૂલના પરિણામે શરૂ થયું હતું એમ માનવું ભૂલભરેલું છે કેટલાક દોષ જરૂર હતા પરંતુ ખરી રીતે આ યુદ્ધ આપખુદ મૂડીવાદ પર રચાયેલા દુનિયાના આર્થિક અને રાજકીય વિકાસનું અનિવાર્ય પરિણામ હતું

"આપણા માર્કસવાદીઓ એવી ઘોષણા કરે છે, કે દુનિયાના મૂડીવાદી આર્થિકતંત્રમાં સંકટો અને યુદ્ધોનાં તત્ત્વ મોજૂદ છે દુનિયાના મૂડીવાદનો વિકાસ કોઈ સપાટ અને હમેશા આગળ વધનારો માર્ગ ગ્રહણ કરતો નથી પરંતુ સંકટ અને વિનાશની વચ્ચે થઈને આગળ જાય છે મૂડીવાદી દેશોના વિકાસની વિષમતાઓ તેના પરસ્પરના સંબંધોમા તીવ્ર મતભેદ ઊભા કરી દે છે કાચો માલ અને નિકાસબજારમા પોતાને પૂરતો હિસ્સો મળતો નથી એમ જે રાષ્ટ્રો માને છે તેઓ પરિસ્થિતિને પોતાના પક્ષમાં ફેરવવા ઘણું કરીને સશસ્ત્ર સેનાના સાધનનો ઉપયોગ કરે છે આ કારણોથી મૂડીવાદી દુનિયા બે વિરોધી ભાગોમાં વહેંચાઈ જાય છે અને છેવટે યુદ્ધ શરૂ થઈ જાય છે"

સ્ટેલિન પોતાના દેશબંધુઓને જે કંઈ કહે છે તેની તુલના પરદેશીઓને તેમણે કહેલી વાતો સાથે કરવામાં આવે, તો એવા જ નિર્ણય પર આવ્યા વિના રહેવાતું નથી, કે તે પોતાની વાત પોતે જ કાપી નાખે છે અને ઘણી વખત જાણી જોઈને શ્રોતાઓને ભ્રમણામાં નાખવાનો પ્રયત્ન કરે છે

એટલે હાલના સોવિયેટ રાજ્યને સમજવા માટે સ્ટેલિન સાથે સંબંધ ધરાવતી ઘણી વાતો સ્મરણમાં રાખવાનું જરૂરી છે પહેલી વાત તો એ, કે તે રશિયા નહિ પણ જ્યોર્જીયાના વતની છે ઈતિહાસમા કેટલીક મોટી મોટી જાતિઓએ પોતાની સરહદ પર વસતા અજ્ઞાન અને ચોક્કસ પ્રકારના

લોકોનું નેતૃત્વ કોણ જાણે શા માટે સ્વીકારી લીધું હશે એ એક આશ્ચર્યની વાત છે આ રીતે જોતા નેપોલિયન, હિટલર અને સ્ટેલિન ત્રણે એકસરખા છે સ્ટેલિન, હવે જો કે સંપૂર્ણ રીતે રાષ્ટ્રિય વ્યક્તિ બની ગયા છે, છતાં હજુ પણ જન્મના કારણે પ્રાપ્ત થયેલા સર્વ વારાનરસા ગુણ તેમનામા મોજૂદ છે તે સાહસિક અને સાવચેત, શરમાળ અને વેર લેનાર, જલદી ગુસ્સે થઈ જનાર અને અત્યંત નિર્દય તથા વાસ્તવવાદી છે જો હેતુ સ્પષ્ટ હોય તો પોતાની યોજનાઓના અમલ કરવામા તેઓ ઝડપી અને નિર્ણયશીલ છે પરંતુ પરિસ્થિતિ અસ્પષ્ટ હોય, તો એ પોતાની કાર્યપદ્ધતિમાં ધીરજ, ઢંગ અને વાકાચૂકા ગોરખધંધાનું સમિશ્રણ કરી લે છે મારા એક અનુભવી અધિકારીના અભિપ્રાય પ્રમાણે, "તે જ્યોર્જીયાનિવાસી કોઈ વીરનું પ્રતીક છે, જે કા તો કોઈના સરસ મિત્ર બની શકે છે અથવા તો એવા કટ્ટા શત્રુ બને છે, કે જેની સાથે કોઈ પણ પ્રકારની સમજૂતી ન થઈ શકે વચલો માર્ગ અપનાવવાનુ તેમના માટે મુશ્કેલ છે"

આ બાબતમા એક બીજી વાત એ છે, કે પોતાના લોકો અને બહારની દુનિયા એ બન્ને સાથે સ્ટેલિનનો કોઈ જાતનો સબંધ રહ્યો નથી દેશ અને પરદેશ બન્નેને તે પારકી આખે જુએ છે આવી સ્થિતિમા પૂર્વની રીત પ્રમાણે વિચાર કરવાની પદ્ધતિ બદલવાનુ અને પશ્ચિમી વિચાર પદ્ધતિ અપનાવવા એગ્લો— સેકશન વર્ગની સહિષ્ણુતા સમજવાનુ તેમને માટે સપૂર્ણ રીતે અશક્ય છે કોઈ સલાહકાર તેમને આ વસ્તુ સમજાવવાનો પ્રયાસ કરે, તોપણ તેને એમાં સફળતા મળી શકે તેમ નથી કમ્યુનિસ્ટ દળ દરેક વાત પર એટલો રગ ચડાવીને તેમની સમક્ષ રજૂ કરે છે, કે તેના પર બીજો રગ ચડાવવાનો અવકાશ જ રહેતો નથી

કમ્યુનિસ્ટ દળમાના આ સલાહકારો અને તેમની સાથેના સ્ટેલિનના સબંધોની ચર્ચા કરવાની સાથોસાથ પશ્ચિમી યુરોપ પ્રત્યેના સોવિયેટ વર્તાવના કારણો તપાસવાનુ પણ આજે આવશ્યક છે

*

# ક્રેમલિનની અન્ય વ્યક્તિઓ

"નેતૃત્વ સંપૂર્ણ રીતે આપણા દળના હાથમાં આવી ગયું. આ દળ રાષ્ટ્રના સંચાલનમાં બીજા કોઈ પક્ષનો સહકાર લેતું નથી અને તેણે લેવો પણ ન જોઈએ કામદાર વર્ગની સરકાર એને જ કહી શકાય એવો અમારો અભિપ્રાય છે"

—સ્ટેલિન: ઓક્ટોબર ક્રાંતિ (૧૯૩૪) "ધી બેઝિક સ્લોગન્સ" નામના પુસ્તકમાંથી

સોવિયેટ પોલિટબ્યુરોના સભ્યો જ સોવિયેટ દેશમાં એવી વ્યક્તિઓ છે જેમને આખો દેશ જાણે છે રશિયન લોકો પોતાના નેતાઓને બહુ જ ઓછા પ્રસંગે જોઈ શકે છે એટલે તેમનો પરિચય તેમના ચિત્રોથી તેમને મળી શકે છે આ ચિત્રો રાષ્ટ્રિય તહેવારોના દિવસોમાં સાર્વજનિક ઈમારતો પર લગાડવામાં આવે છે ચિત્રગેલેરીઓમાં પોલિટબ્યુરોના સભ્યોનાં ચિત્રોનો સમાવેશ કરવાનું આવશ્યક માનવામાં આવે છે

ઘણાખરા અમેરિકનો, પોલિટબ્યુરોને— 'સત્તાના કારોબારી તંત્રના ભવનમાં સૌથી ઉચ્ચ શિખર પર વિરાજીને સ્ટેલિન સાથે નિરંકુશ સરમુખત્યારી અધિકારો ભોગવતું એક પ્રકારનું સર્વોચ્ચ મંત્રીમંડળ"— સમજતા હશે મોટે ભાગે આ વાત બરાબર છે, કારણ કે સોવિયેટ યુનિયનનું સંચાલન પોલિટબ્યુરોના સભ્યો જ કરે છે છતાં પણ કેટલીક બાબતો સમજી લેવી જરૂરી છે

એક તો એ કે પોલિટબ્યુરો કમ્યુનિસ્ટ પક્ષનું એક અંગ છે, સોવિયેટ સરકારનું અંગ નથી. આ ફરક વાસ્તવિક ફરક ન હોવા છતાં મહત્ત્વનો છે. સત્તા કબજે કર્યા પછી એ વાતનું ખાસ લક્ષ રાખવામાં આવે છે કે તેમનું શાસન કમ્યુનિસ્ટ પક્ષના તંત્ર દ્વારા નહિ પણ સરકારી તંત્ર દ્વારા જ ચાલે. સોવિયેટ શાસનમાં કમ્યુનિસ્ટ પક્ષ સંગઠિત અને પ્રેરણા આપનારું બળ છે. આ પક્ષ જનતાનું હૃદય, બુદ્ધિ અને ભાવના છે, તેમજ કાર્યકરોનો શિક્ષક અને માર્ગદર્શક છે.

બીજો એક ફરક એ છે, કે પક્ષ અને શાસન બન્ને પર સ્ટેલિનના સંપૂર્ણ અધિકાર પછી, તેમણે પોલિટબ્યુરોની રચનાની જે શરતો નક્કી કરેલી છે, તેના પર પોલિટબ્યુરોની સર્વોચ્ચ શક્તિનો આધાર છે. એટલે સિદ્ધાંત તરીકે અને પક્ષના નિયમો અનુસાર આ સંસ્થા મધ્યસ્થ કમ્યુનિસ્ટ પક્ષની એક ઉપસમિતિ જેવી જ છે અને આખરી નિર્ણય તો મધ્યસ્થ કમ્યુનિસ્ટ પક્ષ જ 'કરે છે. પરંતુ ખરી રીતે' સ્થિતિ એવી છે, કે ટ્રૉટ્સ્કી સાથેની અથડામણમાં પોતાનો વિજય થયા બાદ સ્ટેલિને પોલિટબ્યુરોની તમામ સત્તા અને તેના સભ્યો નીમવાનો અધિકાર બળજબરીથી કમ્યુનિસ્ટ પક્ષ પાસેથી પોતાના હાથમાં લઈ લીધો છે. ચતુરાઈથી કામ લઈને તેમણે ૧૯૨૯થી પોલિટબ્યુરોના બધા નિર્ણયો સર્વાનુમતે થયેલા હોવાનું જાહેર કરવા માંડ્યું છે અને પક્ષની અંદરના દરેક પ્રકારના મતભેદો દૂર કરવા પર ભાર મૂકી રહ્યા છે.

સત્તામાં સ્ટેલિનના ભાગીદાર ગણાતા આ લોકો કોણ છે? ૧૯૪૮માં ઝેન્ડોફનું અવસાન થયા બાદ અને ૧૯૪૯માં નીકોલાઈ વોઝનેસેન્સ્કીને કંઈ પણ કારણ આપ્યા સિવાય પોલિટબ્યુરોના સભ્ય તરીકે કાઢી નાખ્યા પછી પોલિટબ્યુરોમાં સ્ટેલિન ઉપરાંત બીજા ૧૧ સભ્યો છે. એ બધા સાચા અર્થમાં પ્રામાણિક છે. એક પક્ષ તરીકે તેઓ સત્તારૂઢ સરમુખત્યારી તંત્રના સૌથી વધુ પ્રભાવશાળી પક્ષન પ્રતિનિધિ છે. કોઈ પણ જાતના અપવાદ વિના આ લોકો સમજદાર અને યોગ્ય માણસો છે. દુનિયાના કોઈ પણ રાજપુરુષો તેમનાથી અર્ધી મહેનત પણ

કરતા હશે કે કેમ એ વિષે મને શંકા છે. એ બધા સ્ટેલિનના માણસો છે, એટલે કે, તેમના પ્રત્યે વફાદાર છે. પોતાની પ્રગતિ, ગુણ અને યોગ્યતાની કદર માટે સ્ટેલિનના ઋણી છે. સાથોસાથ માર એવી પણ ખાત્રી છે, કે પોતાના હાથમાં અથવા કમ્યુનિસ્ટ પક્ષના હાથમાં સત્તા ટકાવી રાખવા માટે દૃઢનિશ્ચયી છે. જે લોકો એમ કહે છે, કે આપણે જેમને સીતમગર કહીએ છીએ, તેમને યુદ્ધ સમયમાં સોવિયેટ જનતાએ બતાવેલી સાહસ અને સહિષ્ણુતાની દૃષ્ટિ હોવાનું શકય નથી, તેઓ એ વાત ભૂલી જાય છે, કે આવો જ પ્રસંગ પહેલાં આવ્યો ત્યારે રશિયન ખેડૂતોએ આવા જ પ્રકારની વીરતા બતાવી હતી; જો કે કમ્યુનિસ્ટ પક્ષે યુદ્ધમાં જે આશાભરી વાતોનો પ્રચાર કર્યો હતો, એવી વાતો તે વખતે કહેવામાં આવી ન હતી. આમ છતાં એ તો શંકા વિનાની વાત છે, કે યુદ્ધ સમયમાં નિયંત્રિત કમ્યુનિસ્ટ પક્ષ અથવા સરકારે જે પ્રહારો સહન કર્યા અને જે મુશ્કેલીઓનો સામનો કર્યો તેનો અંશ પણ દુર્બળ અને લાલચુ ઝારશાહી સરકાર સહન કરી શકી ન હોત.

આ નાના જૂથની બાબતમાં એક મહત્ત્વની વાત એ છે, કે છેલ્લા દસ વર્ષમાં તેમાં કંઈ પણ પરિવર્તન કરવામાં આવ્યું નથી. ૧૯૩૨ પહેલાં એક સમય એવો હતો કે જ્યારે કોઈ ક્રાંતિના સમયમાં પરિવર્તન થાય એ રીતે ઉચ્ચ સરકારી પદો ભોગવતા લોકોનું પરિવર્તન કરવામાં આવ્યું હતું. એ પછી સોવિયેટ રાજકીય જીવનની સર્વોચ્ચ વ્યક્તિઓ પોતાના પદ પર એવી રીતે ચીટકી ગઈ, કે જાણે તેમને અમરતાનું વરદાન મળી ગયું હોય! થોડા વખત પહેલાં જ થયેલા ઝેન્ડ્રોફના મૃત્યુ સિવાય તેમનામાંથી બીજા કોઈનું મૃત્યુ થયું નથી. શ્રીખેલ કાલિનિનનું મરણ મારા મૉસ્કો પહોંચ્યા પછી થોડા દિવસમાં જ થયું હતું. પરંતુ દેશના આ પૂજનીય વૃદ્ધ, જેમને ખેડૂતો પ્રેમ અને શ્રદ્ધાની દૃષ્ટિથી જોતા હતા, તેઓ મરણ પહેલાં જ વૃદ્ધાવસ્થા અને નાદુરસ્ત તબીયતના કારણે રાજ-નીતિથી અલગ થઈ ગયા હતા. થોડા દિવસ પહેલાં વૉઝનેસેન્સ્કી પ્રકરણ બનવા છતાં, પોલિટબ્યુરોમાંથી બહાર આવવાનો કોઈ માર્ગ નથી, એવી

માન્યતામાં ફરક પડે તેમ નથી પોલિટબ્યુરોમાથી બહાર આવવાનો કોઈ માર્ગ હોય તો તે મૃત્યુનો જ છે આ છેલ્લા દસકામાં મધ્યસ્થ કમ્યુનિસ્ટ પક્ષના સંબધમા પણ કોઈ મહત્ત્વનું પરિવર્તન થયુ નથી પક્ષના પ્રાંતીય નેતાઓ પણ તેના તે જ છે પરદેશનીતિમા બે વાર પરિવર્તનો થયા અને મહાયુદ્ધમા રશિયાએ ભાગ લીધો હતો, છતાં ઉપરોક્ત બાબતમા પરિવર્તન થયું નથી, એ કોઈ પણ દેશ માટે અસાધારણ વસ્તુ ગણાશે.

પોલિટબ્યુરો ઘણા વખતથી સત્તા પર છે હવે તેના સભ્યોની સરેરાશ વય ૫૭ વર્ષની ઉપર હશે હજુસુધી તેમા નવું લોહી લેવાનું કોઈ ચિહ્ન જણાતું નથી કદાચ આ કામ, પક્ષની હવે પછી મળનારી કૉંગ્રેસમાં કરવામા આવશે ૧૯૩૯ પછી કૉંગ્રેસ હવે નજદીકના ભવિષ્યમા જ મળવાની છે

મોલોટોવ અને મિકોયન સિવાય પોલિટબ્યુરોના બીજા સભ્યોને બહારની દુનિયા અથવા પરદેશી રાજપુરુષો વિષે બહુ જ ઓછુ જ્ઞાન છે સોવિયેટ રક્ષણ અને આંતરિક વિકાસ પર જે વાતોની અસર થાય છે તે બાદ રાખતાં આંતરરાષ્ટ્રિય જીવન, રાજનીતિ અને અર્થનીતિ વિગેરેમાં સહકાર આપવાની તેમને તક પણ મળતી નથી અને એ લોકો પણ તેને બહુ મહત્ત્વ આપતા નથી. કમ્યુનિસ્ટોને નિર્ણય કરવાની સ્વતંત્રતા હોતી નથી પક્ષની નીતિ અને નિર્ણયોનું પાલન કરવા તેઓ બંધાયેલા છે આમ છતાં સોવિયેટ બહારની દુનિયાના જે ચિહ્નો તેમના દિમાગમા આવે છે અને તેના નિચોડ તરીકે જે ભલામણ તેઓ કરે છે, તે દુનિયામાં ખાસ મહત્ત્વની વસ્તુ છે એ નિચોડ શો છે અને પશ્ચિમ પ્રત્યેની સોવિયેટ નીતિ પર તેની કેટલા પ્રમાણમાં અસર થાય છે તેનું કેવળ અનુમાન જ આપણે કરી શકીએ આ અનુમાન, તેમનું પોતાનું વ્યકિતત્વ અને સ્ટેલિન પર તેમની અસર, એ બે આધાર પર કરી શકાય

પરિણામે જ્યારે મોલોટોવ અને મિકોયનને પરદેશ પ્રધાન અને પરદેશ વ્યાપાર પ્રધાનના પદ પરથી ખસેડી લેવામા આવ્યા, ત્યારે આખી

દુનિયામાં કુતૂહલ ફેલાય એ કુદરતી હતું. પડ-માથા વગરની એવી અફવાઓ ઊડવા લાગી કે સોવિયેટ સત્તાધીશોમાં ફરીથી ફાટફૂટ પડી છે. કેટલાકે એમ પણ માન્યું, કે "વિશીન્સ્કીને આ સ્થાન પર બેસાડવાનો એ અર્થ છે, કે હવે પરદેશનીતિ નરમ બની જશે. મોલોટોવની ઉગ્ર નીતિ નિષ્ફળ નીવડી છે, કારણ કે એ નીતિના કારણે ઉત્તર આટલાંટિક કરારના રૂપમાં પશ્ચિમ સંયુક્ત થઈ ગયું અને બર્લિનની નાકેબંધી વ્યર્થ બની."

પરંતુ સાચી વાત એ છે, કે બોલ્શેવિક દળના ઉચ્ચગઢોમાં શું બની રહ્યું છે, તે ઉચ્ચ સોવિયેટ સત્તાધીશો સિવાય બીજુ કોઈ કહી શકે તેમ નથી. છૂટા છૂટા બનાવો વિષે વિચારીને માત્ર અનુમાન કરી શકાય. હવે એમ જણાય છે, કે મોલોટોવ અને મિકોયનને તેમના પદ પરથી ખસેડવા પાછળ, યુદ્ધ પહેલાની નીતિનો ફરીથી અમલ કરવા સિવાય બીજુ કંઈ કારણ ન હતું. એ વખતે સોવિયેટ નીતિ એવી હતી, કે પ્રથમ શ્રેણિના રાજપુરુષોને કોઈ પણ ખાતાના વડા ન બનાવતાં, એવા પદ ઉપર એ વિષયની 'ટેકનિક'માં નિપુણ હોય એવી વ્યક્તિઓ મૂકવામાં આવતી હતી. આ નીતિથી પોલિટબ્યુરોના સભ્યો શાસનતંત્રની જવાબદારીથી મુક્ત રહેતા હતા અને શાસનને લગતા પ્રશ્નો પર ધ્યાન આપવામાં વધુ સમય આપી શકતા હતા.

જો કે, મોલોટોવ—મિકોયન ફેરફાર કોઈ મહત્ત્વનો ફેરફાર સૂચવતો નથી, તો પણ વોઝનેસેન્સકીને પોલિટબ્યુરોમાંથી રુખસદ આપવામાં આવી એ વસ્તુ પોલિટબ્યુરોના સભ્યોની સત્તા ઘટવાનો ફેરફાર જરૂર બતાવે છે.

જે નાની નાની વાતોથી સોવિયેટહવાની દિશા જાણવાનો અમે પ્રયાસ કરતા હતા અને જે પ્રશ્નો પર આપણા દેશના અખબારોમાં ખુલ્લી રીતે ચર્ચા થતી હતી અને જેનો ઉત્તર શોધી કાઢવામાં અમે સફળ થતા હતા, તેનો હુ વિચાર કરું છુ, ત્યારે ૧૮૩૯માં મૉસ્કોના પ્રવાસે જઈ આવનાર એક ફ્રેંચ નિરીક્ષક ડૉ કસ્ટીનની કેટલીક પંક્તિઓ મને યાદ આવી જાય છે. તેમણે લખ્યું હતું, કે—

" સૌથી વધુ સુધરેલા દેશોની સરખામણીમા રશિયામા વધુ સારા મુત્સદ્દીઓ મળી આવે છે, તેનું કારણ એ છે, કે આપણા અખબારો તેમને દરેક બાબતમા સાવધાન કરી દે છે આપણી બધી નિર્બળતાઓ તેમની સામે ખુલ્લી રીતે રજૂ થાય છે એથી ઊલટુ, રશિયા પોતાનો પ્રત્યેક વિચાર, કાર્ય અને ભય છૂપાવી રાખે છે આપણે દિવસના પ્રકાશમાં આગળ વધીએ છીએ; તેઓ રાતના અધકારમાં છૂપાઈને આવે છે, આ બધો એક તરફી ખેલ ચાલે છે પોતાની બાબતનાં આપણા અજ્ઞાનથી તેઓ આપણને અંધ બનાવી દે છે આપણો શુભનિષ્ઠ તેમને પ્રકાશનું કામ આપે છે આપણામાં વધુ પડતું બોલી નાખવાની નિર્બળતા છે, તેમનામાં બધું ગુપ્ત રાખવાની શકિત છે આ જ તેમની ચતુરતાનું કારણ છે "

આ વાત ૧૧૦ વર્ષ પહેલાં લખાઈ હતી પરતુ ઍ કસ્ટીન મૉસ્કોના એલચીખાતાંઓની આજની અશકિતની જ કહાણી જાણે કહી રહ્યા હોય એવું લાગે છે જરૂરિયાતને વશ બનીને અમારે બહુ જ કાચા સાધનોનો આધાર લેવો પડે છે દાખલા તરીકે શાસનતંત્રના ઉમેદવાર પોલિટબ્યુરોના સભ્યોની યાદીની જ વાત લો અમે આ યાદીને, સ્ટેલિન પછી દળમાં કોનું કેટલું સ્થાન છે તેનું એક સરળ માપક યંત્ર સમજતા હતા

જાન્યુઆરી ૧૯૪૬, જાન્યુઆરી ૧૯૪૭ અને નવેમ્બર ૧૯૪૭ની યાદીઓનો ક્રમ નીચે પ્રમાણે છે

| જાન્યુઆરી ૧૯૪૬ | જાન્યુઆરી ૧૯૪૭ | નવેમ્બર ૧૯૪૭ |
|---|---|---|
| ૧ સ્ટેલિન | ૧ સ્ટેલિન | ૧ સ્ટેલિન |
| ૨ મોલોટોવ | ૨ મોલોટોવ | ૨ મોલોટોવ |
| ૩ બેરિયા | ૩ બેરિયા | ૩ ઝેન્દ્રેફ |
| ૪ માલેનકોવ | ૪ ઝેન્દ્રેફ | ૪ વોરોશિલોવ |
| ૫ મિકોયન | ૫ વોરોશિલોવ | ૫ બેરિયા |
| ૬ વોરોશિલોવ | ૬ મિકોયન | ૬ કાગનોવીચ |

| જાન્યુઆરી ૧૯૪૬ | જાન્યુઆરી ૧૯૪૭ | નવેમ્બર ૧૯૪૭ |
|---|---|---|
| ૭. એન્ડ્રેયેવ | ૭. એન્ડ્રેયેવ | ૭. એન્ડ્રેયેવ |
| ૮. ઝેન્ડ્રોફ | ૮. કાગનોવીચ | ૮. મિકોયન |
| ૯. કાગનોવીચ | ૯. ખ્રુશચેવ | ૯. માલેનકોવ |
| ૧૦. ખ્રુશચેવ | ૧૦. માલેનકોવ | ૧૦. ખ્રુશચેવ |
| ૧૧. શ્વેર્નિક | ૧૧. વોઝનેસેન્સ્કી | ૧૧. વોઝનેસેન્સ્કી |
| ૧૨. વોઝનેસેન્સ્કી | ૧૨ શ્વેર્નિક | ૧૨. શ્વેર્નિક |
| | ૧૩. કોસીજીન | ૧૩. બલ્ગેનિન |
| | ૧૪. બલ્ગેનિન | ૧૪. કોસીજીન |

જ્યારે પહેલી ચૂંટણીમાં "ઈઝવેસ્ટીયા" અને "પ્રવદા," એ બન્ને પત્રોએ આ ક્રમમાં જ ઉમેદવારોની જાહેરાત કરી ત્યારે અમારી આ ગણત્રીને કંઈક વધારે સમર્થન મળ્યું. પહેલા પાના પર સ્ટેલિન અને બીજા પાના પર મોલોટોવ તથા ઝેન્ડ્રોફને સ્થાન આપ્યું. બાકીના સભ્યોનો એક જ લેખમાં સમાવેશ કરી લીધો.

મૉસ્કોમાં અને મૉસ્કોની બહાર દુનિયાના દરેક ભાગમાં સૌથી વધુ પ્રચલિત અને કાયમની જે અટકળ થયા કરે છે તે એ છે, કે સ્ટેલિન પછી તેનું સ્થાન કોણ સંભાળશે? દુનિયાભરનાં અખબારો એ વિષે અટકળ કર્યા કરે છે

આ પ્રશ્નના જવાબ માટે આપણે પોલિટબ્યુરો અને ખાસ કરીને રશિયન અખબારોમાં તથા કમ્યુનિસ્ટ પક્ષની હીલચાલોમાં જેમને મહત્ત્વ આપવામાં આવે છે અને જે સ્ટેલિનની પાસે વધુ પ્રમાણમાં રહે છે તે વ્યકિતઓ પર નજર કરવી પડશે.

આમાં મોલોટોવ એક એવી વ્યકિત છે, જેને દેશમાં તથા પરદેશમાં દરેક સ્થળે લોકો જાણે છે ૧૯૪૩ના સોવિયેટ "એનસાઇકલોપીડિયા"માં મોલોટોવને સ્ટેલિનના સૌથી વધુ ગાઢ સાથી જાહેર કરવામાં આવ્યા છે. પરતુ ૬ ઠી જાન્યુઆરી ૧૯૪૭ના "પ્રવદા"માં આ વસ્તુ ગોરોશીલોવના સંબંધમાં કહેવામાં આવી છે. એ ગમે તેમ હોય, મોલોટોવ ૩૦ વર્ષથી

સ્ટેલિનના સાથી છે અને પોતાની સફળતા માટે તેમના ઋણી છે "સ્ટેલિન એન્ડ કંપની" નામના વૅાલ્ટર ડુરેન્ટીના પુસ્તકમા સત્યનો કંઈ પણ અંશ હોય તો એ પરથી સ્પષ્ટ જણાય છે, કે મોલોટોવ માટે લેનિનને બહુ સારો અભિપ્રાય નહતો જ્યારે સ્ટેલિને મોલોટોવને મધ્યસ્થ કમ્યુનિસ્ટ દળના સભ્ય બનાવવાની લેનિનને ભલામણ કરી ત્યારે લેનિને પૂછ્યુ, "શા માટે?" સ્ટેલિને મોલોટોવની સેવાઓનો ઉલ્લેખ કર્યો ત્યારે લેનિને કહ્યુ, "વારૂ તમારી ઈચ્છા હોય તો એમ કરો પરતુ એના વિષે મારો શો અભિપ્રાય છે એ તમે જાણો જ છો તે રશિયાના સર્વોત્તમ "ફાઈલ ક્લાર્ક" છે"

મોલોટોવ ૧૯૦૬મા કમ્યુનિસ્ટ દળની એક શાખામાં જોડાયા. ક્રાતિ પછી તેમણે એક પછી એક ઘણાં મહત્ત્વના કામ સફળતાપૂર્વક બજાવ્યાં ૧૯૨૬મા તે પૉલિટબ્યુરોના સભ્ય બન્યા ૧૯૩૦ થી ૧૯૪૨ સુધી તે મંત્રીસમિતિના પ્રમુખ અથવા મુખ્ય પ્રધાનના પ. પર રહ્યા. એ પછી સ્ટેલિને પોતે જ એ પદ સંભાળ્યુ ૩જી મે ૧૯૩૯ના રોજ મોલોટોવને લિટ્વિનોફની જગ્યાએ પરદેશ પ્રધાન બનાવવામાં આવ્યા પરતુ યુદ્ધ દરમ્યાન ટૅક ઉત્પાદનનું કાર્ય પણ તેમની દેખરેખ નીચે હતું અને તે રક્ષણસમિતિના પણ સભ્ય હતા

મને લાગેવળગે છે ત્યા સુધી તો મોલોટોવનું વ્યક્તિત્વ આકર્ષણ વિનાનું છે તેમનું વર્તન હમેશા યોગ્ય અને નમ્ર હોય છે, છતાં પણ તેમની ઉદાસી કટાળો આપે તેવી છે પરદેશીઓની હાજરીમા આકર્ષક બનવાનું તેમના માટે અશક્ય છે. જ્યારે તેઓ વિનોદી બનવાની કોશિશ કરે છે ત્યારે પણ તેમનામાં કર્કશતા રહી જાય છે બીજા દેશના પ્રતિનિધિઓ સાથેના સંબધોમાં તેઓ પોતાના ધોરણ પ્રમાણે આક્રમણશીલ રહીને અને અડગ રહે છે, કૉન્ફરન્સોમાં તેઓ પોતાના વિરોધીઓને જાણી જોઈ ફસાવવાનો અને જાળમા લેવાનો પ્રયત્ન કરે છે આમ છતાં જે સરળતાથી એ રાજનૈતિક દાવ ખેલે છે ત કમ્યુનિસ્ટો માટે પણ એક મુશ્કેલ વસ્તુ છે કમ્યુનિસ્ટ દળમાં અમેરિકા વિષે તેમણે જે વિવેચન કર્યું તે ખૂબ જ કટાક્ષ અને કડવાશથી ભરપૂર હતુ વાતચીતમાં તેમની દૃઢતા, દળમાં તેમનુ જે 'દૃઢ' નામ રાખવામાં આવ્યું છે તેની સાર્થકતા બતાવે છે "મોલોટ" શબ્દનો અર્થ હથોડો થાય છે તેમનું સાચું નામ સ્ક્રિઆબિન છે

યુદ્ધ પહેલાં તેમનું વલણ ફ્રાંસ અને બ્રિટનની વિરૂદ્ધ તથા જર્મનપક્ષી મનાતું હતું. એટલે ૧૯૩૯માં લિટવીનોફના સ્થાન પર પરદેશ પ્રધાન તરીકે મોલોટોવની નિમણૂક પરથી સ્પષ્ટ અભિપ્રાય જણાઈ આવતો હતો. જર્મની અને રશિયા વચ્ચે એક બીજા પર આક્રમણ ન કરવાના કરારનો યશ મોલોટોવને આપવામાં આવ્યો છે. એક વર્ષ પછી નવેમ્બરમાં મોલોટોવે જર્મનીની મુલાકાતના રૂપમાં પહેલીજ વાર પરદેશનો પ્રવાસ કર્યો. આ પ્રવાસ રિબેન્ટ્રોપના મૉસ્કો પ્રવાસના પ્રત્યુત્તર તરીકે કરવામાં આવ્યો હતો એમ કહેવામાં આવ્યું છે. છતાં પણ આ પ્રવાસનો હેતુ સોવિયેટ યુનિયન અને જર્મની વચ્ચે ઉભી થયેલી મુશ્કેલીઓ ઉકેલવાનો હતો. કેદ થયા પછી ગોદરીંગે મને કહ્યું હતું કે મોલોટોવે ફિનલેન્ડ અને રૂમાનિયામાંથી જર્મન સેના ખસેડી લેવાની તથા બોસ્ફરસમાં સોવિયેટ સેના માટે મથકોની માગણી કરી હતી. પરંતુ હિટલર એ વખતે રશિયા પર આક્રમણ કરવાનો નિર્ણય કરી ચૂકયો હશે, એટલે મોલોટોવને નિરાશ થઈને પાછા ફરવું પડ્યું. આ પ્રવાસ પછી બન્ને દેશો વચ્ચેનું તંગ વાતાવરણ ઘટવાને બદલે વધતું ગયું. આમ છતાં જર્મનોને સોવિયેટ દ્વારા ખાદ્ય પદાર્થો, તેલ અને બીજો જરૂરી કાચો માલ મળતો રહ્યો. લંડન પર બોમ્બ વરસાવનારાં ઘણાં વિમાન રશિયન તેલના પ્રતાપે ઊડતાં હતાં અને પ્રશાંતસાગરમાં પહોંચનાર પહેલી જર્મન સબમરીન બરફમાં માર્ગ કરનારી સોવિયેટ સબમરીનોની મદદથી ત્યાં પહોંચી શકી હતી.

મોલોટોવે અમેરિકાની પહેલી સફર ૧૯૪૨માં કરી એ પછી તે બે વાર અમેરિકા જઈ આવ્યા છે. શ્રીમતી મોલોટોવ ૧૯૩૯માં જ અમેરિકા જઈ આવ્યાં છે. અને વ્હાઈટ હાઉસમાં ભોજન પણ લઈ ચૂકયાં છે. તેમના એક ભાઈ સામ કાર્પ અમેરિકન શહેરી છે. અને કોન્નેકટીકટમાં વેપાર કરે છે.

ઘણા લોકો માને છે કે પશ્ચિમ પ્રત્યે સોવિયેટ નીતિ ઉગ્ર બનવાનું કારણ મોલોટોવ છે. આ બાબતમાં મારો અભિપ્રાય એવો છે કે પોલિટ-બ્યુરોમાં આ નીતિ અંગે ખરી રીતે મતભેદ છે. પોલિટબ્યુરોમાં એક પક્ષ ઉદાર હોવાની વાત હું માનું છું ઉદાર પક્ષનો હું એવો અર્થ નથી કરતો કે આ પક્ષ વિશ્વક્રાંતિ દ્વારા આખી દુનિયા પર વર્ચસ્વ મેળવવાના

સિદ્ધાંતમાં માનતો જ નથી એ પક્ષ પણ આ સિદ્ધાતમાં તો માને જ છે પરન્તુ આ પક્ષ સમજે છે, કે આ સિદ્ધાતમાં જે અથડામણો અને સંઘર્ષણોનો ઉલ્લેખ છે, તેની તૈયારી માટે વધુ સમય જોઈએ યુદ્ધમા પ્રાપ્ત થયેલા ક્ષેત્રો મજબૂત બનાવવામા અને તેના અર્થતંત્રનું સ્વરૂપ પલટાવવામા દસ પંદર વર્ષ આળવાં જોઈએ આ ઉદાર પક્ષનો વિરોધી અને હમેશા દબાણ લાવવાની મોલોટોવની નીતિનો સમર્થક એક લડાયક પક્ષ પણ ત્યાં છે આ લડાયક પક્ષમાં મોલોટોવ, બેરિયા અને જેન્ડોફ છે એથી ઊલટુ, મૉસ્કોમા વસતા પરદેશીઓ માલેનકોવને ઉદારપક્ષમા ગણે છે પરન્તુ માલેન કોવ વિષેની માહિતી અને પરદેશીઓ સાથે તેનો સપર્ક એટલો ઓછો છે કે આ માન્યતા સાબિત કરવી મુશ્કેલ છે ખરી વાત ગમે તે હોય, પરન્તુ જેન્ડોફના મરણ પહેલાં જે બનાવો બન્યા તે એટ| તો સાબિત કરે જ છે કે પોલિટ બ્યુરોમાં અમુક પ્રકારના મતભેદ છે જ

જેન્ડોફ ઘણા વર્ષથી બીમાર રહ્યા કરતા હતા ૧૯૪૭ની પાનખરમા ક્રેમલિનમાં થયેલા એક ભોજન સમારમાં તેમની પાસે બેસવાનુ સદ્ભાગ્ય મને મળ્યુ હતું મે જોયુ કે તેમણે કઈ ખાધુ પીધુ નહિ મે એ વિષે પૂછતા તેમણે ટૂકમાં કહ્યુ કે "પરહેજી પાળુ છુ" એ વખતે તેઓ તંદુરસ્ત દેખાતા હતા બીમારી ભલે ગમે તે હોય પરન્તુ લાંબા વખત સુધી તેમના હૃદય પર થયેલો હુમલો, વર્ષોથી તેમની અને માલેન કોવની વચ્ચે નિરંતર ચાલી રહેલી અથડામણની પરાકાષ્ટા રૂપે હતો આ વાતના ઘણાં ચિહ્નો મળી રહે છે

એન્ડ્રેઈ જેન્ડોફ, કામિનફૉર્મ અને કમ્યુનિસ્ટ પક્ષમા સ્ટેલિનનો જમણો હાથ હતા તેઓ પક્ષના સૌથી વધુ પ્રસિદ્ધ સિદ્ધાંતશાસ્ત્રી પણ હતા ઉચ્ચ સોવિયેટ શાસકોના મંડળના તેઓ સૌથી વધુ પશ્ચિમ વિરોધી અને પરદેશીઓ પ્રત્યે ધિક્કાર રાખનારા ગણાતા હતા યુગોસ્લેવિયા, ફિનલેન્ડ અને બર્લિનમાં જે નીતિ નિષ્ફળ નીવડી તે નીતિનું સમર્થન અને પેરવી, તેમણે પરદેશીઓ પ્રત્યેની પોતાની તિરસ્કારની નીતિના કારણે જ કરી હતી, પરન્તુ તેની કિંમત તેમને મોંઘી પડી ગઈ પોલિટબ્યુરાના નિર્ણયો જો કે

સર્વાનુમતે થાય છે, અને એ માટે કોઈ એક સભ્યને અપરાધી ઠરાવી શકાય તેમ નથી; તોપણ તેના વિરોધીઓએ જેન્દોફને બદનામ કરીને તેને અપમાનિત કરવાનો પ્રયાસ કર્યો.

પોલિટબ્યુરોની ત્રીજી મુખ્ય વ્યક્તિ એમ. માલેનકોવ હજુ ચોથા દસકામાં જ છે. મારા અભિપ્રાય પ્રમાણે આ વ્યક્તિ ભાવિ પૈકીની શાનદાર વ્યક્તિ છે. ૧૯૨૦થી તે, કમ્યુનિસ્ટ પક્ષના સભ્ય છે. બેરિયાની સાથેજ ૧૯૪૧માં તેને પોલિટબ્યુરોના કામચલાઉ સભ્ય બનાવવામાં આવ્યા હતા. અને ૧૯૪૬માં બેરિયાની સાથેજ તે પણ પૂર્ણ રીતે સભ્ય બન્યા. એક સમયે તે સ્ટેલિનના અંગત સેક્રેટરી હતા. સ્ટેલિને જાતેજ કમ્યુનિસ્ટ પક્ષના શાસનપ્રબંધને લગતા તંત્રના સંચાલનની તેને તાલીમ આપી. ધીરે ધીરે સ્ટેલિન તેને વધુ ને વધુ મહત્ત્વનું કાર્ય શીખવાડતા ગયા. ૧૯૩૯માં માત્ર ૩૭ વર્ષની વયે તે મધ્યસ્થ કમ્યુનિસ્ટ દળના સભ્ય ચૂંટાયા. ૧૯૪૬માં તે દળના એક મંત્રી નીમાયા. યુદ્ધ દરમ્યાન વિમાન ઉદ્યોગોની પુનર્રચના તથા છતાયેલા વિસ્તારોને પહેલાંના જેવી સ્થિતિમાં લાવવા' માટેની સમિતિના પ્રમુખ તરીકે કામ કરવા છતાં, મધ્યસ્થ કમિટીના કારોબારમાં ભાગ લેવાનું તેમણે ચાલુ રાખ્યું. પક્ષની મુખ્ય સંસ્થાઓમાં કામ કરવાના કારણે, પક્ષના મુખ્ય અધિકારીઓની નિમણૂંક પર અંકુશ રાખવાની તથા પોતાના સમર્થકોને ઉચ્ચ સ્થાનો પર નીમવાની તક મળી. આ રીતે જે માર્ગ પર આગળ વધીને સ્ટેલિને સત્તા પ્રાપ્ત કરી હતી, તેજ માર્ગે માલેનકોવ પણ આગળ વધી રહ્યા છે.

માલેનકોવ દેખાવમાં જાડા અને કોમળ પ્રકૃતિના માણસ છે. તેમનો ચહેરો ગોળ પરતુ કોઈ પણ જાતના પ્રભાવ વિનાનો છે. માનસિક દૃષ્ટિએ પણ તેમનામાં કોમળતા છે. યુદ્ધ દરમ્યાન અનેક જવાબદારીભર્યાં કાર્યોમાં તેમને મળેલી અસાધારણ સફળતાથી આ વાત સ્પષ્ટ બને છે.' સ્ટેલિનના માણસ હોવાના કારણે તે મોટા ભાગે ખાખી પોષાકમાં રહે છે. જનતા સમક્ષ તે બહુજ ઓછાં ભાષણો કરે છે. પરંતુ જ્યારે કરે છે ત્યારે એ ભાષણો પ્રભાવશાળી, સમજદારીભર્યાં અને વાસ્તવિક રજૂઆત કરનારાં હોય છે.

' માલેનકોવનું જીવન ચડતીપડતીવાળું છે. ૧૯૪૭માં તેમને મધ્યસ્થ કમિટિના કાર્યાલયમાંથી છૂટા કરવામાં આવ્યા. ૧૯૪૮ના જુલાઈમાં તેમને ફરીથી આ કાર્યાલયમાં સ્થાન મળ્યું. તેમનું આ પુનરાગમન ઝેન્ડોફનું પતન અને તેમના પોતાના ફરી એકવારના અભ્યુદયનું ચિહ્ન છે.'

હવે મોલોટોવ, માલેનકોવ અને બેરિયા એ ત્રણેય, સ્ટેલિનના સલાહકારોના આંતરિક વર્તુળના સભ્ય ગણાય છે. આ ત્રણેને સોવિયેટ તંત્રમાં સૌથી વધુ મહત્ત્વનાં કાર્યો સોંપાયાં છે. મોલોટોવ નાયબ વડા પ્રધાન છે. માલેનકોવના હાથમાં પક્ષના તંત્રનો અધિકાર[૫] છે. રાષ્ટ્રનું રક્ષણ અને છૂપી પોલીસનો પ્રબંધ બેરિયાના હાથમાં છે. અણુબૉંબ વિભાગ પણ તેના હાથમાં છે એમ કહેવાય છે.

બેરિયા પણ સ્ટેલિનની જેમ જ્યૉર્જીયાના વતની છે. તે માલેન-કોવની જેમ પ્રમાણમાં યુવાન છે. તેનું વય ૧૯૪૯માં ૫૦ વર્ષનું હતું. ૧૯૨૭માં તે પક્ષના સભ્ય બન્યા. આંતરકલહ દરમિયાન બાકુ અને આઝરબે-જાનમાં મહત્ત્વનું કામ ગુપ્ત રીતે બજાવ્યું. ૧૯૨૧થી ૧૯૨૯ સુધી તે કોકેસસમાં સોવિયેટ રક્ષણ સંસ્થાના પ્રમુખ હતા. ૧૯૨૯માં તેમને આંતરિક મંત્રાલયમાં જ્યૉર્જીયાના પ્રતિનિધિનું પદ મળ્યું. ૧૯૩૪માં તે મધ્યસ્થ કમ્યુનિસ્ટ પક્ષના સભ્ય ચૂંટાયા. ૧૯૩૮માં જ્યારે "લોહીભીની સાફસૂફી"ની બોલ-બોલા હતી, અને પક્ષનું નેતૃત્વ ભયમાં હતું, તેમજ સર્વત્ર ત્રાસનું વાતા-વરણ હતું ત્યારે તેમને છૂપી પોલીસના વડા યેઝોફના હાથ નીચેનું પદ આપાયું. યેઝોફ અને તેની પહેલાંનો છૂપી પોલીસનો વડો યગોડા તેમજ ઝેરઝીન્સ્કી એ બધાને ફાંસી પર ચડવું પડ્યું, પરંતુ બેરિયા પોતાના કાર્યમાં સફળ નીવડ્યા.

દેખાવમાં બેરિયા કોઈ અધ્યાપક અથવા વૈજ્ઞાનિક જેવા લાગે છે. તેમનું કપાળ વિશાળ, આંખો ગંભીર અને મુખ દૃઢ છે. તેમની વાત કરવાની રીત શાંત છે. તેમને માર્શલનું પદ મળ્યું હોવા છતાં મેં તેમને કદી લશ્કરી પોષાકમાં જોયા નથી. તેમની ઘણીખરી તસવીરો પણ સાદા પોષાકમાં હોય છે.

શકાય છે જે પરદેશીઓ તેમને મળ્યા છે, તેમના કહેવા પ્રમાણે તે લાયક, બીજાનો દૃષ્ટિકોણ સમજનાર અને સમજનાર વ્યકિત છે તેને જ્યારે રક્ષણ વિભાગ સોંપાયો ત્યારે કેટલાકોએ તેને, સોવિયેટ નીતિ પ્રમાણમાં ઓછી આક્રમણાત્મક બનવાનું ચિહ્ન ગણ્યું હતું કારણ કે બલ્ગેનિન લશ્કરી માણસ નથી. પરંતુ હું આ માન્યતાને સાચી ધારતો નથી કારણ, કે સોવિયેટ સેનાના સુપ્રસિદ્ધ કમાન્ડર માર્શલ સ્ટેલિન પોતેજ છે

કાગનોવીચ પોલિટબ્યુરોનો એક માત્ર યહૂદી સભ્ય કહેવાય છે પરંતુ જ્યેર્જીઆનો વતની બેરિયા પણ યહૂદી હોવાની અફવા ફેલાવવામા આવી છે જો કે તેનુ સમર્થન હજુ સુધી મળ્યું નથી. એ ગમે તે હોય, પણ કાગનોવીચ સોવિયેટ શાસનનો સર્વોત્તમ વહીવટકર્તા છે લાયક વ્યકિતની પસદગી માટેની સોવિયેટ બુદ્ધિનો એ સૌથી સરસ નમૂનો છે તેના જીવનનો પ્રારભ મોચીના ધંધામા થયો ૧૯૧૧મા જ્યારે તે કમ્યુનિસ્ટ પક્ષનો સભ્ય થયો, ત્યારે પણ તે મોચીનુ કામ કરી રહ્યો હતો પરંતુ સાત વર્ષ બાદ તે લાલ સેનાના સગઠન જેવા મહત્ત્વના કાર્યમા પ્રવૃત્ત બન્યો હતો મૉસ્કોની ભૂગર્ભ રેલ્વેની ઈમારત તેની દેખરેખ નીચેજ તૈયાર થઈ છે આ ઈમારત જો કે બહુ મોટી નથી છતા પણ દુનિયામા આવી ઈમારતોની જ્યા જરૂર પડે છે, ત્યા કાગનોવીચને મોકલવામા આવે છે તે હમેશા કોઈને કોઈ અસાધારણ કામ કરી બતાવે છે છતા પણ તેના માટે બહુ મહત્ત્વના ભવિષ્યની શક્યતા રાખવામા આવતી નથી મને પોતાને કાગનોવિચ સાથે મળવાનો પ્રસગ આવ્યો નથી પરંતુ રશિયનો પાસેથી સાભળ્યુ છે કે તેનામા વિવિધતા, શકિત અને અદમ્ય ઉત્સાહ છે

જ્યાં સુધી સ્ટેલિન જીવંત છે, ત્યા સુધી આ લોકોમા વ્યકિતગત મતભેદ ભલે રહે પરંતુ પક્ષનું નિયત્રણ, સ્ટેલિનનો પ્રભાવ અને તેમનામાં બધાનો વિશ્વાસ જોતા, આ મતભેદ પક્ષની ફાટફૂટનુ કારણ બને એ સંભવિત લાગતું નથી

યુદ્ધ દરમ્યાન શસ્ત્રો અને દારૂગોળાનું ઉત્પાદન વધારવા માટે તેમણે "વીર" ચંદ્રક મેળવ્યો છે ૧૯૪૭મા તેમને પણ મદદનીશ પ્રધાનોમાં શામેલ કરવામાં આવ્યા હતા પોલિટબ્યુરોમાં તેમનું મુખ્ય કર્તવ્ય, આંતરિક સુરક્ષા અને રાષ્ટ્રનું રક્ષણ એ બન્ને ખાતાંઓ સાથે કદાચ સંબંધ ધરાવતું હશે આ બન્ને ખાતાના વડા સાધારણ વ્યકિત છે અને તેમની સાથે બેરિયાનો ગાઢ સંબંધ છે સોવિયેટ શાસનની સ્થિરતાનો આધાર બાહોશ અને લાયક પોલીસતંત્ર પર રહેલો છે એ બાબતમા બેરિયા પોતાની બાહોશી બતાવી ચૂક્યા છે

મોલોટોવ, માલેનકોવ અને બેરિયા એ ત્રિપુટીમા માલેનકોવ કમ્યુનિસ્ટ પક્ષની નીતિ અને સંગઠ્ઠન, તથા બેરિયા આંતરિક રક્ષણનું પ્રતિનિધિત્વ રજૂ કરે છે માલેનકોવ સોવિયેટ અર્થતંત્રમા નિષ્ણાત હોવાથી સોવિયેટ અર્થતંત્રની સામાન્ય દેખરેખનો અધિકાર પણ તેને મળી જાય એ શક્ય છે ઝેન્દાફના મૃત્યુ પછી પક્ષના આદર્શોને લગતી નીતિનું સંચાલન પણ તે સ્ટેલિનના માર્ગદર્શન પ્રમાણે કરે છે

આ ત્રણ નેતાઓ પછી પોલિટબ્યુરોના બીજા બે સભ્ય પણ એવા છે કે જેમનો કંઈક ને કંઈક પ્રભાવ પડે છે તેઓ પણ સ્ટેલિનના ગાઢ સંપર્કમાં અને જવાબદારીભર્યા પદો પર છે તેમના નામ છે, બલ્ગેનિન અને કાગનોવિચ આમાથી બલ્ગેનિન રાષ્ટ્રના રક્ષણ સાથે સંકળાયેલા છે ગૃહયુદ્ધના તે એક પુરાણા અને કસાયેલા સૈનિક છે પહેલા તે એક કારખાનામા કામદાર હતા. પરતુ કુશળ શાસક અને સરસ વકતા તરીકે તેમણે પોતાનો વિકાસ કર્યો આઝેલના મોરચા પર તે લેફ્ટેનન્ટ જનરલ હતા એ પછી તે લશ્કરી મંત્રી બન્યા ૬૮ વર્ષના બૂઢા વૉરોશિલોફને હવે સામાન્ય રીતે વૃદ્ધ લશ્કરી રાજનીતિજ્ઞ ગણવામા આવે છે

બલ્ગેનિનને સન્માન સમારંભોમાં દૂરથી જોવાની તક મને મળી છે દૂરથી તે નમ્ર હોય એમ દેખાય છે તે સુદર પણ છે પોલિટબ્યુરોમાં એક માત્ર તેનેજ બકરા જેવી દાઢી છે એટલે તેને તરતજ ઓળખી

શકાય છે જે પરદેશીઓ તેમને મળ્યા છે, તેમના કહેવા પ્રમાણે તે લાયક, બીજાનો દૃષ્ટિકોણ સમજનાર અને સમજદાર વ્યકિત છે તેને જ્યારે રક્ષણ વિભાગ સોંપાયો ત્યારે કેટલાકોએ તેને, સોવિયેટ નીતિ પ્રમાણમાં ઓછી આક્રમણાત્મક બનવાનું ચિહ્ન ગણ્યું હતું કારણ કે બલ્ગેનિન લશ્કરી માણસ નથી પરંતુ હું આ માન્યતાને સાચી ધારતો નથી કારણ, કે સોવિયેટ સેનાના સુપ્રસિદ્ધ કમાન્ડર માર્શલ સ્ટૅલિન પોતેજ છે

કાગનોવીચ પોલિટબ્યુરોનો એક માત્ર યહૂદી સભ્ય કહેવાય છે પરતુ જ્યૉર્જીયાના વતની બેરિયા પણ યહૂદી હોવાની અફવા સાભળવામા આવી છે જો કે તેનુ સમર્થન હજુ સુધી મળ્યું નથી એ ગમે તે હોય, પણ કાગનોવીચ સોવિયેટ શાસનનો સર્વોત્તમ વહીવટકર્તા છે લાયક વ્યકિતની પસદગી માટેની સોવિયેટ બુદ્ધિનો એ સૌથી સરસ નમૂનો છે તેના જીવનનો પ્રારભ મોચીના ઓરડામાં થયો ૧૯૧૧મા જ્યારે તે કમ્યુનિસ્ટ પક્ષનો સભ્ય થયો, ત્યારે પણ તે મોચીનું કામ કરી રહ્યો હતો પરતુ સાત વર્ષ બાદ તે લાલ સેનાના સંગઠન જેવા મહત્ત્વના કાર્યમા પ્રવૃત્ત બન્યો હતો મૉસ્કોની ભૂગર્ભ રેલ્વેની ઈમારત તેની દેખરેખ નીચેજ તૈયાર થઈ છે આ ઈમારત જો કે બહુ મોટી નથી છતાં પણ દુનિયામાં આવી ઈમારતોની જ્યાં જરૂર પડે છે, ત્યા કાગનોવીચને મોકલવામા આવે છે તે હમેશા કોઈને કોઈ અસાધારણ કામ કરી બતાવે છે છતા પણ તેના માટે બહુ મહત્ત્વના ભવિષ્યની શકયતા રાખવામા આવતી નથી મને પોતાને કાગનોવિચ સાથે મળવાનો પ્રસંગ આવ્યો નથી પરતુ રશિયનો પાસેથી સાંભળ્યુ છે કે તેનામાં વિવિધતા, શકિત અને અદમ્ય ઉત્સાહ છે

જ્યા સુધી સ્ટૅલિન જીવંત છે, ત્યા સુધી આ લોકોમા વ્યકિતગત મતભેદ ભલે રહે પરતુ પક્ષનું નિયંત્રણ, સ્ટૅલિનનો પ્રભાવ અને તેમનામાં બધાનો વિશ્વાસ જોતાં, આ મતભેદ પક્ષની ફાટફૂટનું કારણ બને એ સંભવિત લાગતુ નથી.

હવે પ્રશ્ન એ રહ્યો કે સ્ટેલિનના મરણ પછી શું થશે? લેનિનના મરણ પછી સ્ટેલિન અને ટ્રોટ્સ્કી વચ્ચે જે રીતનું સંઘર્ષણ થતું, તેનું પુનરાવર્તન થશે કે નહિ? તેના મરણ પછી, પક્ષની અંદરના કોઈ મહત્વાકાંક્ષી ફરીથી એજ ઉપાયો અજમાવીને પોતાની સત્તા જમાવવાનો પ્રયાસ નહિ કરે શું? એમ કહેવાય છે કે સરમુખત્યારી તંત્રની રચના એવી રીતની હોય છે, કે જ્યારે સરમુખત્યારનું મરણ થાય છે, ત્યારે એક પ્રકારની રાજકીય શૂન્યતાની સૃષ્ટિ સરજાય છે. આવા સમયમાં વિનાશકારી બળોને છૂટો દોર મળવાની શક્યતા રહે છે

સોવિએટ બહારની દુનિયામાં સ્ટેલિન–ટ્રોટ્સ્કી સંઘર્ષણને મળતું આવે તેવા સંઘર્ષણનો વિચાર એટલો મજબૂત બની ગયો છે, કે દરેક દેશની પરદેશીનીતિ પર આ વિચારની જબ્બર અસર પડી રહી છે પરંતુ આ બાબતમાં એ વાત યાદ રાખવાની છે કે યુદ્ધ દરમ્યાન સોવિયેટ દૃશ્ય જોનારા ઘણા ખરા નિરીક્ષકોને ખાત્રી હતી, કે યુદ્ધ પુરૂં થયા બાદ સેના પર સંપૂર્ણ અંકુશ રાખવાનું કમ્યુનિસ્ટ પક્ષ માટે અશક્યવત્ બની જશે. લશ્કરી વિજયે લશ્કરી નેતાઓને જનતાની નજરે જોતા બનાવી મૂકયા હતા. કેટલાક મહત્ત્વના ફેરફારો અનિવાર્ય માનવામાં આવતા હતા. યુદ્ધ દરમિયાન કમ્યુનિસ્ટ પક્ષે જનતાને ઘણી છૂટછાટો આપી હતી અને યુદ્ધથી થાકેલી જનતા તે છોડવા માટે તૈયાર નહિ થાય એમ માનવામાં આવતું હતું. પરંતુ એવું કંઈ થયું નહિ. કોઈ પણ જાતની મુશ્કેલી વિના કમ્યુનિસ્ટ પક્ષનું પહેલાંનું વર્ચસ્વ આજે પણ કાયમ છે. ઝુકોવ જેવો મહાન લશ્કરી નેતા, જેણે મોલોટોવની ઈચ્છા વિરૂદ્ધ, પશ્ચિમ સાથે સહકારનો અવાજ ઉઠાવ્યો, તેને મૉસ્કોથી ખસેડી કોઈ અજાણ્યા સ્થળે મોકલી આપવામાં આવ્યો. એક નવી પંચવર્ષીય યોજના તૈયાર થઈ અને જબ્બર ફેરફારો કરીને સોવિયેટ સરકારે બધી છૂટછાટો જનતા પાસેથી છીનવી પોતાના હાથમાં લઈ લીધી. કેટલીક પુરાણી વ્યક્તિઓ અલોપ થઈ ગઈ. કેટલીક નવી વ્યક્તિઓ પ્રકાશમાં આવી. પરંતુ સોવિયેટ જનતાના ભાગ્યવિધાતા તો તેના તે જ રહ્યા. તેમનામાં કશો ફેરફાર ન થયો. એ વાત સાચી છે

કે આ બધું કાર્ય સ્ટેલિનની મક્કમ સરદારી નીચે થયું. તેના મૃત્યુ પછી અથવા અશક્તિ જેવી સ્થિતિમાં સત્તાની વહેંચણી આટલી સહેલાઈથી થઈ શકે કે નહિ એ વસ્તુ ભવિષ્યના ગર્ભમાં છે કેવળ સમય જ તેનો જવાબ આપી શકે તેમ છે. પોલિટબ્યુરો જેવી સંસ્થાઓ કે જેના તંત્ર વિષે બહારના લોકોને બહુ જ ઓછી માહિતી છે, તેને વિષે કોઈ પણ જાતની લાંબા સમયની ભવિષ્યવાણી ભાખવી એ જોખમકારી વસ્તુ છે

આજે જે વ્યક્તિઓ પોલિટબ્યુરોમાં જુદા જુદા જવાબદારીના કામ સંભાળી રહી છે, તેમને જોતાં તેમાંથી કોઈ પણ, ભવિષ્યમાં સ્ટેલિનનું સ્થાન લઈ શકશે એમ મને લાગતું નથી યુદ્ધ દરમ્યાન સ્ટેલિનનું સ્થાન એટલું મહાન બની ગયું છે કે તેની સમક્ષ તેના બધા સાથી વામણા લાગે છે આ લોકોમાંથી દરેકને માટે સ્ટેલિનનું પેંગડું મોટું પડે તેમ છે. એમાં તેઓનો પગ રહી શકે તેમ નથી. એટલે મારી ખાત્રી છે કે સ્ટેલિનના મૃત્યુ પછી મોલોટોવ, માલેનકોવ અને બેરિયા એ ત્રણ વચ્ચે સત્તા વહેંચાઈ જશે. કાગનોવીચ અને બલ્ગેનીનને પણ સત્તાની આ વહેંચણીમાં શામેલ કરવામાં આવે એ બનવા જોગ છે આજે જે રીતે લોકો સ્ટેલિનની દેખરેખ નીચે કામ કરે છે, તેજ રીતે સ્ટેલિનના મરણ પછી પણ સરમુખત્યારી તંત્રનાં કાર્યો કરતા રહેશે

સ્ટેલિનનું મૃત્યુ થતાં, સ્ટેલિનની હાજરીમાં દબાઈ ગયેલા વ્યક્તિગત વિરોધ અને મહત્ત્વાકાંક્ષા શું ફરીથી નહિ જાગે અને તેમનો સહકાર તોડી નહિ નાખે? આવા પ્રકારના પ્રશ્નનો જવાબ આપવાનું અશક્ય છે જો વાત સાચી છે કે બીજા સરમુખત્યારી તંત્રોની જેમ જ સોવિયેટ તંત્ર પણ નેતાના વ્યક્તિત્ત્વ સાથે સંકળાએલું છે તો પણ કમ્યુનિસ્ટ પક્ષની સરમુખત્યારી હોવાના કારણે બીજા સરમુખત્યારી તંત્રો કરતાં સોવિયેટ યુનિયનની બાબતમાં આ વાત ઓછું-મહત્ત્વ ધરાવે છે આમ છતાં એ સંભવિત છે કે કોઈ અજ્ઞાત નવું જૂથ કે નવા નેતા સ્ટેલિનના મૃત્યુ પછી તરતજ ઉપસ્થિત થાય અને તમામ સત્તા કબ્જે કરવાનો પ્રયાસ કરે.

સામાન્ય રીતે એમ મનાય છે કે પરદેશી એલચીઓ આરામ અને સમૃદ્ધિનું જીવન ગાળે છે અને જે ઉચ્ચ ક્ષેત્રોમાં રાજપુરુષની લાયકાતની જરૂરી પડે છે, તે માટે પોતાની શક્તિ જાળવી રાખે છે. આ વસ્તુ મૉસ્કો ખાતેના એલચીઓની સેવાઓ સંબંધમાં તો લાગુ નથીજ પડતી એ વાત ચોક્કસ છે .

મે જોયું કે ઉચ્ચ મુત્સદીગીરી એક એવી કલા છે, કે જેનો રશિયામાં બહુજ ઓછો ઉપયોગ કરવો પડે છે મહિનામાં ત્રણ કે ચાર વાર મારે રશિયન અધિકારીઓને મળવું પડતું હતું પરંતુ આ મુલાકાતો પણ શાંતિ માટેની સમજૂતીના તાત્કાલિક પ્રશ્નો અંગે નહિ પણ હમેશના સાધારણ પ્રશ્નો અંગે હતી મારા સમયનો ઘણોખરો ભાગ પ્રબંધ અંગેના કાર્યોમાં જતો હતો કારણ કે, જીવનપોષણની સમસ્યાઓ ત્યાં અત્યંત મુશ્કેલ હતી.

આગળ લખતાં પહેલાં હું મારા કાર્યકર્તાવર્ગનો ટૂંક પરિચય આપી દઉં. મૉસ્કોના એલચીખાતામાં પરદેશ વિભાગના નાનામોટા કુલ પચીસથી ત્રીસ અધિકારીઓ અને પાંત્રીસથી ચાળીશ ક્લાર્કો હતા. આ ક્લાર્કોમાં અર્ધી સંખ્યા કાર્યકર્તાવર્ગની પત્નીઓની હતી. મદદનીશએલચીની કચેરીમાં લશ્કર, નૌકાદળ અને વિમાનીદળના લગભગ પંદર અમલદારો અને પચ્ચીસ સૈનિકો હતા. આમાંથી મોટા ભાગનો ઉપયોગ એલચીખાતાનું સંવાદતંત્ર ચલાવવામાં કરવામાં આવતો હતો ક્લાર્કોનું મોટાભાગનું કાર્ય રશિયન કાર્યકર્તાવર્ગ દ્વારા કરવામ આવતું હતું તેની સંખ્યા નોકરો, ડ્રાઈવરો, ચપરાસીઓ, વિગેરે મળીને કુલ લગભગ સોની હતી.

૧ — એલચીખાતાના ઉચ્ચ મુત્સદ્દી અધિકારી જ્યોર્જ કેનન હતા. હું મૉસ્કો આવ્યો તે પહેલાંના વચગાળાના સમયમાં તે એલચી તરીકે પણ કામ કરતા હતા. તેઓ અનુભવી અને રશિયાના સંબંધમાં ખાસ જાણકાર હતા ૧૯૩૩માં જ્યારે એલચીખાતાની સ્થાપના થઈ, ત્યારથી તેઓ અહીં કામ કરી રહ્યા હતા. રશિયન ભાષા, સંસ્કૃતિ, ઈતિહાસ અને આદર્શો થી પરિચિત હોવાના કારણે તેઓ મારા માટે એક સરસ શિક્ષક સિદ્ધ થયા.

કાર્યકર્તાવર્ગમાં પહેલાં મારો જે કોઈની સાથે પરિચય હોય તો તે ફ્રેડરિક રેનહાર્ટ સાથે હતો. તેઓ અમારા યુદ્ધકાલીન રાજકીય સલાહકાર રોબર્ટ મર્ફીના મદદનીશ હતા. મૉસ્કોમાં તેમની સાથે ફરી મુલાકાત થતાં મને આનંદ થયો. તેઓ રશિયાના જાણકાર હતા. અને મારી સાથે જ મારા નિવાસસ્થાનમાં રહેતા હતા.

મારા વ્યક્તિગત કાર્યક-મંડળમાં મારી સેક્રેટરી રૂપ બ્રીસ હતી. યુદ્ધ દરમ્યાન તે મારા સેક્રેટરી તરીકે કામ કરી ચૂકી હતી. કેસાબ્લાન્કા અને તેહરાન પરિષદોમાં તે કારકુનોની આગેવાન હતી. તેની કાર્યકુશળતાએ પરદેશપ્રધાન બાર્નેસનું ધ્યાન ખેંચ્યું અને તેમણે પરદેશ વિભાગમાં તેને બોલાવી લીધી. મારે મૉસ્કો જવાનું થતાં શ્રી. બાર્નેસે મારી વિનંતિનો સ્વીકાર કરીને તેની સેવાઓ મને આપી. મારા મૉસ્કોનિવાસ દરમ્યાન કાર્યાલયનું કામ સુંદર રીતે ચલાવવાનો યશ તેને ઘટે છે. તે પણ મારી સાથે મારા નિવાસસ્થાન સ્પાસોભવનમાં રહેતી હતી.

કેપ્ટન રેનાલ્ડ એલન પણ અમારી સાથે રહેતા હતા. તે એક કુશળ ભાષાશાસ્ત્રી હતા. અને કેટલાંક વર્ષ રશિયામાં રહી ચૂક્યા હતા. અમને બધાને તેમના પ્રત્યે સ્નેહ હતો.

અધિકારમાં ઉચ્ચતાની દૃષ્ટિએ શ્રી. કેનન પછી શ્રી. જૉન ડેવિસ હતા. તેઓ દૂરપૂર્વના નિષ્ણાત હતા. તેમનો જન્મ ચીનમાં થયો હોવાથી અને ત્યાં લાંબા વખત સુધી નિવાસ કર્યો હોવાથી ત્યાં બનતા બનાવો સંબંધમાં તેમનાં અનુમાનો સાચાં પડતાં હતાં. મને તેઓ કુશળ અને સાચા દિલથી કામ કરનારા લાગ્યા. તેમની સુંદર પત્ની એક એલચીની પુત્રી હતી. તે પણ એલચીખાતામાં કામ કરતી હતી.

આ બધા અને બાકીના બીજા, કે જેમના નામનો ઉલ્લેખ મેં કર્યો નથી, છતાં જે મને એટલા જ પ્રિય હતા, એ સૌ વિશ્વાસપાત્ર તથા નિષ્ઠાવાન લોકોનું આ એક નાનકડું જૂથ હતું. અહીં એલચીખાતાના કાર્યકર્તાવર્ગની પત્નીઓ કે જેમની મદદ વિના એલચીખાતાનું કાર્ય

પરંતુ એક વાત આપણે યાદ રાખવી જોઈએ કે આવી કોઈ ઉથલપાથલ થશે તો પણ એ સ્ટેલિન–ટ્રોટ્સ્કી સંઘર્ષણની જેમ આખા પક્ષમાં ખળભળાટ કરે તેવી ઉગ્ર તો નહિ જ હોય; કારણ કે એ સંઘર્ષણ વખતે આજની સરખામણીમાં કમ્યુનિસ્ટ પક્ષ ઘણો નબળો હતો. એ વખતે પણ સંઘર્ષણથી તેનું સંગઠન ભાંગી પડ્યું ન હતું. યુદ્ધથી તો એ વધારે મજબૂત થયું છે. આવી સ્થિતિમાં જે કંઈ નવી વલણો ઉદ્ભવશે તે પણ ઉપરછલ્લી જ હશે. મધ્યયુગમાં મહેલોમાં થયેલા રક્તપાત અને ક્રાંતિ તે યુગના રાજકીય તંત્ર અને માન્યતાઓને નષ્ટ કરી શકી નથી. એટલે આજે પણ એવી શક્યતા નથી. મારો મક્કમ અભિપ્રાય છે કે પોલિટ-બ્યુરોનો આપણે એક એવા બળ તરીકે સ્વીકાર કરી લેવો જોઈએ કે જેની હસ્તી અનેક વર્ષો સુધી આપણે કબૂલ રાખવી પડશે.



# મોસ્કોમાં પરદેશીઓ

"...... અહીં એલચીઓની સ્થિતિ ખૂબજ વિકટ છે. એ વાત
સારી રીતે જાણીતી છે કે સાર્વજનિક હિતનો કોઈ સંદેશ અહીંનં
ટપાલ કચેરીઓમાં સુરક્ષિત નથી. કાગળો ફોડીને વાંચી લેવામ
આવે છે. એટલે જે એલચીખાતાંઓ સંદેશવાહક રાખી શ
તેમ હોય તેઓ ટપાલ મારફતે કોઈ જાતનો સંદેશો મોકલતા નથી
એમ પણ કહેવાય છે કે એલચીઓ પર કાયમ છૂપી પોલીસને
પહેરો રહે છે. બીજું તો ઠીક, પણ તેના નોકરોની ખાવાપીવાનં
અને બીજી ઘરગથ્થુ માહિતી પણ મેળવી લેવામાં આવે છે. એટલં
મારી પાસે આશા રાખવામાં આવે તે પ્રમાણે હું વધુ લખી .
શકું તો મારી લાચારી સ્પષ્ટ સમજી શકાશે. બીજી માહિતીઓન
સંબંધમાં પણ આ વસ્તુ લાગુ પડે છે. કોઈ પ્રકારની સાર
માહિતી અહીં મળતી નથી. રાષ્ટ્રિય સેનાની સંખ્યા, રાષ્ટ્રનું દેવું અ
વાર્ષિક આવક વગેરે સંબંધમાં અહીં ચોકકસ માહિતી મેળવવા
મુશ્કેલ છે. મારો એવો અભિપ્રાય છે કે આ બધી વાતો બીજાન
જાણવામાં આવે એમ અહીંની સરકાર ઈચ્છતી નથી."

—રશિયા ખાતેના અમેરિકન પ્રતિનિધિ નીલ. એસ
બ્રાઉનના સેન્ટ પિટર્સબર્ગથી મોકલેલા ૨૮મી જાન્યુઆરી
૧૮૫૨ના સંદેશનો સાર

ચલાવવું અશક્ય હતું, તેમનો હું ખાસ ઉલ્લેખ કરું છું. અધિકારીઓ, કલાર્કો વિગેરે બધાએ તેમની પાસેથી આશા રાખવામાં આવે તે કરતાં પણ વધુ કાર્ય કરીને મને દરેક પ્રકારની મદદ કરી છે. મને એવો અનુભવ થયો છે, કે સામાન્ય રીતે મને બહુજ ઉત્તમ કાર્યકર્તાવર્ગ મળ્યો હતો. પરંતુ જે સ્થળે મારે કામ કરવાનું હતું, તે સ્થળ રદ્દી હતું.

આશ્ચર્યની વાત છે, કે જે રશિયાએ સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેના તથા જુદા જુદા વર્ગો વચ્ચેના ભેદભાવ નષ્ટ કરવાનો નાદ ગાજતો કર્યો તે રશિયા દ્વારાજ મારા ઘરમાં વર્ગભેદ ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો. આ ઝઘડો ઈંડાંના પ્રશ્ન પરથી ઉભો થયો હતો.

હું જે સમયે મૉસ્કો પહોંચ્યો તે વખતે ત્યાં અનાજનું અને ખાદ્ય પદાર્થોનું રેશન હતું. હું એલચી હોવાથી રશિયન અધિકારીઓએ મારૂં રેશન દર મહિને પંદર ઈંડાંનું નક્કી કર્યું હતું. મારી પત્નીનું સ્થાન એટલુ મોટું ગણવામાં ન આવ્યું એટલે તેને માટે દર મહિને દસ ઈંડાં નક્કી કરવામાં આવ્યાં. મારા ઘરના અન્ય સભ્યો માટે પણ આ રીતે જ ઈંડાં નક્કી કરવામાં આવ્યાં. ધીમે ધીમે ઘટતાં ઘટતાં ઈંડાંની સંખ્યા પાંચ પર આવી ગઈ.

હું ઈંડિયાનાનો વતની છું અને ત્યાં નાસ્તામાં ઈંડાં ખૂબજ જરૂરી ગણાય છે. ઓછામાં ઓછા બે ઈંડાં એક વ્યક્તિને દરરોજ જોઈએ. એટલે મૉસ્કોનું આ રેશન દેખીતી રીતેજ ઘણું ઓછું હતું. પરંતુ આ પ્રકારનો ભેદભાવ વધુ આશ્ચર્યકારક હતો.

અમે બેશક, ખુલ્લા બજારમાં ઈંડાં ખરીદી શકીએ તેમ હતું. પરંતુ ત્યાં ઈંડાંની કિંમત ૩૦ સેન્ટ (૯૦ પૈસા)થી માંડીને ૪૦ સેન્ટ (૧૨૦ પૈસા) સુધી હતી. એટલે દોઢ રૂપિયે એક ઈંડું મળતું હતું. બાંધ્યા પગારમાં દોઢ રૂપિયાનું ઈંડું ખરીદવાની વાતનો વિચાર પણ થઈ શકે તેમ ન હતું.

થયું એવું કે મૉસ્કો પહોંચ્યા પછી, જ્યારે અમે અમારા નિવાસસ્થાન સ્પાસોભવનની સાફસૂફી કરી રહ્યા હતા, ત્યારે બાગમાં મરઘીઓ રાખવાની પુરતી ખાલી જગ્યા અમારા જોવામાં આવી. એટલે કુદરતી રીતેજ અમારા મનમાં એવી ઈચ્છા થઈ કે થોડી મરઘીઓ ખરીદ કરીને જાતેજ ઈંડાંનું ઉત્પાદન કરીએ તો ઠીક.

આ કાર્યનો વિચાર કરવાનુ અને વાત કરવાનું સહેલું છે. પરંતુ વિચારને અમલમાં મૂકવો સહેલો નથી. કોઈપણ કમ્યુનિસ્ટ દેશમાં ઉત્પાદનનાં સાધન તો જનતાનાં જ હોય છે. પરંતુ તેના પર નિયંત્રણ સરકારનું રહે છે. મોટરમાં બેસીને કોઈ મરઘીખાતામાંથી મરઘીઓ ખરીદી લાવવનું ત્યાં શક્ય નથી. આવો દરેક સોદો સરકારી ધોરણે કરવામાં આવે છે. નોકરશાહી પદ્ધતિ ધીમી અને આડી અવળી હોય છે, એ વાત તો સારી પેઠે જાણીતી છે.

સૌથી પહેલાં એલચીખાતાંના એક રશિયન કાર્યકર્તાને બોલાવીને આ માટે પ્રારંભિક ચર્ચા ચલાવવાનો આદેશ આપવામાં આવ્યો. રશિયામાં એલચીખાતાઓને લગતી વ્યવસ્થા માટે એક સંસ્થા છે. જેનું નામ "બુરોબીન" છે. પોતાની દરેક જરૂરીયાત માટે પરદેશીઓને તેની સલાહ લેવી જરૂરી છે. નળ બગડી જાય તો નળ સમારનારને સીધો બોલાવી શકાતો નથી. એ માટે "બુરોબીન" દ્વારાજ કામ કરવું આવશ્યક છે. આ સંસ્થા બહુજ વિશાળ, સહેલાઈથી ન પીગળે તેવી અને બહુજ શંકાશીલ છે.

અમારા રશિયન પ્રતિનિધિએ "બુરોબીન"માં જઈને ત્યાંના અધિકારીઓને આ પ્રશ્નનું મહત્ત્વ સમજાવ્યું. તેણે કહ્યું, કે "અમેરિકન એલચી વ્યક્તિગત રીતે જો કે ઈંડાંના ભૂખ્યા છે, તોપણ વધારે મહત્ત્વ ઘરની શાંતિનું છે. ઘરમાં ઈંડાંની અસમાન વહેંચણીના કારણે શાંતિ-ભંગનો ભય ઉભો થયો છે."

"બુરોબીન"માં અમારા પ્રતિનિધિની વાત શાંતિથી સાંભળવામાં આવી અમેરિકન એલચીની દશા માટે સહાનુભૂતિ પણ દર્શાવવામાં આવી. પરંતુ આ બાબતમાં કંઈ પણ કરી શકવાની પોતાની અશક્તિ દર્શાવી. એ સંસ્થાએ અમારી વિનંતિ મરઘીખાતાની દેખરેખ રાખનારા ખેતીવાડી ખાતાના વિભાગ પર મોકલી આપી.

એક પછી એક દિવસો વીતવા લાગ્યા. અમેરિકન નાસ્તો ક્યારે મળશે તેની અમે રાહ જેવા લાગ્યા. એ દરમ્યાન દરરોજ અમારા પ્રતિનિધિ "બુરો-બીન"માં જઈને અધિકારીઓને મળતા હતા. છેવટે વિનંતિનો સ્વીકાર

થવાના ખબર આપવામાં આવ્યા. ખેતીવાડી ખાતામાં જઈને, ત્યાંથી કોઈ રશિયન અધિકારી સાથે, મૉસ્કો બહાર આવેલા એક મરઘીખાતામાંથી મરઘીઓ ખરીદવા જવા માટે એક દિવસ નકકી થયો.

અમેરિકન એલચીખાતાની પ્રતિષ્ઠાનો આ પ્રશ્ન હતો. એટલે મેં જાતે જ મરઘીઓ લેવા માટે જવાનું નકકી કર્યું. નકકી કરેલ દિવસે બે વાગે રશિયન છૂપી પોલીસના રક્ષણ નીચે હું ખેતીવાડીખાતામાં પહોંચ્યો. અહીંથી એક સોવિયેટ અધિકારી અમારી સાથે આવ્યો, અને છૂપી પોલીસની એક ટુકડી પણ અમારી પાછળ પાછળ આવી.

અમે શહેરથી ૨૫ માઈલ આગળ નીકળી ગયા. છેવટે અમે એક પ્રયોગાત્મક ફાર્મમાં પહોંચ્યા, જ્યાં મરઘીઓ ઉછેરવામાં આવતી હતી. અહીં એ ફાર્મના સંચાલક તથા તેના કાર્યકર્તાઓએ અમારો સત્કાર કર્યો. આખું ફાર્મ અમને ફેરવીને બતાવ્યું. અહીં જાતજાતની મરઘીઓ ઉપરાંત બતક અને હંસ પણ ઉછેરવામાં આવ્યા હતા. મરઘીઓમાં મેં વિવિધ પ્રકારની યુરોપિયન અને અમેરિકન મરઘીઓ જોઈ.

બધું જોયા પછી સંચાલક અમને પોતાને ઘેર લઈ ગયા. રશિયનો માટે આ ભોજનનો સમય હતો એટલે અમને આમંત્રણ આપવામાં આવ્યું. જુદી જુદી રીતે બનાવેલી મરઘીઓ, હંસના માંસના ટુકડા, ઈંડાં અને ખાટી મલાઈમાં રાંધેલો શાકભાજી વિગેરેનું સંપૂર્ણ રીતે ગ્રામ્ય ભોજન હતું. પરંતુ સાથોસાથ શેમ્પેન નામનો શરાબ પણ હતો. શરાબ કદાચ અમારી સાથે આવેલા રશિયન અધિકારી તરફથી આપવામાં આવ્યો હશે. ભોજનની શરૂઆત એક બીજાની પ્રશંસા અને દોસ્તીની ભાવના દર્શાવતાં ભાષણોથી થઈ અને બધાએ એકબીજાની તંદુરસ્તી માટે વોડકા (ચોખામાંથી બનાવવામાં આવતો રશિયન શરાબ) પીધો.

ભોજન પછી સંચાલક અમને પાછા ફાર્મમાં લઈ ગયા અને મરઘીઓ પસંદ કરવાની વિનંતિ કરી. અમે તેના જવાબમાં કહ્યું, "કઈ મરઘીઓ સૌથી વધારે ઈંડાં આપે છે?" સંચાલકે જવાબ આપ્યો, "સફેદ મરઘીઓ. પરંતુ તેમાં બે જાત હોય છે, એક અમેરિકન અને બીજી બ્રિટિશ. તેમાં બ્રિટિશ

મરઘીઓનો રેકર્ડ વધુ સારો છે." પરંતુ મારા રાષ્ટ્રિય અભિમાનને ક્યાંક આઘાત ન થાય એમ વિચારીને તરત જ તેણે કહ્યું, "બ્રિટિશ મરઘીઓ અહીં ઘણા વખતથી છે. અહીંના હવાપાણીથી તે ટેવાઈ ગઈ છે."

મેં હસીને કહ્યું, "મારે વધુમાં વધુ ઈંડાં જોઈએ છે. એટલે મારા રાષ્ટ્રિય અભિમાનને આ કાર્યમાં આડે આવવા નહિ દઉં. હું ચોવીસ બ્રિટિશ મરઘીઓ ખરીદીશ."

એજ સાંજે મરઘીઓ સ્પાસોભવનમાં આવી પહોંચી. તેના આગમન વખતે ઘરનાં બધાં માણસોએ તેનું સ્વાગત કર્યું. એ પછી બીજા એલચી-ખાતાંઓએ પણ અમારું અનુકરણ કર્યું. સૌએ પોતપોતાની મરઘીઓ રાખી લીધી.

પરંતુ એલચી ખાતાંઓ સમક્ષ માત્ર ઈંડાંનો જ પ્રશ્ન ન હતો. ભોજન અંગે એનાથી પણ વધુ મહત્ત્વના સવાલો એલચીખાતા સમક્ષ હતા. તેમાં સ્પાસોભવનમાં રહેતા ૩૮ નિવાસીઓની જરૂરીયાતો તો સીધી રીતે મારી પોતાની જરૂરીયાતો હતી જ, પરંતુ એલચીખાતા સાથે સંકળાયેલી ૧૫૦ બીજી અમેરિકન અને રશિયન વ્યક્તિઓના હિતનો વિચાર પણ મારે જ કરવાનો હતો અને તેમની સંભાળ પણ મારે જ રાખવાની હતી.

પશ્ચિમી ભોજન માટે જરૂરી એવી દરેક વસ્તુની રશિયામાં અછત હતી અને તેની કિંમત પણ ઘણી વધુ પડતી હતી. એ વખતે એલચીખાતાંઓ માટેનો સરકારી ભોજન ભંડાર ચાલુ થઈ ગયો હતો અને રેશનનો દરેક વસ્તુ યોગ્ય પ્રમાણમાં અમને યોગ્ય કિંમતે મળી જતી હતી. પરંતુ ડિસેમ્બર ૧૯૪૭માં રેશનિંગ નીકળી ગયા પછી ભોજન ભંડાર બંધ કરવામાં આવ્યો અને રશિયનો તથા પરદેશીઓ સૌ કોઈને ખુલ્લા બજારમાંથી ખરીદવાની ફરજ પડી.

મૉસ્કોના ભંડારોમાં જો કોઈ પરદેશી ભોજનની વસ્તુઓ ખરીદવા જાય તો તેની કિંમત જોઈને સ્તબ્ધ થઈ ગયા વિના રહે નહિ. મારી પત્નીએ પાંચ શેર માંસ અને દસ ઈંડાં ખરીદવા માટે એક વખત ૨૫ ડૉલરનો ખર્ચ

કર્યો હતો. જુન ૧૯૪૮માં બીજી વસ્તુઓના ભાવ : ડબલ રોટી એક શેરના ૩ રૂપિયા, માખણ એક શેરના ૪૨થી ૪૫ રૂપિયા, દસ ઈંડાના ૧૪ થી ૧૮ રૂપિયા, મરઘીના ૨૦ થી ૩૦ રૂપિયા, માછલી એક શેરના ૧૨ થી ૨૪ રૂપિયા; વિગેરે હતા.

સરકારે નક્કી કરેલાં વેતન મેળવનારાઓ માટે આ ભાવમાં કોઈ પણ વસ્તુ ખરીદવાનું અશકય હતું. અમેરિકન સરકાર તરફથી આપવામાં આવતાં ભથ્થાં ગણત્રીમાં લઈએ. તો પણ આવા ભાવોમાં ખર્ચ પૂરો થઈ શકે તેમ ન હતું. એટલે અમે સહકારી ધોરણે એલચીખાતામાં એક નાનો એવો સ્ટોર ખોલ્યો અને તૈયાર ખાદ્ય પદાર્થોના બંધ ડબ્બા અમેરિકાથી મંગાવવાનું શરૂ કર્યું. નૂરનો ખર્ચ સારા પ્રમાણમાં આવતો હતો છતાં પણ આ વસ્તુઓ મૉસ્કોના ભાવ કરતાં અમને સસ્તી પડતી જ્યારે બર્લિનથી અમારું કોઈ વિમાન કામ પ્રસંગે આવતું ત્યારે બર્લીનના લશ્કરી ભંડારમાંથી સામાન ખરીદીને એ વિમાન ભરીને હું મંગાવતો.

પરંતુ પાછળથી સોવિયેટ સરકારે તેના પર પણ પ્રતિબંધ મૂક્યો. ભારે જકાત ચૂકવ્યા વિના આ સામાન સોવિયેટ પ્રદેશમાં લાવવાની મનાઈ કરવામાં આવી. પરિણામે એલચીખાતામાં ખોલેલા ભંડારમાં આયાત થતી વસ્તુઓની સંખ્યા, કેટલીક બહુ જ જરૂરી વસ્તુઓ પૂરતી જ મર્યાદિત કરવી પડી.

અમેરિકામાં થોડા થોડા અંતરે દવાની દુકાનો, મોટાં મોટાં બજાર અને "દરેક માલ ચાર આને" વાળા ભંડારો છે; એટલે ત્યાં વસનારાઓ માટે મૉસ્કોમાં રહેતા પરદેશીઓના કષ્ટનું અનુમાન કરવાનું મુશ્કેલ છે. આપણે જે વસ્તુઓને આપણા હંમેશના ઉપયોગની અને જરૂરી ગણીએ છીએ તેનો રશિયામાં છેક જ અભાવ છે.

મારી સામના બીજો સવાલ મકાનોનો હતો. મૉસ્કો પહોંચ્યા પછી થોડા દિવસમાં મને સૌથી વધુ નિરાશા અમેરિકન એલચીખાતાનું ભવન અને તેની સાથે સંબંધ ધરાવતી બધી ઈમારતો જોઈને થઈ.

અમેરિકન એલચીને રહેવા માટે જે મકાન મૉસ્કોમા છે તેને સ્પાસો ભવન કહે છે આ મકાન ક્રાંતિ પહેલા કોઈ શ્રીમંત રશિયને બંધાવ્યું હતું અને ૧૯૩૩મા સોવિયેટ સાથે અમેરિકાનો રાજદ્વારી સબંધ શરૂ થયો, ત્યારથી ત્યાજ અમેરિકન એલચીઓ રહેતા આવ્યા છે મને ઘણી વખત એવો વિચાર આવે છે, કે જે શ્રીમંત રશિયને આ મકાન બધાવ્યુ હતું તેને માત્ર સ્વાગત ગૃહની રચનામા જ રસ હશે. સ્વાગતગૃહ બંધાવવામાં અને ખૂબ જ મૂલ્યવાન ઝુમ્મરોથી તેને સજાવવામાં તેણે સારો ખર્ચ કર્યો હતો. પછી જે કંઈ થોડી રકમ બાકી રહી હશે તેમાથી તેણે બાકીના ઓરડા બધાવ્યા હશે.

આ બે માળના મકાનના નીચેના ભાગમા ઉપરોક્ત સ્વાગતગૃહ ઉપરાંત એક નૃત્યગૃહ હતુ, જેમાં બુલીટ નામના એલચીએ પોતાનું કાર્યાલય બનાવ્યુ હતું એ ઉપરાત બીજા નાનાં સ્વાગતગૃહ, એક મોટુ ભોજન-ગૃહ, એક નાનું ભોજનગૃહ, એક બીલીયર્ડ રમવાનો ઓરડો અને ભંડાર હતા. ઉપરના માળે બે મુખ્ય શયનગૃહ તથા કેટલાક નાના શયનગૃહો હતાં સૌથી નીચે ભોંયતળીયે રસોઈઘર, એક આધુનિક લૉન્ડ્રી, નોકરોનું ભોજનગૃહ અને કેટલાક રહેવાના ઓરડા તથા ભંડારની જગ્યા હતી. પાછલા ભાગને મોટર ગેરેજમાં ફેરવી નાખવામા આવ્યો હતો. તેની ઉપર નોકરો માટેના કેટલાક ઓરડા અને ગોદાઉન બનાવવામા આવ્યા હતાં.

આ મકાનના બહારના ભાગમા ચીરાડો પડી હતી, જેના સમારકામ માટે મે બહુ જ કોશિશ કરી પરતુ સફળતા ન મળી મકાનની અંદરની હાલત પણ સારી ન હતી તેને ગરમ રાખવાની ગોઠવણ અપૂર્ણ નીકળી. દીવાલોના પ્લાસ્ટરમાં વિચિત્ર સુંદર ચિત્રો હવે ઝાંખા અને ખરાબ થઈ ગયાં હતા. સાટીન અને રેશમના કીમતી પરદા ગદા અને ચીંથરા જેવા થઈ ગયા હતા અલબત્ત, સ્વાગતગૃહમાં લટકતા ઝુમ્મર, એલચીખાતા માટે ગર્વની વસ્તુ હતી આ ઝુમ્મર પર સોનાના પતરાં હતા અને કાચના ઝુમખાં અત્યંત સુંદર હતાં પરતુ હુ જ્યારે મૉસ્કો પહોચ્યો ત્યારે આ ઝુમ્મરની હાલત ખતરનાક હતી તેને જોડનારા તારો કપાઈ ગયા હતા. આ તારો બદલવામાં જ એલચીખાતાને ૮૦૦ ડોલરનો ખર્ચ થયો.

એલચીખાતાના કાર્યાલયનું નામ માખોવાયા છે. લેનિનની સમાધિ, લાલચોક અને સેંટ વાસીલના દેવળ સામે આવેલી આ સાત માળના, ઉંચી, પરંતુ બહુ જ સાંકડી ઈમારત છે. શરૂઆતમાં આ ઈમારત લેખકો અને કલાકારો માટે બનાવવામાં આવી હતી. પરંતુ પાછળથી અમેરિકન એલચીખાતાંને આપવામાં આવી. આ ઈમારતમાં એલચીખાતાંના કાર્યાલય ઉપરાંત સત્તર નિવાસસ્થાન છે. તેમાં એલચીખાતાંના કેટલાક અધિકારીઓ તથા તેમનાં કુટુંબો અને સ્ત્રીકલાર્કો રહે છે.

સાંસ્કૃતિક અને માહિતીને લગતી હીલચાલ માટે એક બીજી ઈમારત વેસનીની ઉલિત્સા સડક પર અમેરિકન એલચીખાતાંના હાથમાં છે. શરૂઆતમાં આ ઈમારત અમેરિકન રેડક્રોસ પાસે હતી. તેની પાસેથી એલચીખાતાંએ પટા પર લીધી. એક બે કુટુંબો તથા કેટલીક કુમારિકાઓ આ ભવનમાં રહે છે. નીચેના માળ પર દસ રશિયન કુટુંબો રહે છે. એલચીખાતાં સાથે તેમનો કંઈ સંબંધ નથી.

પરદેશ વિભાગના કેટલાક પુરુષ અધિકારીઓ તથા સેનાના કેટલાક જુવાનો, એક માઈલ દૂર આવેલી અમેરિકનભવન નામની ઈમારતમાં રહે છે. કોઈ પણ જાતના આકર્ષણ વિનાની આ બે માળની ઈમારત છે. આ ઈમારતમાં કેટલાક નાના મોટા ઓરડા છે. આમાંના દરેક ઓરડામાં એકાદ બે માણસો રહે છે. અહીં એક સ્નાનગૃહ તથા મોટો હૉલ પણ છે, જેમાં ફિલ્મ બતાવવામાં આવે છે.

આ બધા સ્થળોમાંથી કોઈપણ સ્થળમાં એલચીખાતાના જે માણસોને જગ્યા નથી મળતી, તેઓ એલચીખાતા પાસેની નૅશનલ, એમ્બાસી, સૅવોય અને મેટ્રોપોલ હોટેલોમાં રહે છે. આ હોટેલો સારી નથી. ઓરડાઓમાં કોઈ જાતની સજાવટ નથી. તેને ગરમ રાખવા માટે કોઈ જાતની ગોઠવણ પણ નથી. આમ છતાં આ ઓરડા ખાલી કરવા માટે કાયમ દબાણ કરવામાં આવે છે.

આ બધી સગવડો વિનાની ઈમારતો જોયા પછી મારા મનમાં સૌથી પહેલો જે વિચાર આવ્યો તે એ હતો, કે જેમાં કાર્યાલય અને સમસ્ત નિવાસ-

સ્થાનો એ બધું સાથે જ હોય, એવું એક વિશાળ મકાન મૉસ્કોના એલચીખાતા માટે બનાવવાનો સમય હવે આવી ગયો છે. રશિયન સરકાર આ ભવનના બાંધકામ માટે સાધનો અને મજૂરો આપે અને અમેરિકન સરકાર, યુરોપમાં પોતાની જે ઢગલાબંધ યુદ્ધસામગ્રી પડી છે તે સોવિયેટ સરકારને લાગત-કિંમતે આપીને તેની કિંમત વસૂલ કરે. સોવિયેટ સરકાર આ યુદ્ધસરંજામ લેવા માટે આતુર છે એ હું જાણતો હતો.

એટલે એક બાજુએ હું સોવિયેટ પરદેશપ્રધાન મોલોટોવને મળ્યો અને બીજી બાજુએ મેં પેરિસ ખાતેના અમેરિકન અધિકારીને વધેલી યુદ્ધસામગ્રીનું લિસ્ટ મોકલી આપવા માટે લખ્યું. પહેલી મુલાકાતમાં મોલોટોવે કંઈ પણ ચોક્કસ જવાબ ન આપ્યો. એટલે લિસ્ટ આવી ગયા પછી હું ફરીથી મોલોટોવને મળ્યો. આ વખતે પણ તેણે સ્પષ્ટ જવાબ આપ્યો નહિ. મોલોટોવે પરદેશો સાથેના વેપારખાતાંના પ્રધાન મિકોયનને મળવા માટે સૂચન કરતાં મને કહ્યું, કે "આ પ્રકારની બાબતો તેના હસ્તક છે."

મિકોયનની મુલાકાતમાં મને ભારે નિરાશા મળી. વાતની શરૂઆત કરતાં જ તેણે સ્પષ્ટ શબ્દોમાં મને કહી દીધું, કે "એલચીખાતાના બાંધકામની યોજના વિષે હું કંઈ જાણતો નથી." આમ છતાં અમેરિકાના વધેલા યુદ્ધ સરંજામનું લિસ્ટ જોઈ લેવાનો વાયદો કર્યો. આ લિસ્ટમાં આધુનિક ઔષધાલયોનો સામાન, દવાઓ, આધુનિક કાર્યાલય સાથે સંબંધ ધરાવતા દરેક પ્રકારનાં મશીનો અને બીજી ઘણી જરૂરી વસ્તુઓ હતી. રશિયામાં આ બધી વસ્તુઓની અછત હતી. આમ છતાં આ વસ્તુઓનું મૂલ્ય તેના સામાન્ય મૂલ્ય કરતાં ઘણું ઓછું હતું. પરંતુ મને અફસોસ થાય છે કે આ બાબતમાં શ્રી. મિકોયન તરફથી મને કંઈ પણ જવાબ ન મળ્યો. આ વસ્તુ હું અમેરિકા અને રશિયા બન્નેના દૃષ્ટિકોણથી કમનસીબીભરી ગણું છું કારણ કે જેમ નવા એલચીખાતાંની અમને ખૂબ જ જરૂર હતી, તેમ રશિયાને અમારી પાસેથી મળનારી વસ્તુઓ ઘણી લાભકારક થઈ પડત.

પરંતુ સોવિયેટ સરકાર પ્રત્યે અમારી સૌથી મોટી ફરિયાદ જેટલી માનસિક અગવડો સંબંધમાં છે, તેટલી શારીરિક અગવડો સંબંધમાં નથી.

અમારી . વ્યક્તિગત સ્વતંત્રતા પર ત્યાં જે પ્રતિબંધો મૂકવામાં આવ્યા તે અત્યંત ત્રાસદાયક હતા. મૉસ્કોમાં રહેતા પરદેશીઓને સૉવિયેટ સરકાર યુરોપના યહૂદીઓની જેમ એક મર્યાદિત ક્ષેત્રમાં પૂરી રાખવા ઈચ્છે છે. આ ઉપરથી કોઈ એવા ભ્રમમાં ન રહે, કે મૉસ્કોના બધા પરદેશીઓ વીસથી ત્રીસ એકરના કોઈ ક્ષેત્રમાં મર્યાદિત છે. ખરી રીતે તો તેઓ આખા શહેરમાં સર્વત્ર ફેલાયેલા છે. આમ તેમને રોકનારી દીવાલો ભલે ન હોય, તોપણ મૉસ્કોમાં વસનારા લગભગ ૫૦૦ પરદેશીઓ રશિયન જનતાથી સંપૂર્ણ રીતે અલગ છે.

આ કાર્ય ત્યાં હંમેશાં પ્રચાર અને પોલીસની કડક દેખરેખ તથા સજાના ભય દ્વારા બજાવવામાં આવે છે. ૧૯૩૭ની "લોહીભીની સાફસૂફી"ને હજુ સુધી મૉસ્કોના શહેરીઓ ભૂલ્યા નથી. તે વખતે માત્ર પરદેશીઓના સંપર્કમાં આવવાના કારણે જ કેટલાય લોકોને આર્કટિક સાઈબીરિયામાં દેશપાર કરવામાં આવ્યા હતા અને બીજા અનેકોને લેબર કેમ્પોમાં "તાલીમ" માટે મોકલી આપવામાં આવ્યા હતા.

આ બાબતમાં મૉસ્કો ખાતેના એક પત્રકારે જે કરુણ સ્થિતિનો ચિતાર ખડો કર્યો છે તે સંપૂર્ણ રીતે સાચો છે. તે કહે છે, કે "રશિયનોની અને અમારી વચ્ચે જો કોઈ ખરેખરી દીવાલ હોત તો ઘણું સારું થાત, કારણ કે એમ હોત તો એ દીવાલ સાથે માથું પછાડીને અમે કોઈ ઘા, જખમ અથવા વહેતું લોહી બતાવી, અમારી વાતનું સમર્થન કરી શકત; પરંતુ વર્તમાન સ્થિતિમાં હજાર માથા પછાડવા છતાં કોઈ સાબીતી અમારા હાથમાં આવી શકતી નથી."

પરિણામ એ આવ્યું છે, કે બધા પરદેશીઓ હંમેશાં એક બીજાના સંપર્કમાં રહે છે, સાથે કામ કરે છે અને સાથે રમે છે. તેઓ એક સાથે જ અનુવાદ કે અખબારોના લેખો વાંચે છે. એક બીજાને ભોજન, નૃત્ય, રમતગમતો વિગેરે માટે નિમંત્રે છે. પણ રશિયનો સાથે અમારો સંપર્ક કેવળ કામપૂરતો થાય છે, અને તે પણ બહુજ થોડો, મહિનામાં બે ત્રણ વખત. સામાજિક રીતે તો એથી પણ ઓછું મળવાનું થાય છે. અમારા નોકરો સિવાય બીજા રશિયનો સાથે અમારી મુલાકાત શિષ્ટાચાર પૂરતી જ હોય છે, એટલે કે જ્યારે કોઈ સમારંભના પ્રસંગે ભોજન,

નૃત્ય વિગેરે માટે અમે તેમને નિમંત્રણ આપીએ અથવા તેઓ અમને નિમંત્રણ આપે, ત્યારે જ મળવાનું થાય છે. આવા પ્રસંગોએ પણ સોવિયેટ સરકાર થોડી ચૂંટી કાઢેલી વ્યક્તિઓ સાથે જ અમને મળવા દે છે.

હું પોતે રશિયનો સાથેનો સંબંધ વધારવા માટે શક્ય એવો દરેક ઉપાય કરી ચૂક્યો છું. મૉસ્કોના એલચીખાતાને મનોરંજન માટે જો કે મર્યાદિત રકમ જ મળે છે, છતાં પણ જ્યી જુલાઈના રોજ મેં એક મોટો સમારંભ યોજ્યો. આ સમારંભમાં જોડાવા માટે મેં પરદેશ કચેરી તથા મંત્રીમંડળની બીજી કચેરીઓના અધિકારીઓ, લશ્કરી અધિકારીઓ, લેખકો અને કલાકારો એમ ત્રણસોથી વધુ વ્યક્તિઓને નિમંત્રણો મોકલાવ્યાં. પરંતુ આ ભોજન સમારંભમાં માત્ર પચ્ચીસ માણસો હાજર થયા, ત્યારે મારા આશ્ચર્યની કોઈ સીમા ન રહી. પાછળથી મારા જાણવામાં આવ્યું કે પરદેશકચેરી ઘણી વખત નિમંત્રણપત્રો પોતાની પાસે જ રાખી લે છે. નિમંત્રણનો જવાબ આપવાની ત્યાં પ્રથા નથી. પાછળથી છૂપી પોલીસને લગતો કાયદો પસાર થવાથી બંધનો પહેલાં કરતાં પણ વધુ સખ્ત બની ગયાં અને અમારી ચારે તરફ લોઢાની દીવાલો ખડી થઈ ગઈ. પરદેશ વિભાગના કેટલાક નવજુવાન અધિકારીઓ સિવાય એકાદ ઉપમંત્રી અમારા સમારંભમાં હાજર થતા હશે; એ સિવાય બીજી કોઈ વ્યક્તિ તેમાં જોડાતી નથી.

એથી ઊલટું, અમને જ્યારે પરદેશ કચેરી તરફથી નિમંત્રણ મળતું ત્યારે અમે બેલાશક તેમાં ભાગ લેતા. ત્યાં અમારો બેશક યોગ્ય સત્કાર કરવામાં આવતો. શરુઆતમાં હું જ્યારે મૉસ્કો પહોંચ્યો ત્યારે આ રશિયન સમારંભો ખૂબ જ મોટા પાયા પર કરવામાં આવતા હતા. ઉમદા ખોરાક અને ઉંચી જાતના શરાબ ત્યાં મળતા, પરંતુ પાછળથી તેમાં કાપ પડ્યો. છતાં તેની વિશેષતા તો ચાલુ જ રહી. દરેક વ્યક્તિને તેના દરજ્જા પ્રમાણે જુદા જુદા ઓરડામાં સ્થાન આપવામાં આવતું. એક ઓરડામાં એલચી અને તેના સમાન દરજ્જાના રશિયન અધિકારીઓ બેસતા; બીજામાં મંત્રી, મદદનીશ એલચી તથા સેનાપતિ; ત્રીજા ઓરડામાં નાના અધિકારીઓને સ્થાન આપવામાં આવતું. દરજ્જા પ્રમાણે દરેક ઓરડામાં ભોજન પણ જુદા જુદા પ્રકારનું પીરસાતું હતું. અમે આવો ભેદભાવ સાંખી શકતા ન હતા.

રશિયન સંપર્કથી આ રીતે દૂર રહેના હોવાથ અમે નવા વિચારોમાં શૂન્ય અને બેદરકાર રહેતા હતા. અમે પુરાણા વિચારોમાં જ ખોવાયેલા રહેતા. આ વસ્તુ બરાબર સમજતા હોવા છતાં અમે એ બાબતમાં લાચાર હતા, કારણ કે આ અલગપણું દૂર કરવાનું અમારા હાથમાં ન હતું. પરદેશીઓ પ્રત્યે સંદેહની નજરે જોવું એ સોવિયેટની કોઈ નવી વિશેષતા નથી, એ તો પહેલેથી જ રશિયનોની ઐતિહાસિક વિશેષતા છે.

બ્રિટિશ અને અમેરિકન એલચીઓ પ્રત્યે રશિયન નાગરિકો મૈત્રી-ભર્યો વર્તાવ ન રાખે અને તેમના સંબંધમાં વધુ માહિતી પણ ન મેળવે એ માટે સોવિયેટ સરકાર ખાસ તકેદારી રાખે છે. અમે જ્યાં જ્યાં જતા ત્યાં સોવિયેટ સરકાર તરફથી એક રક્ષક ટુકડી અમારી પાછળ રહેતી. આ ગોઠવણ અમારા રક્ષણના હેતુથી કરવામાં આવ્યાનું કહેવાય છે. પરદેશીઓ પ્રત્યેની રશિયાની સંમાનભાવના પૂર્વના દેશોની સંમાનભાવનાને મળતી આવે છે. મૉસ્કોમાં પરદેશી એલચીનું ખૂન કરવાનો એકાદ વખત પ્રયાસ થઈ ચૂક્યો છે અને તેનું પુનરાવર્તન રશિયન સરકાર અટકાવવા માગે છે. પરંતુ વ્યકિતગત રીતે હુ આવી કોઈ સાવચેતીની જરૂર જોતો નથી. મૉસ્કોના નાગરિકોનો આત્મસંયમ સારી પેઠે જાણીતો છે. યુદ્ધ દરમ્યાન જ્યારે દુશ્મનો પ્રત્યેનો તિરસ્કાર છેલ્લી કક્ષાએ પહોંચ્યો હતો ત્યારે પણ ૫૦ હજાર જર્મન કેદીઓ મૉસ્કોના બજારમાંથી કૂચ કરતા પસાર થયા હતા. ઝઘડાની વાત તો દૂર રહી પણ એક પણ માણસે તેમની વિરુદ્ધ અવાજ કે પોકાર પણ કર્યો ન હતો.

આ રક્ષક ટુકડી રાતદિવસ ચોવીસે કલાક દરેક સમયે અમારી સાથે હોય છે તેનો હેતુ અમારું રક્ષણ કરવાનો છે કે રશિયનોથી અમને અલગ રાખવાનો એ કોઈ કહી શકે તેમ નથી. એક તીરથી બે, નિશાન પાડવાની વાત આપણે સમજવી જોઈએ. પરંતુ સાથે રક્ષક ટુકડી મોકલવાનું સંમાન કેવળ બ્રિટિશ અને અમેરિકન એલચીઓને જ મળે છે, બીજા એલચીઓ પર માત્ર દેખરેખ રાખવામાં આવે છે. જે દેશો સાથે રશિયાનો જે રીતનો સંબંધ હોય તે રીતની તપાસ રાખવામાં આવે છે. આ દેખરેખના કારણે સોવિયેટ નાગરિકો સાથે હળવા મળવાનું અશક્ય છે, કારણ કે કોઈ પણ નાગરિક ખાલી નકામા છૂપી પોલીસનું ધ્યાન ખેંચવાનું કારણ બનવા નથી ઈચ્છતા.

આમ છતાં જ્યાંસુધી છૂપી પોલીસનો નવો કાયદો પાસ થયો ન હતો, (એટલે કે ૧૯૪૮થી ૧૯૪૭) ત્યાંસુધી, સ્પાસોભવનમાં થતા મેળાવડાઓમાં કોઈને કોઈ રશિયનો જોડાતા રહેતા હતા રવિવારે થતા ફિ મના પ્રદર્શનોમા પણ ઘણા રશિયનો આવતા આ રશિયન મહેમાનોમાથી ઘણાખરા લોકો બુદ્ધિજીવી અથવા કલાકાર, લેખક, ચિત્રકાર અને નાટકો કે ચિત્રો સાથે સંકળાયેલા હતા આ લોગોના સાર્વજનિક વ્યક્તિત્વનો સ્વીકાર કરીને પરદેશીઓના સંપર્કમાં આવવાની તેમને છટ આપવામા આવી હતી

અમારા મહેમાનોમા જગપ્રસિદ્ધ રશિયન ફિલ્મડાયરેક્ટર આઈન્સ્ટાઈન પણ હતા જીવનની છેલ્લી ઘડી સુધી કોઈ પણ અમેરિકન ફિલ્મ જોવાનું તેઓ ચૂકતા નહિ આ ફિલ્મોની જો કે તેઓ કડક ટીકા કરતા પરતુ તેમનું વ્યક્તિત્વ આકર્ષક હતું તે દુનિયાદાર માણસ હતા અને અગ્રજી બહુ જ સરસ બોલતા હતા તેમના શિષ્ય એલેક્ઝેન્ડ્રોવ પણ પોતાની સુંદર પત્ની, જે એક પ્રસિદ્ધ અભિનેત્રી હતી તેની સાથે ઘણી વખત ફિલ્મો જોવા આવતા હતા એક બીજી આકર્ષક વ્યક્તિ લેફ્ટેનન્ટ જનરલ ઈગ્નોતીવ હતા ક્રાંતિ પહેલાના તેઓ એક માત્ર જાણીતા લશ્કરી અમલદાર હતા ક્રાંતિકાળમાં તેઓ પેરિસમા લશ્કરી પ્રતિનિધિ તરીકે હતા પોતાના કાર્યાલયના તમામ કાગળો સાથે તેઓ અદૃશ્ય થઈ ગયા જ્યારે શાંતિ સ્થપાઈ ત્યારે બોલ્શેવિક સરકારને તેમણે પોતાની સેવાઓ અર્પણ કરી ૭૦ વર્ષ કરતાં પણ વધુ વય હોવા છતાં તેઓ એક લશ્કરી શાળામા શિક્ષણ આપવાનુ કામ કરતા હતા

આ લોકો ઉપરાંત પ્રત્યેક પરદેશી અધિકારી માટે મૉસ્કોમાં એક રશિયન ગૃહસ્થની પણ ગોઠવણ કરવામાં આવી હોય છે જે સામાજિક રીતે તેનુ મનોરંજન કરે છે આ ગોઠવણ એટલા માટે કરવામા આવે છે કે રશિયામાં સામાજિક નિમંત્રણ પોતાને મળીએ આપ્યું નહિ એમ કોઈ કહી ન શકે અમારા 'બીન સરકારી" ગૃહસ્થ યુરાલીનના કલાવિભાગના અધ્યક્ષ એમ એલેક્ઝેન્ડ્રોવ હતા તેમણે તથા તમનાં સુંદર પત્ની, જે મૉસ્કો વિદ્યાપીઠમાં અધ્યાપક હતાં તેમણે ઘણી વખત અમારુ મનોરંજન કર્યું હતું આ પ્રકારના

ચેકાયેલા રાખતી હતી. કૅનેડાનું પ્રતિનિધિત્વ મોટા ભાગે એલચી ખાતાના મદદનીશ જૅન હોમ્સ રજૂ કરતા હતા. તેઓ મારા સૌથી ગાઢ મિત્ર હતા. જૅન અને તેમની કચેરીના બીજાં માણસો તથા તેમના લશ્કરી પ્રતિનિધિ બ્રિગેડિયર એલાર્ડ અને એ બધાની આકર્ષક પત્નીઓ સ્પાસોભવનમાં આવનારા માનીતા મહેમાનો હતા.

એક બીજું દિલચસ્પ યુગલ ઈરાની એલચી પ્રિન્સ ફિરોઝ અને તેમની સુંદર પત્નીનું હતું. વ્યક્તિગત રીતે પ્રિન્સ ફિરોઝ આકર્ષક હતા. પરંતુ તેઓ બિલકુલ અવિશ્વસનીય હતા. ઈરાનના રાજકર્તા વંશથી તેઓ વિરુદ્ધ છે અને રશિયા સાથે તેમનો કંઈ ઊંડો સંબંધ છે એવો શક હતો. પાછળથી અસ્પષ્ટ પરિસ્થિતિમાં તેઓ મૉસ્કો છોડી ગયા. મેં સાભળ્યું હતું કે તેઓ પૅરિસમાં નિર્વાસિત જીવન ગુજારી રહ્યા છે. તેમના સ્થાને આવેલા એલચી પણ ગમી જાય તેવા હતા. તેમની જો કોઈ વિશેષતા હોય તો તે "બ્રીજ" રમવાની! બપોરના બધા એલચીઓ જ્યારે કામમાં મચ્યા રહેતા ત્યારે આ શ્રીમાન સ્ત્રીઓની બ્રીજપાર્ટીમાં જોડાતા. સોવિયેટ સરકારના ઉચ્ચ અધિકારીઓ સાથે તેમનો કાંઈ સંબંધ ન હતો. ઈરાનની રાજકુમારી અશરફ્ મૉસ્કો ગયાં ત્યારે ઈરાની એલચી પ્રત્યેનું સોવિયેટ સરકારનું અતડાપણું કંઈક ઓછું થયું હતું. આ રાજકુમારીને મેં પણ જોયાં હતાં. પહેલી મુલાકાતમાં પરીઓની કહાણીમાં આપણે જેવી રાજકુમારીની વાત સાભળીએ છીએ, તેવાં લાગ્યાં.- કાળા કાળા વાળ, મોટી મોટી આંખો, સફેદ સાટીનનો પોષાક, મોતીઓની માળા અને કાનમાં મોતી જડેલાં કર્ણફૂલ લટકી રહ્યાં હતાં. મને કહેવામાં આવ્યું કે આ સોવિયેટ સરકાર તરફથી મળેલો ભેટ છે.

બીજા જે પરદેશી રાજપુરુષો સાથે અમારે મળવાનું થતું હતું તેમાં ગ્રીક એલચી મિ. પોલિટિસ પણ હતા. તેમણે એક રશિયન કન્યા સાથે લગ્ન કર્યાં હતાં. પરંતુ અફસોસ! સોવિયેટ સરકારે તેમને પોતાની પત્નીને લઈ જવાની પરવાનગી ન આપી. આ એલચી મિત્રતાભર્યા અને જોશીલા હતા. ન્યુ ઝીલૅન્ડના મંત્રી શ્રી. બોઝવેલ ઈમાનદાર, વિશ્વાસપાત્ર અને ગમી જાય તેવા હતા. સંસ્થાનોના પ્રતિનિધિઓમા બધા અને ખાસ કરીને ઓસ્ટ્રેલિ-

યાના સ્ટુઅર્ટવાટ યોગ્ય સલાહકાર અને સાચા મિત્ર હતા. સ્કેન્ડીનેવિયા એટલે કે નોર્વે, સ્વીડન અને ડેન્માર્ક તથા નેધરલેંડ્સ અને બેલ્જીયમના એલચી ખાતાના લોકો પણ અમારે ત્યાં આવતા રહેતા હતા. તેમની સાથે પણ અમારો ગાઢ સંબંધ હતો.

અલબત્ત, રશિયાના વર્ચસ્વ હેઠળના દેશોના પ્રતિનિધિઓ સાથે અમારો ગાઢ સંબંધ સ્થપાવો મુશ્કેલ હતો. આમ છતાં યુગોસ્લાવિયાના જનરલ પોપોવિક સાથે અમારો સંબંધ સરસ હતો. બીજા લોકોને પણ અમે સરકારી સમારંભોના પ્રસંગ પર મળતા હતા. તેમાંથી કેટલાક આનંદી તો કેટલાક ઉપેક્ષા કરનારા અને કેટલાક સ્પષ્ટ રીતે વિરોધી હતા. આ લોકો જેવા હતા તેવા અમે સ્વીકારી લેતા હતા અને તેમની સાથે સમાન રીતે નમ્રતાનો વર્તાવ રાખતા હતા. એલચીખાતાંઓમાં પક્ષ પડી ગયા હતા. પશ્ચિમી એલચીઓ અને રશિયાના અનુગામી દેશોના પ્રતિનિધિઓ વચ્ચે પરસ્પર શંકા થવાનું સ્વાભાવિક હતું. તટસ્થ દેશોના પ્રતિનિધિ બન્ને પક્ષમાં મિત્રતા કરાવવાનું કાર્ય કરતા. કેટલાકની સાથે અમારા સંબંધો મિત્રતાભર્યા હતા, કેટલાક સાથે વધુ ગાઢ સંબંધ હતા, તો કેટલાક એવા પણ હતા કે જેમની સાથે અમારો સંબંધ કેવળ વિવેકપૂરતો જ હતો. પરંતુ અમે મૂડીવાદી હોઈએ કે સામ્યવાદી, અમારા બધાની દશા એક સરખી જ હતી. બધાને એક એવી લાંબી પહોળી નોકરશાહી સાથે કામ પડ્યું હતું, કે જેનાં દરેક ચક્રો ક્રેમલિનમાંથી ગતિમાન થતાં હતાં. જ્યાં સુધી ઉપરથી સ્પષ્ટ હુકમ ન થાય ત્યાં સુધી નાનું મોટું કોઈ પણ કામ થવા વિષે અમને શંકા રહેતી હતી.

મારી પાસે એ વાતના પુરાવા છે, કે જે નાનાં મોટાં કામ અમારા દેશમાં નાના અધિકારીઓ પોતાની સમજથી કરી લે છે તે જ કામ રશિયામાં ઉચ્ચ અધિકારીઓ દ્વારા જ થાય છે. મારા અનુભવના આધારે હું કહી શકું છું કે પશ્ચિમી વ્યક્તિવાદ જેવી કોઈ વસ્તુ અહીં નથી અહીં અધિકારીઓ અથવા સરકારી નોકરોનો પોતાનો દૃષ્ટિકોણ હોતો જ નથી. સોવિયેટ દૃષ્ટિકોણ તે જ તેમનો દૃષ્ટિકોણ. કોઈ માણસના સંબંધમાં વધુમાં વધુ જો કંઈ કહી શકાય તો તે માત્ર એટલું જ કે "ફલાણા ફલાણા માણસને પોલિટ બ્યુરોને પૂછ્યા વિના, મામુલી નિર્ણય કરવાની સત્તા મળી છે." બસ, આથી વિશેષ કંઈ નહિ.

મનોરંજનમાં સંગીત, ગાયન અને કોઈ કોઈ વખત નવી સોવિયેટ ફિલ્મનું પ્રદર્શન થતું હતું. અમે એક બીજાને ભેટની પણ આપ લે કરતા હતા. અફસોસની વાત છે કે બન્ને પતિપત્નીને સોવિયેટ સરકારે ગિરફતાર કર્યાં છે એમ અમેરિકા પાછા ફર્યા બાદ મારા સાભળવામાં આવ્યું છે. શ્રીમતી એલેકઝેન્ડ્રોવને તો મુકત કરવામાં આવ્યાં પરંતુ તેમના પતિને લાંબી કેદની સજા થઈ છે. તેમને ઘેર રશિયન નૃત્યકાર ગોલબીન અને તેની પત્ની સાથે પણ અમારી મુલાકાત થઈ હતી. ગોલબીનને પણ પાછળથી ગિરફતાર કરવામાં આવ્યો હતો. પરંતુ અમે સ્વદેશ પાછા ફર્યાં પહેલાં એક દિવસ બોલશોઈ થિયેટરમાં તેને જોઈને મને હાર્દિક આનંદ થયો હતો.

મૉસ્કોમાં એલચી ખાતાઓનું દળ એક મોટા કુટુંબ સમાન હતું. આ એક આંતરદેશીય દળ હતું. તેમાં અનુભવી, અનેક ભાષાના જાણકાર, વિવેકી, પુરાણા રાજદ્વારી પુરુષો અને રશિયાને અનુસરનારા દેશોના નવા તંત્રના મજૂર પ્રતિનિધિઓ પણ હતા, કે જેઓ વર્ષો સુધી પોતાના દેશમાં જેલમાં રહી ચૂકયા હતા. યુદ્ધે કેટલાક લશ્કરી રાજપુરુષો પણ ઉત્પન્ન કર્યા હતા જેમાં હું તથા ફ્રાંસના જનરલ જ્યોર્જ કેટરો અને યુગોસ્લાવિયાના જનરલ પોપોવિક હતા.

જ્યારે હું મૉસ્કો પહોંચ્યો ત્યારે સૌથી જુના ચીનના એલચી ડૉ. ફૂ ત્યાં હતા. તેઓ દસ વર્ષથી મૉસ્કોમાં હતા. તેઓ બહુ જ સમજદાર અને સંસ્કારી હતા. તેમને રશિયનો અને તેમની વિશેષતાઓનું સરસ જ્ઞાન અને અનુભવ હતાં પોતે બહુ જ નાજુક સ્થિતિમાં એલચીખાતાનું કાર્ય સંભાળી રહ્યા હતા, કારણ કે ચીનમાં કમ્યુનિસ્ટો દ્વારા તેમની સરકારને ઉથલાવી નાખવાનો પ્રયાસ થઈ રહ્યો હતો. તેમણે શરૂઆતના કેટલાક મહિનાઓમાં મને ઘણી મદદ કરી હતી.

જનરલ કેટરો મારાથી બે વર્ષ પહેલાં મૉસ્કોમાં હતા. તેમની સાથે ઉત્તર આફ્રિકામાં મારી મુલાકાત થઈ હતી. તેઓ લાંબા, પાતળા અને [illegible] ગૈનિકના નમૂના જેવા હતા. તેમની સાથે મારો વર્તાવ મિત્રતા-
[illegible] ખુલ્લા દિલથી વાતચીત થતી હતી. ફ્રાંસની રાજનીતિ

જુદા જુદા પગોમા વહેંચાયેલી હોવાથી તેમને પોતાને માટે પણ અનેક સવાલો હતા એલચીખાતામા કેટલાક કમ્યુનિસ્ટ સમર્થકો હોવાના કારણે કોઈ પણ ભેદ કેવી રીતે છપાવી રાખવો અથવા કોઈ મહત્ત્વનો સંદેશો કેવી રીતે ગુપ્તતાથી મોકલવો, એ તેમના માટે એક વિકટ સવાલ થઈ પડયો હતો શ્રીમતી કેટરો એલચી મંડળોમા નૌના પ્રિય અને સન્માનપાત્ર વ્યકિત હતા અમેરિકનો પ્રત્યે તેમને ખાસ પ્રેમ હતો, કારણ કે પહેલા મહાયુદ્ધમાં રેડક્રોસના કામ અંગે તેઓ અમેરિકનોના સંપર્કમા આવી ચૂક્યાં હતા.

અમારા બ્રિટિશ સાથીદાર સર મોરિન પિટરસન હતા તેઓ મારા મૉસ્કો પહોંચ્યા બાદ બે અઠવાડિયા પછી આવ્યા હતા અમે બન્નેએ રશિયનો સંગપમા સાથે સાથે જ બધી તાલીમ મેળવી સર મોરીસ ગંભીર પ્રકૃતિના અને લાંબા કદના હતા. આ પહેલા તેઓ ટર્કીમા એલચી હોવાના કારણે મધ્યપૂર્વના પ્રશ્નો વિશે તેમને ઊંડુ જ્ઞાન હતું આવા પ્રશ્નો ઉપસ્થિત થતા આ અનુભવનો અમે સરખો લાભ લેતા હતા. તેમના સહાયક ફ્રેન્ક રોબર્ટસ અને તેમનાં આકર્ષક આગબ પત્ની અમારા ઘરમા કુટુંબની વ્યકિતઓ તરીકે જ ગણાતા હતા.

હુ મૉસ્કો પહોંચ્યો ત્યારે ઈટલીના એલચી સીનોર કવારોની ત્યાં હતા યુદ્ધ દરમ્યાન તેમણે વફાદારીથી રાજપુરુષ અને છૂપી પોલીસના અધિકારી તરીકે મુસોલિનીની સેવા કરી હતી. યુદ્ધ સમયે તે કાબૂલમા હતા તેમણે મને કહ્યુ, કે "મે ભારતની સરહદ પરના તાયફાવાળાઓને હિંદ પર ચઢાઈ કરવ માટે તૈયાર કર્યા હતા. પરંતુ જર્મનોએ આ ષડ્યંત્રનો સ્વીકાર ન કર્યો જર્મનોને ખાત્રી હતી કે વિમાની હુમલાથી તેઓ બ્રિટનને શરણે થવાની ફરજ પાડશે. એટલે જર્મનોએ ભારત અને મધ્યપૂર્વમા ગોરાઓની ધાક અને ગમાનને ઓછા કરવાનું પસંદ ન કર્યું સીનોર કવારોનીને પાછળથી પેરિસ મોકલવામાં આવ્યા તેમના અનુગામી શ્રી બ્રાનીયો પ્રત્યે મારા મનમાં બહુ જ સન્માન અને વિશ્વાસ હતા.

કનેડાના યોગ્ય એલચી શ્રી ડના વીલ્સન મૉસ્કોમા બહુ ઓછુ રહેતા હતા તેમની સરકાર તેમને રાષ્ટ્રસંઘ અને બીજી આંતરરાષ્ટ્રિય બેઠકોમા

કાઇ સોવિયેટ આધકારી વ્યક્તિગત આભાર કે પસંદગી દર્શાવી શકતો નથી જો એમ કરે તો તેને તરત જ તેની સજા ભોગવવી પડે છે દરેક પરદેશી પ્રતિનિધિ પોતાની સરકારના સ્વાર્થ માટે જ હંમેશા કામ કરે છે એવા સિદ્ધાંતમા કમ્યુનિસ્ટ પક્ષ માને છે જો તે કોઈના પર ઉપકાર કરે તો પણ તે સ્વાર્થ ખાતર જ! કોઈ પરદેશી દયાળુતા કે ઉદારતાનું વર્તન દર્શાવી શકે જ નહિ એટલે કોઈ પણ સોવિયેટ અધિકારીએ કોઈ પણ પરદેશી પ્રત્યે પોતાને આભારી માનવો જોઈએ નહિ.

રશિયાની આ વિશેષતાઓના પરિણામે જ મે મુશ્કેલ પ્રશ્નો સંબંધમાં મારી સરકાર સમક્ષ સોવિયેટ દૃષ્ટિકોણ પહોંચાડવાના જે પ્રારંભિક પ્રયત્ન કર્યા તેનુ રશિયનોએ ઉપેક્ષાથી સ્વાગત કર્યું હતું

# પોલીસરાજનાં બંધનો

> "મોસ્કો પહોંચ્યા પછી કોઈ પણ અમેરિકનનું સૌથી વધુ ધ્યાન ખેંચનારી જો કોઈ વસ્તુ હોય તો તે પોલીસરાજની કઠોરતા છે. શાંતિ અને વ્યવસ્થાના રક્ષણ માટે જે ઉપાયો લેવાય છે અને બંધનો અમલમાં મૂકાય છે તેમાં સેન્સરને લગતા અધિકાર એ સૌથી વધુ ભયંકર વસ્તુ છે. સેન્સર કેટલી હદ સુધી જાય છે તેનું એક ઉદાહરણ અમેરિકન પ્રમુખનો એક સંદેશો છે. આ સંદેશાનો મુખ્ય ભાગ તો સેન્સરની કાતરનો શિકાર બની ગયો. પરંતુ પ્રમુખનો દૃષ્ટિકોણ અને તેમના સિદ્ધાંત સેન્સરની કાતરથી સંપૂર્ણ રીતે બચી ગયા. આ અધિકારનો અમલ શા માટે કરવામાં આવે છે, એ સમજવાનું ઘણી વખત મુશ્કેલ બની જાય છે, અને ઘણાખરા પ્રસંગોમાં તે કેવળ હાસ્યાસ્પદ લાગે છે."
>
> —મોસ્કો ખાતેના અમેરિકન પ્રતિનિધિ નીલ. એસ. બ્રાઉનના સેન્ટપિટર્સ બર્ગથી મોકલાયેલા તા. ૨૭મી જાન્યુઆરી ૧૮૫૩ના એક સંદેશાનો સાર.

"સોવિયેટ રાજ્ય પોતાના નાગરિકોના કાર્યક્રમ અને વ્યવહારનો નિર્ણય વિવિધ રીતે કરે છે. તે રશિયન લોકોને કમ્યુનિસ્ટ સિદ્ધાંતોનું શિક્ષણ આપે છે અને આ કાર્ય માટે જીવનને નિયમબદ્ધ બનાવનારા તથા કાનૂનની

મહોર છાપવાળા અનેક સિદ્ધાંતો, જાત જાતના પ્રતિબંધો તેમજ પ્રોત્સાહનો અને આ સિદ્ધાંતોનો ભંગ થાય તો સજાની ગોઠવણ વિગેરે તૈયાર કરે છે. લોકમતના બળ પર જ સોવિયેટ જનતાનો વ્યવહાર અને કાર્યક્રમ નક્કી થાય છે. આ લોકમત ઘડવામાં સોવિયેટ રાજ્ય અને કમ્યુનિસ્ટ પક્ષ નિર્ણયાત્મક ભાગ ભજવે છે અને કામદારોને સમાજવાદી જાગ્રતિની ભાવનાની તાલીમ આપે છે"

ઉપરોકત લખાણ મૉસ્કોના "બોલ્શેવિક" પત્રના ચોથા અંકમાં પ્રગટ થયું હતું અને મારા પર તેની ખૂબ અસર થઈ છે. હુ તેને રાષ્ટ્રિય વર્ગીકરણની સર્વશ્રેષ્ઠ પરિભાષા માનું છુ. આ પરિભાષા સોવિયેટ પોલીસ-રાજ્યનું એક ચિત્ર ઉપસ્થિત કરે છે. જન્મથી માંડીને મૃત્યુ સુધીના લોકોના વ્યવહાર અને કાર્યક્રમનો નિર્ણય રાજ્ય જ કરતું હોય એવા એક તંત્રનું ચિત્ર તેમાંથી ઉપસી આવે છે. આત્મશાસન માટેની જનતાની પાત્રતાનો કમ્યુનિસ્ટ નેતાઓ સ્વીકાર કરતા નથી. વ્યકિતગત રીતે રશિયન કમ્યુનિસ્ટો જે નિષ્ઠાથી તેનું સમર્થન કરે છે તે જોઈને હું તો સ્તબ્ધ થઈ જાઉ છુ. શરૂઆતમાં જ્યારે અમારો વ્યકિતગત સંબંધ મૈત્રીભર્યો અને ખુલ્લા દિલનો હતો ત્યારે માર્શલ સોકોલોવ્સ્કી ફ્રેંકફર્ટ જર્મનીમાં એક વખત શનિ-રવિની રજા ગાળવા અમારા કાર્યાલયમાં ઉતર્યા. વાતચીત દરમિયાન કબજા હેઠળના મધ્ય યુરોપમાં કમ્યુનિસ્ટો રાજકીય દમન માટે જે ઉપાય લઈ રહ્યા હતા તેની મે ટીકા કરી. સોકોલોવ્સ્કીએ આશ્ચર્યથી કહ્યુ "તમે આ ટીકા કેમ કરો છો તે હુ સમજી શકતો નથી. અમારા દેશમાં થતું ન હોય એવું કોઈ કામ અમે ત્યાં કરતા નથી."

એડગરલી માસ્ટર્સ નામના લેખકે એક મહાન વ્યકિતની સમાધિ પર લખવા માટે પોતાની પુસ્તિકામાં એક ગીત લખ્યું છે જેનો સાર એવો છે, કે

> "એ રાષ્ટ્ર કદી ઉન્નત ન બની શકે અથવા ગર્વથી મસ્તક ઉંચું ન રાખી શકે, જ્યાં જડ અને સુસ્તને ઉપયોગમાં લેવા માટે મજબૂત અને બુદ્ધિયુકત રાજદંડ નથી."

કામદાર વર્ગની સરમુખત્યારીના કમ્યુનિસ્ટ સિદ્ધાંતનુ આ સપૂર્ણ રીતે સાચુ વર્ણન છે સોવિયેટ મહેલનો પાયો નાખવાની શિલા પર આ પંકિતઓ કોતરવી જોઈએ

સમાજવાદનો વિકાસ થતા વર્ગભેદ પર રચાયેલા રાજ્યોનો અંત આવશે એવા માકર્સના સિદ્ધાંતનું હજુ પણ સોવિયેટ યૂનિયનનો કમ્યુનિસ્ટ પક્ષ પ્રતિપાદન કરે છે પરંતુ રશિયામા એનાથી સાવ ઊલટી સ્થિતિ હોવાથી કમ્યુનિસ્ટ સિદ્ધાંતશાસ્ત્રીઓ આ વિપરીત પરિસ્થિતિનો એવો ખુલાસો કરે છે કે મૂડીવાદી ઘેરામા રશિયા ઘેરાયેલું હોવાથી રશિયનોને અત્યંત ભયજનક પરિસ્થિતિ વચ્ચે જીવન પસાર કરવું પડે છે ૧૯૪૭મા "ઈઝવેસ્ટીયા" અખબારે સ્ટેલિનના નીચેના શબ્દો ટાંકયા હતા

"જ્યાંસુધી મૂડીવાદી ઘેરાનો અંત નહિ આવે અને જ્યાંસુધી બહારના આક્રમણના ભયનો નાશ નહિ થાય ત્યાંસુધી કમ્યુનિઝમની સત્તા નીચે રાજ્યનું અસ્તિત્વ ચાલુ રહેશે મૂડીવાદી ઘેરાને સ્થાને જ્યારે કમ્યુનિસ્ટ ઘેરો આવશે ત્યારે રાજ્યની સમાપ્તિ થઈ જશે"

આમ છતાં ગયા વર્ષે જ સ્ટેલિન બોલ્યા હતા, કે "હવે મૂડીવાદી ઘેરો સંભવિત નથી છતાં પણ રાજ્ય પોતાનું પોલીસશાસન ચાલુ રાખશે"

કમ્યુનિસ્ટ સિદ્ધાંતશાસ્ત્રીઓ તરફથી હજુ સુધી સ્ટેલિનના આ નવા કથનની વ્યાખ્યા કરવામા આવી નથી

"પોલીસ રાજ" એ શબ્દથી રશિયાની છૂપી પોલીસની વાત હૃદયમાં અંકિત થઈ જાયછે પરંતુ સોવિયેટ રાજ્યમા આનો અર્થ એથી પણ વિસ્તૃત છે ત્યાં રાજ્યનું નિયંત્રણ બચપણથી જ શરૂ થઈ જાય છે સોવિયેટ બાળકોનું, વિચારશીલ કમ્યુનિસ્ટો તરીકે પાલન પોષણ થાય છે ત્યા સામાન્ય શિક્ષણને ગૌણ સ્થાન મળે છે તેમના મગજમાં એવુ ઠસાવવામા આવે છે, કે સોવિયેટ રાજ્ય જ પ્રજાતંત્રનું એક માત્ર પ્રતીક છે, તથા સત્ય, ન્યાય અને શાંતિનું સમર્થક છે તેમને કહેવામાં આવે છે, કે અમેરિકા સામ્રાજ્યવાદી અને આક્રમણકાર રાષ્ટ્ર છે, ત્યાં મુઠ્ઠીભર સ્વાર્થી મૂડીવાદીઓનો નગ્ન

છે અને કામદારોનું સંપૂર્ણ શોષણ કરીને તેમને શાબ્દિક જંજીરોથી જકડી લેવામાં આવ્યા છે. તેમને વારંવાર કહેવામાં આવે છે, કે સોવિયેટપ્રજાતંત્રનો વિનાશ એ મૂડીવાદી પશ્ચિમના દેશોનો એક માત્ર હેતુ છે અને તેનું રક્ષણ બળવાન સોવિયેટ સેના તથા મહાન સોવિયેટ જનતાના સંયુક્ત દૃઢ નિશ્ચયના આધારે જ થઈ રહ્યું છે. આ શિક્ષણમાં રાષ્ટ્રિયતાનો ઘેરો રંગ પણ હોય છે અને કમ્યુનિસ્ટ પક્ષનું બળ સદા જળવાઈ રહે તેમજ બીજા કોઈ રાજકીય વિચારો બાળકોના હૃદયમાં સ્થાન મેળવી ન શકે તેનું ખાસ ધ્યાન રાખવામાં આવે છે.

જે વયમાં આપણાં બાળકો સ્કાઉટ સંસ્થામાં જોડાય છે તેટલી વયમાં સોવિયેટ બાળકો "રેડ પાયોનીયર" માં જોડાય છે. તેની પછીની સીડી કમ્યુનિસ્ટ નવજવાન સંસ્થા "કામસોમોલ" માં પ્રવેશ મેળવવાની છે. આ સંસ્થામાં ૧૪ વર્ષ થી ૨૬ વર્ષ સુધીની વયની વ્યક્તિઓ હોય છે. એ યુવાનો અને યુવતીઓને નૈતિક અને રાજકીય અસાધારણ વીરતાનું શિક્ષણ આપવામાં આવે છે. ૨૬ વર્ષ પછી જો તેઓ સમજદાર, યોગ્ય અને પક્ષનાં નિર્મંત્રણમાં રહેવા યોગ્ય જણાય તો કમ્યુનિસ્ટ પક્ષમાં દાખલ કરવામાં આવે છે. જેમનામાં ખાસ રાજકીય ચેતના હોય અથવા જે વિશિષ્ટ સોવિયેટ વ્યક્તિનાં સંતાન હોય તેમને જ ઉચ્ચ શિક્ષણ આપવામાં આવે છે. હકીકતમાં રાજકીય પ્રગતિ પર સોવિયેટ યુવકો અને યુવતીઓના આર્થિક ભવિષ્યનો આધાર રહે છે.

આ રાજકીય દોષ સિવાય સોવિયેટ શિક્ષણ પદ્ધતિના પ્રારંભિક ક્રમમાં બીજો કોઈ દોષ નથી. જેના માતા અને પિતા બન્નેને કામ પર જવું પડતું હોય તે બાળકોની નાની વયમાં જ રાજ્ય તેમનું વાલી બને છે. આ બાબતમાં સોવિયેટ રાજ્ય પોતાના દેશની આ અમૂલ્ય દોલતનું ઉત્તમ સંરક્ષક છે. આ બાબતમાં તે બીજા કોઈ પણ દેશથી પછાત નથી. સોવિયેટ શિક્ષણ-પદ્ધતિ, ગંભીર બુદ્ધિવાળા તથા જેમની જવાબદારીની ભાવના ખૂબ વિકાસ પામી છે તેવા નૌજવાનોની પેઢી પર પેઢી ઉત્પન્ન કરી રહી છે. નિરક્ષરતાનો દોષ તો તેઓ લગભગ દૂર કરી ચુકયા છે. ૧૯૩૯માં સોવિયેટ જનતાનો

કેવળ ૧૮.૮ ટકા ભાગ નિરક્ષર હતો. હવે તો એ સંખ્યા વધુ ઘટાડો થયો હશે. એટલે પોલીસરાજની શિક્ષણ પદ્ધતિમાં કોઈ દોષ હોય તો તે એ છે, કે લોકોને પશ્ચિમની દુનિયા વિષે અનેક વાતો શીખવાડવામાં આવે છે. પરંતુ આ વાતો સાચી છે કે નહિ તે નિરીક્ષણ કે તુલના દ્વારા સમજવાનો કોઈ માર્ગ તેમના માટે ખુલ્લો નથી. આનું કારણ એ છે, કે અધ્યાપક વર્ગની દેખરેખમાંથી મુકત થયા પછી તરત જ છૂપી પોલીસની સર્વ શકિતમાન દેખરેખ નીચે તેઓ આવી જાય છે.

રશિયામાં સદીઓથી છૂપી પોલીસનું અસ્તિત્વ કોઈને કોઈ રૂપમાં હોય જ છે અને સદીઓથી આ સંસ્થાને નફરતની નજરે જોવામાં આવે છે. ક્રાંતિકાળમાં, "ઝારની છૂપી પોલીસ "ઓકરાના"નો વિનાશ," એ કમ્યુનિસ્ટ પક્ષનું એક લોકપ્રિય સૂત્ર હતું. આમ છતાં સત્તા હાથમાં આવતાંની સાથે જ બોલ્શેવિકોએ અસાધારણ સત્તા ધરાવતી જે સંસ્થા સ્થાપી, તે પોતાના નામના પ્રારંભિક શબ્દોના કારણે, રશિયામાં અને આખી દુનિયામાં તરત જ "ચેકા" નામથી નામચીન બની ગઈ. છૂપી પોલીસ સંસ્થાના નામ સાથે સંકળાયેલા સેંકડો ભયકર કિસ્સાઓને કારણે "ચેકા"ના બીજાં નામો પણ વિકાસ પામ્યાં. "ચેકા" પાછળથી ઓ. જી. પી. યુ (ઓગ્પુ) અથવા એન. કે. વી. ડી વિગેરે નામોમાં ફેરવાયા પછી હવે તેણે એમ. વી. ડી. તથા એમ. જી. બી. એ નામો ધારણ કર્યાં છે.

પરંતુ કમ્યુનિસ્ટોએ આ ગુપ્ત પોલીસની સ્થાપના કરતાં પહેલાં સોવિયેટ જનતાની ક્ષમાયાચના કરી લીધી હતી. તેમણે આ માટે એવો બચાવ કર્યો હતો, કે "જ્યાં સુધી સોવિયેટમાં "બુર્ઝવા" સંઘર્ષ ચાલુ છે ત્યાં સુધી ગુપ્ત પોલીસનું બંધન સોવિયેટ જનતા પર ચાલુ રહેશે. પરંતુ જેમ જેમ આ સંઘર્ષનાં સાધનો નષ્ટ થતાં જશે, તેમ તેમ આ બંધનો પણ હળવા થતાં જશે."

એ પછી ૧૯૩૯માં સ્ટેલિને એવી ઘોષણા કરી હતી, કે "હવે સોવિયેટમાં કોઈ શોષણ કરનાર બાકી રહ્યો નથી. અને કોઈ દમન કરનારો વ્યકિત રહી નથી. આંતરિક સ્વતંત્રતાનું કાર્ય પૂરું થયું છે."

સ્ટેલિનની આ ઘોષણા પછી પણ, ગુપ્ત પોલીસની સંસ્થાનું વિસર્જન થયુ હોય એવાં કોઈ ચિહ્ન જણાતા નથી ઊલટુ, સ્ટેલિનના શાસનમા ગુપ્ત પોલીસની સત્તા અને અધિકાર ઘણા વધી ગયા છે શરૂઆતના કમ્યુનિસ્ટ આદર્શો અને હાલના સ્ટેલિનના વ્યવહારમા આ ભીષણ વિરોધાભાસ સ્પષ્ટ છે

એટલે ગુપ્ત પોલીસને હવે નવો રગ આપવામાં આવ્યો છે. હવે ગુપ્ત પોલીસને કમ્યુનિસ્ટ દળ, "પરદેશી ષડ્યંત્રો અને શત્રુના એજન્ટો સામે સોવિયેટ જનતાનુ રક્ષણ કરનારા દેવતાના રૂપમાં ચીતરવા લાગ્યું છે ભયકર ત્રાસ ફેલાવનારી આ સસ્થાની નિર્લજ્જ પ્રશસામાં સોવિયેટ લેખકો આજકાલ પ્રવૃત્ત બન્યા છે દાખલા તરીકે "પ્રવદા"ના એક લેખમા "છેકા"ની ત્રણ પેઢીઓની મુક્તકંઠે પ્રશસા કરવામાં આવી હતી આવા પ્રકારના લેખો "છેકા"ના "લોખડના પજા"થી દૂર રહેનારા અમેરિકન કમ્યુનિસ્ટ સમર્થકોને ભલે યુક્તિયુક્ત લાગતા હોય, પરતુ સોવિયેટ જનતા, લુબીઆન્કા અને બીજા કારાગૃહોના તથા કેદીઓના અનેક કેમ્પોમાંના એવા લાખો સોવિયેટ નાગરિકોને જાણે છે, કે જેમાથી ઘણાખરાએ, પરદેશીઓના કાવત્રામાં જોડાવાની વાત તો દૂર રહી, પરતુ કોઈ પરદેશીનું મો પણ ક્યારેય જોયું નથી આમ છતા "ઈઝવેસ્ટિયા લખી શકે છે, કે "અમેરિકન સામ્રાજ્યવાદ આક્રમણકાર બની ચૂક્યો છે અને વિસ્તારના માર્ગ પર તેણે પગલા માડયા છે બલગેરિયા, રૂમાનિયા, હગેરી અને બીજા દેશોમાં જે ખટલા થયા છે તેમાથી એ સ્પષ્ટ થાય છે કે, મૂડીવાદી દેશો આંતરિક પ્રત્યાઘાતીનો, પોતાને અનુકૂળ આવે એ રીતે તથા રશિયાની પ્રતિષ્ઠાને હાની પહોંચાડવાના ઉદ્દેશથી કેવી કેવો રીતે લાભ ઉઠાવે છે"

આ રીતે "સોવિયેટ ગુપ્ત પોલીસ" નામની સંસ્થાનું કાયમીપણુ સ્પષ્ટ છે કોઈ તેનો ઈનકાર કરી શકે તેમ નથી હકીકતમાં આ સરમુખત્યારને લગતી પોતાની સંસ્થા વિના સોવિયેટ શાસનનું કાર્ય ચાલવુ અશક્ય છે આ કેવળ રાજકીય નિયત્રણનુ જ સાધન નથી. પરતુ સોવિયેટ આર્થિક તંત્રનો આધારસ્તભ પણ તે જ છે પુરાણી રશિયન પદ્ધતિને

સોવિયેટ સરકારે શ્વેત સમુદ્રના સોલોવત્સ્કી દ્વીપોથી માંડીને દૂરપૂર્વ સુધી નજરકેદીઓના કેમ્પોની એક હારમાળા ફેલાવી દીધી છે એ કેમ્પોમા કોઈ પણ પ્રલોભનને વશ થઈને મજૂરો મળે નહિ એવા સ્થાનોનો વિકાસ, આ સજા ભોગવતા મજૂરોની મોટી સખ્યા દ્વારા, કોઈ પણ જાતના ખર્ચ વિના કરાવવામાં આવે છે આ રીતે શોષણ અને વિકાસનુ એક મહાન સાધન ગુપ્ત પોલીસના પ્રતાપે સોવિયેટ સરકારને મળી ગયું છે આ મજૂરોના આધાર પર જ સોવિયેટ સરકાર મોટા ઉદ્યોગો વિસ્તારવાની બાબત પર ભાર મૂકી રહી છે

સોવિયેટ નજરકેદ કેમ્પો વિષે અનેક પુસ્તકો લખવામા આવ્યાં છે પરનુ મને ભય છે કે એમાંથી એકેયમા પોલીસરાજ્યમા વ્યક્તિગત સ્વતંત્રતાનો જે અભાવ છે, તેની રજૂઆત બીજા દેશોની જનતા સમક્ષ સ્પષ્ટ રીતે કરવામાં આવી નથી સોવિયેટ રાષ્ટ્રમા ગુલામોની મજૂરી અંગે હાલમા જ શ્રી ડેવીડ ડાલીને જે પુસ્તક લખ્યું છે તે આ બાબતમાં બીજા બધા પુસ્તકો કરતાં વધુ પ્રામાણિક છે તેના આંકડા વિષે મતભેદ હોઈ શકે છે પરતુ આ પુસ્તકનું વાસ્તવિક મહત્ત્વ એ છે, કે સોવિયેટ શાસનમા રાજકીય અને આર્થિક કારણોથી વ્યક્તિસ્વાતંત્ર્ય છીનવી લઈ કેવી રીતે લોકોને નજરકેદ કેમ્પોમાં મોકલ' દેવામા આવે છે, તે એમા સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યુ છે

આ પરિસ્થિતિનું સુંદર ચિત્ર અમેરિકન લેખક શ્રી લુઈ ફીશરે પોતાની પુસ્તિકા "ધી ગ્રેટ ચેલેન્જ"માં રજૂ કર્યું છે ૧૯૪૪ની અમેરિકન ચૂંટણી દરમિયાન, શ્રી ફીશરના પુત્ર જ્યોર્જ ફીશર રશિયાના યુક્રેન પ્રાંતના પોલ્ટાવા નામક સ્થાનમા હતા અમેરિકન સૈનિકોમાં ચૂંટણીની ધમાલ જોઈને લાલ સેનાના એક લેફ્ટેનન્ટે કહ્યુ, "મને તમારા લોકોની વાત સમજાતી નથી. તમે કહો છો, કે રૂઝવેલ્ટ ડેમોક્રેટ છે અને ઘણાં વર્ષોથી તમારા દેશના પ્રમુખ છે છતાં પણ અમેરિકન સેનામાં હજુ રીપબ્લિકનો મોજૂદ છે"

સોવિયેટ સરકાર પ્રત્યક્ષ પ્રભાવ તો લોકોમાં રીપબ્લિકનોના ઉચ્ચાટન કરાવીને રાજ્યના ગેપ [...]ના આર્થિક કાર્યમા તમને વગ...

દેવા જોઈએ. જે વ્યકિત માર્ગભ્રષ્ટ બને તે વ્યકિતને સીધી કરવા માટે વર્ષો સુધી દૂરના સ્થાને સખત મહેનત માટે તેને મોકલી આપવાનો એક જ ઉપાય રશિયામાં છે.

સર્વસત્તાધારી ગુપ્ત પોલીસની દેખરેખ વિષે સોવિયેટ જનતામાં બહુ જ ઓછી જાગૃતિ જોઈએ છીએ ત્યારે અમને અમેરિકનોને આશ્ચર્ય થાય છે. સોવિયેટમાં ઠીક ઠીક સમય સુધી રહેવાના મારા અનુભવના આધારે હું કહીશ, કે જે રીતે અમેરિકનો માર્ગમાં ચાલતાં મોટરની નીચે આવી જવા માટે ટેવાઈ ગયા છે તેવી જ રીતે સોવિયેટ લોકો "ગિરફતારીઓ" અને "નજરકેદ કેમ્પો"થી ટેવાઈ ગયા છે. તેની રક્ષણાત્મક પ્રતિક્રિયાનાં ચક્રો આપોઆપ ચાલતાં અને દેખાવમાં ન આવે તેવાં હોય છે. પરંતુ ખરી સ્થિતિ તો ભીતરમાં જોવાથી જ જણાય છે

નજરકેદ કેમ્પોમાંથી પાછા ફરનારાઓની વાતો, ત્યાંની કમનસીબીથી ભરપૂર પરિસ્થિતિ, કચરા જેવો ખોરાક, ત્યાંનું ભયંકર જીવન, થકવી નાખે તેવો આકરો પરિશ્રમ, સખત નિયંત્રણ અને મૃત્યુની મોટી સંખ્યા-વિગેરે પર પ્રકાશ પાડનારી હોય છે. આ નજરકેદ કેમ્પોમાંથી પાછા ફરનારાઓને રશિયાના મોટા મોટા શહેરોમાં રહેવા દેવામાં આવતા નથી. પરંતુ સોવિયેટ યુનિયનના દૂર દૂરના પ્રાંતોમાં મોકલી દેવામાં આવે છે. આ રીતે નજરકેદ કેમ્પોથી રાજકીય અને આર્થિક બન્ને હેતુ સાધી શકાય છે. આવા એક કેમ્પમાંથી પાછા ફરેલા નજરકેદીએ મને જણાવ્યું હતું, કે "કોઈ સ્વતંત્ર વ્યકિત ન કરે તેવું કામ કેદીઓને આપવામાં આવતું હતું. જ્યાં સુધી આમાનુષી પરિસ્થિતિમાં કરવા જેવાં કામો રહેશે, ત્યાં સુધી સોવિયેટ યુનિયનમાં મજૂરી માટેનાં આવાં કારાગૃહોની હસ્તી પણ ચાલું જ રહેશે."

પોલીસરાજની આ રાજકીય બંધનવાળી મજૂરીનું એક દુઃખદાયક અંગ મારી દષ્ટિએ એ છે, કે નિર્વાસિત વ્યકિતઓના સંતાન નિરાશ્રય રહી જાય છે. પોતાના માતાપિતાના "દોષ" નાં ફળ તેમને પણ ભોગવવાં પડે છે અમેરિકન નાગરિક બનેલાં આવાં કેટલાંક બાળકો સંબંધમાં મને ઘણું જાણવાની તથા અનુભવ કરવાની તક મળી મેં જોયું કે આવાં

ઘણાખરાં બાળકો માટે જીવન વીતાવવાનું મુશ્કેલ બની જાય છે. જે બાળકો કોઈ સંસ્થાને સોંપી દેવામાં આવે છે તેઓ પણ સુખી નથી થઈ શકતાં. તેમને ઉચ્ચ શિક્ષણ મળતું નથી. બુદ્ધિજીવીનાં બાળકો હોવાથી તેમનામાં મહત્વાકાંક્ષા હોય એ સ્વાભાવિક છે.

રાજકીય ગિરફતારીઓનાં સંબંધમાં બુદ્ધિજીવીઓનો ભાગ્યવાદી વર્તાવ આશ્ચર્યજનક છે. ૧૯૪૭માં થયેલી બુદ્ધિજીવીઓની લેલીભીની સાફસૂફીનું પહેલેથી અનુમાન કરતાં તથા એ વિષે ભવિષ્યવાણી ભાખતાં એક પ્રસિદ્ધ રશિયન વિવેચકે મારા એક મિત્રને જણાવ્યું હતું, કે "મારા જેવા માણસોનાં હાડકાં દ્વારા નવી સાઈબીરિયન રેલવેનો માર્ગ બનશે." આ માણસને જાન્યુઆરી ૧૯૪૮માં ગિરફતાર કરી લેવામાં આવ્યો હતો.

ફરજીયાત મજૂરીના અમલ વિષે સોવિયેટ યૂનિયન હંમેશાં ઈનકાર કરતું રહ્યું છે. પરંતુ પરદેશી ટીકાઓને કારણે ઘણા સમય પહેલાં, એટલે કે ૧૯૩૧માં મોલોટોવને ગુલામ મજૂરો અંગે એક નિવેદન કરવાની ફરજ પડી હતી. તેમાં તેમણે કહ્યું હતું, 'મ્યુનિસિપલ બાંધકામો અને રસ્તા બાંધવાના કેટલાક કામોમાં અમે મજૂર કેદીઓનો ઉપયોગ કરીએ છીએ. આ વાત છૂપાવવાનો અમે કદી પ્રયાસ કર્યો નથી. અમે ભૂતકાળમાં એમ કહેતા હતા, આજે કહીએ છીએ અને ભવિષ્યમાં પણ કહીશું. આ કાર્ય સમાજના હિત માટે છે. જે લોકોને સજા કરવામાં આવી છે તેમના પણ હિત માટે છે. કારણ કે, તેમને એવી કામની ટેવ પડે છે. અને એ રીતે સમાજના ઉપયોગી સભ્ય બને છે. ઉપરના વિભાગોમાં અમે આ કેદીઓનો ઉપયોગ કર્યે છે અને હજુ પણ વધુ કેદીઓનો ઉપયોગ કરવાના છીએ. પરંતુ અમારી વસ્તુઓની નિકાસ સાથે આનો કંઈ સંબંધ નથી. ફરજીયાત મજૂરીની આ કહાણીઓનો હવે અંત આવવો જોઈએ.'

આ વાત જો સાચી હોય તો આ વસ્તુનો સ્પષ્ટ સ્વીકાર કરવો જોઈતો હતો. પરંતુ એટલું તો સ્પષ્ટ જ છે, કે સોવિયેટમાં આ પ્રકારની ફરજીયાત મજૂરીનો મોટા પ્રમાણમાં ઉપયોગ થઈ રહ્યો છે. આવા મજૂરો ચાર મુખ્ય ક્ષેત્રોમાંથી એકત્રિત કરવામાં આવે છે (૧) ગુપ્ત પોલીસ અને

સુરક્ષણને લગતી બીજી સંસ્થાઓ દ્વારા ખટલો ચલાવ્યા વિના ગિરફતાર કરવામાં આવેલા લોકોમાંથી (૨) યુદ્ધ કેદીઓમાંથી, (૩) યુદ્ધ દરમિયાન યુરોપના જે ભાગોમાં સોવિયેટ સેના જઈ પહોંચી હતી, ત્યાંથી મજૂરી માટે કેદ કરવામાં આવેલા લોકોમાંથી અને, (૪) કહેવાતા "સ્વતંત્ર મજૂરો" કે જેમને કાર્ય અથવા સ્થાનની પસંદગીનો જરા પણ અધિકાર હોતો નથી તેમાંથી. કેટલાક માણસોના કહેવા પ્રમાણે આ ફરજીઆત મજૂરોની સંખ્યા લગભગ બે કરોડની છે પરંતુ આ સંબંધમાં મારું અનુમાન કુલ સોવિયેટ પ્રજાના ૮ ટકા અથવા દોઢ કરોડનું છે

પહેલા ત્રણ પ્રકારના મજૂર કેદીઓ સંબંધમાં પૂરતું લખાઈ ચૂક્યું છે પરંતુ કહેવાતા "સ્વતંત્ર મજૂર દળ" સંબંધમાં સોવિયેટ બહારના લોકો બહુ ઓછું જાણે છે ૧૯૪૦માં સોવિયેટ સરકારે એક કાયદો બહાર પાડીને "મજૂર અનામત સેના"ની રચના કરી ઉદ્યોગોને લગતા કામોમાં મોટા પાયા પર નૌજવાનોની ભરતી કરવાની એક યોજના બનાવી જુદા જુદા ધંધા, રેલવે તથા કારખાનામાં કામ કરવાની ઈચ્છા રાખતા લોકો માટે ત્રણ સ્કૂલ ખોલવામાં આવી જુદા જુદા ધંધા અને રેલવેનું કામ શીખનારા કારીગરો માટે બે વર્ષની તાલીમની ગોઠવણ કરવામાં આવી અને કારખાનાનું કામ શીખનારાઓ માટે છ મહિનાની ગોઠવણ કરવામાં આવી. તાલીમ લેવાના સમય દરમિયાન ભોજન સોવિયેટ રાજ્ય આપે છે પરંતુ તેની સાથે એવી એક શરત જોડવામાં આવી છે કે કામ શીખનાર પ્રત્યેક વ્યક્તિને કામ શીખ્યા પછી ચાર વર્ષ સુધી જ્યાં "મજૂર અનામત સેના" ના નિયામક કામ કરવા માટે મોકલે ત્યાં તેમણે કામ પર લાગી જવું જોઈએ. ચાર વર્ષ પછી પણ કારખાનાના સંચાલકની મંજૂરી વિના તેઓ સ્વેચ્છાથી કાર્ય છોડી શકે નહિ આ રીતે જીવનપર્યંત કામ કરવા માટે તેમને ફરજ પાડવામાં આવે છે આ છે "મજૂર અનામત સેના"નું ખરું સ્વરૂપ !

૧૯૪૦ના આ કાયદા અનુસાર દર વરસે આઠ લાખથી માંડીને દસ લાખ સુધી નૌજવાનોની આ દળમાં ભરતી કરવામાં આવે છે પહેલાં આ માટેની વય ૧૬ થી ૧૭ વર્ષ સુધીની નક્કી કરવામાં આવી હતી પરંતુ

૧૯૪૭માં આ કાયદામાં એક સુધારો કરીને ૧૪ વર્ષથી ભરતી શરૂ કરવામાં આવી. ફક્ત યુવાન કન્યાઓને એક વર્ષની છૂટ આપીને ૧૫ થી ૧૬ વર્ષની વય ભરતી માટે નક્કી કરવામાં આવી છે.

"અનામત સેના"ના આ બંધનનાં કારણે કારખાના માટે શિક્ષણ આપતાં વિદ્યાલયો ખાસ કરીને અણગમતાં થઈ પડયાં છે. વિદ્યાર્થીઓ સ્વેચ્છાથી આ સ્કૂલમાં જોડાતા નથી એટલે સરકારી ફરમાનથી બળી ભરતી કરવામાં આવે છે. પાછળથી આ લોકો જ ટ્રેડ યૂનિયનના ગમ્ય થઈ જાય છે.

સોવિયેટ રશિયામાં ટ્રેડ યૂનિયન કોઈ સ્વતંત્ર વાટાઘાટ કરનારી મજૂરોની સંસ્થા નથી. ત્યાં ટ્રેડ યૂનિયન સરકારની જ એક સંસ્થા છે અને તેને માટે મજૂરોની નોંધણી કરે છે. તેને હડતાળ પાડવાનો કે એવો બીજો કોઈ અધિકાર નથી. આ બાબતને લગતી સ્થિતિના સ્પષ્ટીકરણ માટે શ્રી. હેરી હોપકિન્સ અને સ્ટેલિનની એક મુલાકાતનો હુ અત્રે ઉલ્લેખ કરૂં છુ. સોવિયેટ સરકાર સાથે કરવામાં આવેલી ધીરાણ પટ્ટાની ગોઠવણના પ્રારંભિક દિવસોમાં સ્ટેલિને શ્રી. હોપકિન્સ સમક્ષ ફરિયાદ કરી કે કેટલીક વસ્તુઓ ધાર્યા કરતાં મોડી મળી છે. એટલે શ્રી. હોપકિન્સે ખુલાસો કર્યો, કે "અમેરિકામાં હડતાળો પડવાથી એમ થાય છે. આ જવાબથી આશ્ચર્યમાં પડેલા સ્ટેલિને પૂછ્યું, કે "હડતાળો શું? તમારે ત્યાં પોલીસ નથી?"

કમ્યુનિસ્ટ પક્ષની બહારના જ માત્ર નહિ પરંતુ પક્ષની અંદરના ઉચ્ચ સ્થળોના રાજકીય વિરોધને પણ ખતમ કરવો એ રક્ષણને લગતી પોલીસરાજની સંસ્થાઓનું સૌથી મહત્ત્વનું કાર્ય છે. પક્ષની દરેક વ્યક્તિના સાર્વજનિક તેમજ વ્યક્તિગત જીવન પર ગુપ્ત પોલીસની હંમેશાં દેખરેખ રહે છે. કોઈ પણ વ્યક્તિનું સ્થાન જેમ વધારે ઉંચું તેમ તેમના પરની સાવચેતીની દેખરેખ પણ એટલી જ વધારે હોય છે. સામાન્ય સોવિયેટ નાગરિકનો ગુપ્ત પોલીસ સાથેનો સંબંધ નકારાત્મક હોય છે. જ્યાં સુધી તે પોતાના નિશ્ચિત સ્થાનમાં રહે અને પોતાનું કામ કરતો રહે તેમજ કમ્યુનિસ્ટ પક્ષ અને સોવિયેટ શાસનની ટીકા ન કરે ત્યાં સુધી ગુપ્ત પોલીસ તરફથી

શ્રી. વિશીન્સ્કીની આ પરિભાષામાં હુ સંમત છું. પરંતુ એ શરતે કે "કામદારો' અને ખેડૂતો" એ શબ્દને બદલે "કમ્યુનિસ્ટ પક્ષ"એ શબ્દ મૂકવામાં આવે.

તાજેતરમાં ન્યુયોર્કના રશિયન એલચી ખાતાના બે સાધારણ રશિયન કાર્યકરો ત્યાંથી ભાગી છૂટયા. સોવિયેટ અધિકારીઓએ તેમને પકડવા માટે જે તનતોડ પ્રયાસ કર્યા તે જોઈને આપણા દેશના લોકોને આશ્ચર્ય થયા વિના ન રહે. યુધ્ધ પૂરુ થયા પછી રશિયનોને પોતાને દેશ પાછા મોકલી દેવા પર રશિયન સરકારે જે ભાર મૂકયો તે જોઈને મને પણ આશ્ચર્ય થયું હતું. મેં શ્રી. વિશીન્સ્કીને પણ એ વિષે પ્રશ્ન કર્યો હતો. તેનો જવાબ મને એવો મળ્યો હતો, કે "સ્વદેશ પાછા ફરવાની જેમની અનિચ્છા હોય તેમને સોવિયેટ સરકાર પાછા બોલાવવા માગતી નથી. પરંતુ જે લોકો માટે અમે ભાર મૂકી રહ્યા છીએ તેમાંથી ઘણાખરા દેશદ્રોહી અને યુધ્ધગુનેગાર છે."

તેમનો આ જવાબ હવે મારા સમજવામાં આવી ગયો છે. પરદેશમાં રહીને આ લોકો કદાચ કમ્યુનિસ્ટો વિરુધ્ધ મોરચો જમાવે એવો ભય સોવિયેટ યૂનિયનને રહે છે. પેરિસમાં મળેલી શાંતિ પરિષદ સમયે વાતચીત દરમિયાન એક કમ્યુનિસ્ટ રાજપુરુષે મારી સમક્ષ પોતાની જાતે જ આ વાત કબૂલ કરી હતી.

પોલિટબ્યુરોની સ્થિતિ અને દેશ છોડી આવનાર નાગરિકો માટેની શંકા એક નાનકડા વાકયમાં તેમણે વ્યકત કરી દીધી. "પરદેશોમાં રહીને અમે આ રીતે ઝારશાહી વિરુધ્ધ કાર્યનો પ્રારંભ કર્યો હતો." તેમની આ વાત બેશક સાચી હતી.

યગોદાના વખતમાં જ પોલીસનું આ તંત્ર પૂરતું વ્યાપક હતું. પરંતુ યગોદા જ્યારે સ્ટેલિનના શત્રુઓને મળી ગયો ત્યારે સ્ટેલિને સત્તા પ્રાપ્ત કરીને યગોદાને ગોળીનું નિશાન બનાવ્યો અને બેરિયાને આ વિભાગનો વડો બનાવ્યો. બેરિયાએ સુરક્ષણને લગતા સાધનોની પુનર્રચના કરીને આ સંસ્થાને પહેલાં કરતાં અનેકગણી વ્યાપક બનાવી દીધી. તેની સરદારી નીચે

આ સંસ્થાઓની સત્તા પણ ઘણી વધ. હાલમાં આ સંસ્થાઓમાં કામ કરતા માણસોની સંખ્યા કેટલી હશે એ વાત જો કે અજ્ઞાત છે, તો પણ હું ખાત્રીથી માનું છું, કે એ સંખ્યા દસ લાખથી ઓછી તો નહિ જ હોય. આમાંથી મોટા ભાગના લશ્કરી રૂપમાં છે અને તેમની પાસે પોતાનું તોપખાનું, ટેંકો અને વિમાની સેના છે.

સંરક્ષણને લગતી સંસ્થાઓનું, રાષ્ટ્રિય જીવનના પ્રત્યેક અંગ પર પૂરતું નિરીક્ષણ હોય છે. આ લોકોની મંજૂરી વિના પરદેશખાતું કોઈ પણ એલચીને રશિયામાં આવવાનો પાસપોર્ટ આપી શકે નહિ. ભયની સ્થિતિ ઉત્પન્ન કરવાનું ચાલુ રાખવામાં તેમનો પોતાનો સ્વાર્થ રહેલો છે. જેટલા પ્રમાણમાં ભય વધારે હોય તેટલા પ્રમાણમાં પોલીસરાજનો પ્રભાવ લોકો પર વધે અને વિસ્તાર પણ વધે. પાછલા ત્રીસ વર્ષ કરતાં પણ વધુ મહેનત કરવા માટે, આ પોલીસતંત્રને કહેવામાં આવે છે અને તેના બદલામાં તેને બહુજ ઓછું ભૌતિક સુખ મળે છે. કોઈ બળવાન ઉત્તેજના વિના આ કામ થવું અશક્ય છે. રાજ્યના શત્રુઓની ગણત્રી કરાવીને રાજ્ય આ કાર્ય શક્ય બનાવે છે. શરૂઆતમાં "બુર્ઝ્વા"ને મીટાવી દેવાનું આવશ્યક હતું. એ પછી ટ્રોટ્સ્કીવાદીઓનો વારો આવ્યો. ત્યારબાદ જર્મનોનો ભીષણ ભય રશિયા સમક્ષ આવ્યો. "મૂડીવાદી ઘેરા"નું ભયજનક સૂત્ર તો કાયમ હતું જ, પરંતુ આ સૂત્ર વાસી અને પુરાણું ન થઈ જાય એ માટે હવે "યુદ્ધ માટે ઉત્સુક અમેરિકા"નો ગઢ તેની આસપાસ રચીને તેનું દૈનિક પ્રદર્શન કરવામાં આવે છે. આ ભયના પરિણામે આજ્ઞાપાલકતા તો આવશ્યક થઈ જ ગઈ! કોઈ પણ પ્રકારની ફરિયાદ કર્યા વિના જે કોઈ મુશ્કેલ પરિશ્રમ કરી બતાવે તેને એકાદ શોભાનો ગાજરમૂળો કે થોડાંક વધારે સુખ સગવડ આપી દેવાનાં! આથી ઊલટું આચરણ કરનાર માટે ગુપ્ત પોલીસનો ફેરરો તૈયાર જ છે.

લોકો પાસે આનો કોઈ ઈલાજ નથી. સોવિયેટ જનતા મત આપે છે પરંતુ આ ચૂંટણી રાજકીય જુઠાણાના દેખાવ સિવાય બીજુ કંઈ નથી. લોકો પોતાના દેવતાઓના ઈશારે નાચે છે. પોલીસરાજનું ખરૂ સ્વરૂપ છુપાવવું

તેને કોઈ જાતનો ભય નથી. પરંતુ નક્કી કરેલા માર્ગથી તે તલભાર પણ આઘો પાછો થાય, કે તરત જ તેને ગિરફતાર કરવામાં આવે છે. પછી તો તેના સંબંધીઓ અને મિત્રોને પણ ગિરફતાર થવાની શકયતા ઊભી થાય છે:

આ બધી ગિરફતારીઓ ઘણું કરીને રાતમાં થાય છે. માણસને ખૂબ જ ભયભીત બનાવી દે એવું વાતાવરણ પેદા કરવામાં આવે છે. રાજદ્વારી છૂટછાટ ધરાવતા પરદેશીઓ પણ આ વાતાવરણથી ભયભીત થઈ જાય છે. સોવિયેટ ફોજદારી કાયદાની ૫૮મી કલમ અનુસાર, જેના કોઈ પણ કાર્યથી સોવિયેટ અધિકારીને અસંતોષ થયો હોય તેવા રાજકીય અપરાધી પર ખાસ પોલીસ અદાલતમાં ચૂપચાપ ખટલો ચલાવી શકાય છે. પશ્ચિમની દુનિયાના લોકો માટે આ કાયદાની બીજી બે કલમો પણ એટલો જ આઘાત કરનારી છે. ૫૮મી કલમની પહેલી પેટાકલમ અનુસાર, "સેના સાથે સંબંધ ધરાવતી કોઈ પણ વ્યકિત રશિયા છોડીને બહાર ચાલી જાય, તો તેના કુટુંબનાં બધાં માણસોને, કે જેમના આ પલાયનમાં હાથ હોય અથવા જેમને એ વિષે માહિતી હોય અને જેમણે આ માહિતી અધિકારીઓને પહોંચાડી ન હોય, તેમને પાંચથી દસ વર્ષ સુધીની કેદની સજા ભોગવવી પડશે; વધુમાં તેની બધી માલમિલકત જપ્ત થશે. આવા દેશદ્રોહીના પરિવારનાં જે માણસો આવા અપરાધના સમયે પોતાના ગુજરાન માટે તેના પર આધાર રાખતા હશે અથવા તેની સાથે રહેતા હશે તેમને સાઈબીરિયાના કોઈ દૂરના સ્થાનમાં પાંચ વર્ષ માટે મોકલી દેવામાં આવશે અને તેનો મતદાનનો અધિકાર છીનવી લેવાશે."

ફોજદારી કાયદાની એક બીજી કલમ જે ૨૧ નવેમ્બર ૧૯૨૯ના રોજ મધ્યસ્થ કાર્યવાહક સમિતિએ મંજૂર કરી અને ૧૯૪૭ના ફોજદારી કાયદામાં જેનો સમાવેશ કરવામાં આવ્યો છે તે નીચે પ્રમાણે છે:

"પરદેશમાં કાર્ય કરતા કોઈ પણ સોવિયેટ અધિકારી, સોવિયેટ પ્રદેશમાં પાછા ફરવાનો આદેશ મળવા છતાં પાછા નહિ ફરે તો તેને કામદારો અને ખેડુતોના શત્રુદળમાં જોડાઈ ગયેલા માનવામાં આવશે. આવા માણસોને દેશદ્રોહી જાહેર કરવામાં આવશે. સોવિયેટ યુનિયનમાં પાછા ફરવાનો ઈનકાર કરનાર

દરેક વ્યક્તિને કાયદાની દૃષ્ટિએ અરક્ષિત ગણવામાં આવશે. અરક્ષિત ગણવાનો એ અર્થ થાય છે, કે આવી વ્યક્તિની બધી માલ મિલકત જપ્ત કરી લેવી અને તેને ઓળખી લીધા પછી ૨૪ કલાકની અંદર ગોળીનું નિશાન બનાવવી. આવા બધા મામલા વિચારવા માટે સોવિયેટ સુપ્રીમ કોર્ટમાં રજૂ થશે. આવી અરક્ષિત વ્યક્તિઓના નામોની બાતમી ગુપ્ત પોલીસ અને સોવિયેટ કાર્યકર્તા કમિશનને આપવામાં આવશે. આ કાયદો ભૂતકાળના બનાવોને પણ લાગુ પડશે.

પહેલી કલમની "સેના સાથે સંબંધ ધરાવતી વ્યક્તિ" માં પ્રત્યેક રશિયન આવી જાય છે, કારણ કે સોવિયેટ કાયદા અનુસાર જે વ્યક્તિએ લશ્કરી શિક્ષણ લીધેલું હોય તે બધા, સેના સાથે સંકળાયેલા માનવામાં આવે છે અને લશ્કરી શિક્ષણ રશિયામાં સૌ કોઈ માટે અનિવાર્ય છે. બીજી કલમમાં પરિવાર અને આશ્રિતો પ્રત્યે કેવો વર્તાવ રાખવામાં આવશે તેનો જો કે કંઈ ઉલ્લેખ નથી. તો પણ બીજી કલમ અનુસાર ગુનેગાર વ્યક્તિઓના પરિવાર અને આશ્રિતો પર કેવા જુલમો ગુજારવામાં આવતા હશે તેનો ખ્યાલ પહેલી કલમ પરથી આવી જાય છે. કદાચ પોલીસ અદાલતોમાં ઉપયોગમાં લેવાતા અપ્રગટ ફોજદારી કાયદામાં આ વસ્તુ વિસ્તારપૂર્વક હશે.

એંગ્લો-સેક્શન કાયદાશાસ્ત્રની નિષ્પક્ષ ન્યાયભાવનાના હેતુથી સોવિયેટ કાયદાશાસ્ત્રની રચનાનો હેતુ સર્વથા ભિન્ન છે. ફોજદારી કાયદા સંબંધમાં લખેલા પોતાના પ્રામાણિક પુસ્તકમાં શ્રી. વિશીન્સ્કી કહે છે, "સોવિયેટ ન્યાયપ્રણાલીનું પ્રથમ કર્તવ્ય કામદારોના વર્ગીય હિતના રક્ષણમાં રહેલું છે. બુર્ઝ્વા કાયદ પદ્ધતિ જે પોતાના વર્ગરક્ષણની સાચી દાનત છૂપાવીને સરકારી નીતિથી સ્વતંત્ર હોવનો દેખાવ કરે છે તેનાથી સોવિયેટ ન્યાયપ્રણાલી સર્વથા વિપરીત છે. કામદાર ન્યાયાલય પોતાનું વર્ગરક્ષક તરીકેનું મૂળ સ્વરૂપ છૂપાવવાનો પ્રયાસ કરતું નથી. અમારી ન્યાય પ્રણાલી કામદારો અને ખેડૂતોની ભુજા છે, જે શાસનની શક્તિના ભાગ પાડી નાખે છે અને બીજા વર્ગોના હિતો વિરુદ્ધ કામદારો અને ખેડૂતોના હિતો આગળ કરવામાં તેનો ઉપયોગ કરે છે."

શ્રી. વિશીન્સ્કીની એ પરિભાષામાં હું સંમત છું. પરંતુ એ શરતે કે "કામદારો અને ખેડૂતો" એ શબ્દને બદલે "કમ્યુનિસ્ટ પક્ષ" એ શબ્દ મૂકવામાં આવે.

તાજેતરમાં ન્યુયોર્કના રશિયન એલચી ખાતાના બે સાધારણ રશિયન કાર્યકરો ત્યાંથી ભાગી છૂટયા. સોવિયેટ અધિકારીઓએ તેમને પકડવા માટે જે તનતોડ પ્રયાસ કર્યા તે જોઈને આપણા દેશના લોકોને આશ્ચર્ય થયા વિના ન રહે. યુદ્ધ પૂરું થયા પછી રશિયનોને પોતાને દેશ પાછા મોકલી દેવા પર રશિયન સરકારે જે ભાર મૂક્યો તે જોઈને મને પણ આશ્ચર્ય થયું હતું. મેં શ્રી. વિશીન્સ્કીને પણ એ વિષે પ્રશ્ન કર્યો હતો. તેનો જવાબ મને એવો મળ્યો હતો, કે "સ્વદેશ પાછા ફરવાની જેમની અનિચ્છા હોય તેમને સોવિયેટ સરકાર પાછા બોલાવવા માગતી નથી. પરંતુ જે લોકો માટે અમે ભાર મૂકી રહ્યા છીએ તેમાંથી ઘણાખરા દેશદ્રોહી અને યુદ્ધગુનેગાર છે."

તેમનો આ જવાબ હવે મારા સમજવામાં આવી ગયો છે. પરદેશમાં રહીને આ લોકો કદાચ કમ્યુનિસ્ટો વિરુદ્ધ મોરચો જમાવે એવો ભય સોવિયેટ યુનિયનને રહે છે. પેરિસમાં મળેલી શાંતિ પરિષદ સમયે વાતચીત દરમિયાન એક કમ્યુનિસ્ટ રાજપુરુષે મારી સમક્ષ પોતાની જાતે જ આ વાત કબૂલ કરી હતી.

પોલિટબ્યુરોની સ્થિતિ અને દેશ છોડી આવનાર નાગરિકો માટેની શંકા એક નાનકડા વાકયમાં તેમણે વ્યકત કરી દીધી. "પરદેશોમાં રહીને અમે આ રીતે ઝારશાહી વિરુદ્ધ કાર્યનો પ્રારંભ કર્યો હતો." તેમની આ વાત બેશક સાચી હતી.

યગોદાના વખતમાં જ પોલીસનું આ તંત્ર પૂરતું વ્યાપક હતું પરંતુ યગોદા જ્યારે સ્ટેલિનના શત્રુઓને મળી ગયો ત્યારે સ્ટેલિને સત્તા પ્રાપ્ત કરીને યગોદાને ગોળીનું નિશાન બનાવ્યો અને બેરિયાને આ વિભાગનો વડો બનાવ્યો. બેરિયાએ સુરક્ષણને લગતા સાધનોની પુનર્રચના કરીને આ સંસ્થાને પહેલાં કરતાં અનેકગણી વ્યાપક બનાવી દીધી. તેની સરદારી નીચે

આ સંસ્થાઓની સત્તા પણ ઘણી વધ. હાલમાં આ સંસ્થાઓમાં કામ કરતા માણસોની સંખ્યા કેટલી હશે એ વાત જો કે અજ્ઞાત છે, તો પણ હું ખાત્રીથી માનું છુ, કે એ સંખ્યા દસ લાખથી ઓછી તો નહિ જ હોય. આમાંથી મોટા ભાગના લશ્કરી રૂપમાં છે અને તેમની પાસે પોતાનું તોપખાનું, ટેંકો અને વિમાની સેના છે.

સંરક્ષણને લગતી સંસ્થાઓનું, રાષ્ટ્રિય જીવનના પ્રત્યેક અંગ પર પૂરતું નિરીક્ષણ હોય છે. આ લોકોની મંજૂરી વિના પરદેશખાતું કોઈ પણ એલચીને રશિયામાં આવવાનો પાસપોર્ટ આપી શકે નહિ.' ભયની સ્થિતિ ઉત્પન્ન કરવાનું ચાલુ રાખવામાં તેમનો પોતાનો સ્વાર્થ રહેલો છે. જેટલા પ્રમાણમાં ભય વધારે હોય તેટલા પ્રમાણમાં પોલીસરાજનો પ્રભાવ લોકો પર વધે અને વિસ્તાર પણ વધે. પાછલા ત્રીસ વર્ષ કરતાં પણ વધુ મહેનત કરવા માટે આ પોલીસતંત્રને કહેવામાં આવે છે અને તેના બદલામાં તેને બહુજ ઓછું ભૌતિક સુખ મળે છે. કોઈ બળવાન ઉત્તેજના વિના આ કામ થવું અશક્ય છે. રાજ્યના શત્રુઓની ગણત્રી કરાવીને રાજ્ય આ કાર્ય શક્ય બનાવે છે. શરૂઆતમાં "બુર્ઝ્વા"ને મીટાવી દેવાનું આવશ્યક હતું. એ પછી ટ્રોટ્સ્કીવાદીઓનો વારો આવ્યો. ત્યારબાદ જર્મનોનો ભીષણ ભય રશિયા સમક્ષ આવ્યો. "મૂડીવાદી ઘેરા"નું ભયજનક સૂત્ર તો પ્રથમ હતું જ, પરંતુ આ સૂત્ર વાસી અને પુરાણું ન થઈ જાય એ માટે હવે "યુદ્ધ માટે ઉત્સુક અમેરિકા"નો ગઢ તેની આસપાસ રચીને તેનું દૈનિક પ્રદર્શન કરવામાં આવે છે. આ ભયના પરિણામે આજ્ઞાપાલકતા તો આવશ્યક થઈ જ ગઈ! કોઈ પણ પ્રકારની ફરિયાદ કર્યા વિના જે કોઈ મુશ્કેલ પરિશ્રમ કરી બતાવે તેને એકાદ શોભાનો ગાજરમૂળો કે થોડાંક વધારે સુખ સગવડ આપી દેવાનાં! આથી ઊલટું આચરણ કરનાર માટે ગુપ્ત પોલીસનો કોરડો તૈયાર જ છે.

લોકો પાસે આનો કોઈ ઈલાજ નથી. સોવિયેટ જનતા મત આપે છે પરંતુ આ ચૂંટણી રાજકીય જુદાપણાના દેખાવ સિવાય બીજું કંઈ નથી. લોકો પોતાના દેવતાઓના ઈશારે નાચે છે. પોલીસરાજનું ખરૂ સ્વરૂપ છુપાવવું

# ઉદ્યોગ અને ખેતી

"અહીં વાતાવરણ વધારે પડતું ઉગ્ર છે અમેરિકનોના કાર્યની પરીક્ષા કરે એવું અહીં ઘણું ઘણું હોય છે તેનો પ્રેમ મેળવી શકે એવું બહુ જ ઓછું હોય છે એ બધામાં સૌથી વધુ મુશ્કેલી અહીંની ગુપ્તતા અંગે છે કારણ કે, અહીં દરેક વસ્તુ ગુપ્ત રીતે કરવામા આવે છે અહીં જ્યાંસુધી કોઈ વસ્તુ બની ન જાય ત્યાંસુધી એ વિષે માહિતી મેળવવાનું અશક્ય છે એ ઉપરાંત એક અદૃશ્ય આંખ મનુષ્યની હીલચાલને નજદીકથી જોઈ રહી હોય છે રશિયનો સ્વભાવથી અવિશ્વાસુ હોય છે ખાસ કરીને સરકારી અધિકારીઓ માટે આ વાત વધારે સાચી છે દરેક વાતમા અહીં ઉપરનો દેખાડો જણાશે અને દરેક કાર્ય અહીં એટલા વિલંબથી કરવામાં આવે છે કે કોઈ માણસ ચીડાઈ જાય "

—રશિયા ખાતેના અમેરિકન પ્રતિનિધિ નીલ એસ બ્રાઉનના સેન્ટ પિટર્સબર્ગથી મોકલાયેલા ૨૭ જાન્યુઆરી ૧૮૫૩ના એક સંદેશાનો સાર

કબજા હેઠળનું યુરોપ અને એશિયાના વિસ્તૃત પ્રદેશોમા સોવિયેટે એ સરખી દરિદ્રતા ઉત્પન્ન કરી રહ્યુ છે ક્રેમલિન પોતાના પગલે ચાલનારા દેશોને નીચોવી રહ્યુ છે અને નવી પંચવર્ષીય યોજનાનો કાર્યક્રમ આગળ ધપાવતાં ચિરકાળથી પીડાતી રશિયન જનતા પાસેથી હજી પણ વધુ શ્રમની માગણી કરી રહ્યું છે

સોવિયેટ યૂનિયનનુ સમગ્ર લક્ષ મોટા ઉદ્યોગોની સ્થાપના અને તેના વિકાસ પર કેન્દ્રિત થયું છે અને સાર્વજનિક વપરાશની વસ્તુઓ કરતા લોખંડ અને યંત્રોના ઉત્પાદનને વધુ મહત્ત્વ આપવામા આવે છે, એટલે બધા પ્રદેશોને સાથે મેળવીને જોઈએ તો જીવનધોરણ ઉંચુ જવાને બદલે સામાન્ય રીતે નીચુ જઈ રહ્યુ છે સોવિયેટ અર્થનીતિમા જે સુધારો દેખાય છે તેની નરખામણી તેના અનુગામી દેશોની આર્થિક નીતિમા દેખાતા ફેરફાર સાથે કરવામા આવે છે આ બાબતમા મોલોટોવયોજના માર્શલયોજનાનુ ઊલટુ સ્વરૂપ છે પોતાના અનુગામી રાષ્ટ્રોને તેની પહેલાની સ્થિતિમા લાવવા માટે સોવિયેટ યૂનિયન પોતાની શકિત અને સાધનોમાથી કઈ પણ મદદ આપતુ નથી એટલુ જ નહિ પણ સોવિયેટ યૂનિયનને વધારે મજબૂત બનાવવા માટે તેના મશીનો, કાચો માલ અને તૈયાર વસ્તુઓ એ દેશો પાસેથી લઈ લેવામા આવે છે

લેટ્વિયા, લીથુઆનિયા, એસ્ટોનિયા, પોલેન્ડ, ઝેકોસ્લોવેકિયા, હગેરી, રૂમાનિયા અને કઈક અશે બલ્ગેરિયાનુ જીવનધોરણ પણ સોવિયેટ યૂનિયનના લોકો કરતા પ્રમાણમા ઊચું રહ્યું છે આ નાના નાના મૂડીવાદી દેશો હતા અને તેમાં નાના નાના ખેતરો તથા નાના નાના ઉદ્યોગનુ પ્રાધાન્ય હતું યુદ્ધ પહેલાં આ દેશો ઔદ્યોગિક નહિ પણ ખેતીપ્રધાન દેશો હતા તેમનો વ્યાપાર પશ્ચિમના દેશો સાથે હતો પોતાના સોવિયેટ પાડોશીઓ કરતા તેઓ વધુ સારા કપડા પહેરતા હતા, વધુ સારા મકાનોમા રહેતા હતા અને તેમને ભોજન સામગ્રી પણ વધુ પ્રમાણમા મળતી હતી તેમાથી કેટલાક આજે પણ તેમના સોવિયેટ પાડોશીઓ કરતા વધુ સારી સ્થિતિમા છે, પણ તેમની દશા હવે દિવસે દિવસે બગડતી જાય છે નવા સોવિયેટ અધિષ્ઠાતા સામુદાયિક ખેતીના વ્યાપક કાર્યક્રમ અપનાવીને તેમને ઔદ્યોગિક—કૃષિક બનાવવાની દિશાના આગળ વધી રહ્યા છે આ રીતે સોવિયેટના પગલે ચાલવાની તેમને ફરજ પાડવામા આવે છે યુદ્ધને કારણે થયેલી હાનિ તથા લાલ સેનાએ વસૂલ કરેલો યુદ્ધખર્ચ તેમજ નાઝી સંપત્તિની લૂટના પરિણામે તેમના અનેક સાધનો તેમની પાસેથી છીનવાઈ ગયા છતા પણ તેમને માત્ર સોવિયેટ

એ આ ચૂંટણીનો ખરો ઉદ્દેશ હોય છે. ભીતરનો ઉદ્દેશ, શાસન પ્રત્યેની જનતાની વફાદારીનો, ઈચ્છાએ કે અનિચ્છાએ સ્વીકાર કરાવવાનો હોય છે. આ ચૂંટણી સાવ એકપક્ષીય હોય છે. છતાં આ ચૂંટણીમાં ઊભા રહેનારાઓના પ્રચાર માટે લાખો માણસો એકત્ર કરવામાં આવે છે, કરોડોની સંખ્યામાં પોસ્ટર અને જાહેરખબરો વહેંચાય છે અને અખબારોમાં અગ્રલેખો પર અગ્રલેખો લખાય છે.

કોઈ પરદેશી પોલીસરાજને નજદીકથી જુએ તો તટસ્થ રીતે તેને દુ:ખ થયા વિના ન રહે. પોતાને દેશ પાછા ફરતાં પોતાની લોકશાસન પદ્ધતિ વિષે હૃદયમાં સુખ અને નવો વિશ્વાસ ઉત્પન્ન થયા વિના રહે નહિ. એ પદ્ધતિ ભલે અપૂર્ણ હોય છતાં એ પોતાને સમય અને વિકાસના હાથમાં સોંપી દેશે, પણ દુનિયાની બીજી તમામ રાજકીય પદ્ધતિઓ પ્રત્યે નફરત બતાવવાનો પ્રચાર કરનાર રાજકીય ધર્મનો સ્વીકાર કરવાનું તે પસંદ નહિ કરે. કમ્યુનિઝમનું આ સ્વરૂપ ખાસ કરીને અમેરિકનોને વધુ અ ઘાત પહોંચાડનારું છે. આમ છતાં જે રાજકીય સિદ્ધાંત માત્ર હિંસાત્મક ક્રાંતિના બળ પર ઉત્પાદનના રાષ્ટ્રિયકરણની શકયતા સ્વીકારતો હોય અને આવી ક્રાંતિ પછી ત્રાસવાદ પર રચાયેલા સરમુખત્યારી તંત્રને આવશ્યક સમજતો હોય, તેમજ મૂડીવાદ નષ્ટ થયા પછી જ સમાજવાદી રાજ્યની રચના શકય છે એવો જે પ્રચાર કરતો હોય તેવા રાજકીય સિદ્ધાંત પ્રત્યે બેજવાબદાર રહેવાનું પાલવે નહિ અને એવી બેદરકારી ગંભીર મૂર્ખતા ગણાવી જોઈએ.

યુવકોના અખબાર "કોમસોમોલ પ્રવદા" માં સ્ટૅલિન પછીની શકયતા અંગે એક લેખ છપાયો હતો, જેની કેટલીક પંકિતઓ નીચે પ્રમાણે છે:

"સમાજવાદી માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ, સમસ્ત સામ્રાજ્યવાદીઓ અને પ્રત્યાઘાતીઓ પ્રત્યેના તિરસ્કાર પર રચાયેલો છે, એમાં શંકા નથી. સમાજવાદી દેશના શત્રુઓ પ્રત્યે તિરસ્કાર, એ સમાજવાદી વિચારધારા અને લેનિનની વિચારધારાનું એક જુદુ ન પાડી શકાય તેવું અંગ છે."

અમેરિકા અને તેના જેવાં બીજાં રાષ્ટ્રો વિષે રશિયાના યુવકયુવતીઓને આવું આવું શીખવાડવામાં આવે છે અને તેઓ પણ આ બધું માનવા લાગ્યા છે લેનિને સમાજવાદનો પાઠ શીખવાડવા માટે બે પેઢીઓનું બલિદાન

દેવાની જે વાત કરી હતી તે બરાબર હતી, કારણ કે જે યુવકયુવતીઓને આ તિરસ્કારનું શિક્ષણ અપાઈ રહ્યું છે, તેઓ માનવસ્વતંત્રતાની દુનિયાથી સાવ અપરિચિત હોય છે. આ પ્રચાર તેમના પર પોતાની અસર કરી રહ્યો છે. કમ્યુનિસ્ટ શાસન પ્રત્યે સોવિયેટ જનતામાં વિરોધભાવના હોવાની વાત જે લોકો કરે છે તેમની સાથે હું સહમત નથી. મારો અભિપ્રાય એવો છે, કે સોવિયેટ શાસનમાં વસનારા ઘણાખરા લોકોને વ્યકિતગત સ્વતંત્રતા અથવા પ્રજાતંત્રના રંગઢંગની કંઈ પણ ખબર હોતી નથી. જે રશિયનો એ બધું જાણતા હતા તેઓને કાં તે સાઈબિરિયા મોકલી આપવામાં આવ્યા છે, કાં તો તેઓ જેલોમાં છે અને કાં તો મરી પરવાર્યા છે.

સાચી વાત એ છે, કે સોવિયેટ નાગરિકો તો એમ જ સમજતા હોય છે કે તેમને પ્રજાતંત્રનાં ફળ મળ્યાં છે. પોતાને મતદાનનો અધિકાર છે અને પોતે ચૂંટાઈ પણ શકે છે એમ તે માને છે. રાષ્ટ્રિય બજેટ પસાર કરતી વખતે આ લોકોનું મહત્ત્વ રબર સ્ટેમ્પથી વધારે હોતું નથી, એમ મેં જોયું પરંતુ રશિયનોના દિમાગમાં આ વાત આવતી નથી. આ બજેટ પસાર કરવામાં ચૌદ મિનિટથી વધુ સમય લાગ્યે ન હતો. પરંતુ રશિયનો આ વસ્તુને અસાધારણ સમજતા નથી. કારણ કે બીજું કંઈ તુલનાત્મક ચિત્ર તેમની સમક્ષ નથી. સ્ટેલિન તેમના "લિટલ ફાધર (નાના પિતા)" છે. રશિયનને તો કોઈને કોઈ દેવતા જોઈએ જ. બસ એટલાથી તેઓ સંતુષ્ટ થઈ જાય છે. સ્ટેલિનથી પણ તેઓ સંતુષ્ટ છે તેમનું વ્યકિતત્વ, તેમની વ્યકિતગત સ્વતંત્રતા અને મનુષ્ય હોવાન કારણે તેમની મનુષ્યત્વની શાન એ બધાનો અમુક અંશે નાશ થઈ ચૂકયો છે. મનોવિજ્ઞાન પર રચાયેલો ચતુરાઈભર્યો પ્રચાર અને દરેક સ્થળે મોજૂદ એવા બળના પ્રદર્શને તેમને સંપૂર્ણ રીતે જકડી લીધા છે.



યુનિયન' સાથે જ વેપાર કરવાની ફરજ પાડવામાં આવે છે. તેનું પરિણામ એ આવ્યું છે, કે જે જરૂરિયાતો અને આરામની વસ્તુઓ માટે સ્વતંત્ર વ્યક્તિ મહેનત કરે છે તેની આ દેશોમાં ખોટ પડવા લાગી છે.

આ રીતે આ દેશમાં જીવનધોરણ નીચું ઊતરવા માટે આર્થિક વાસ્તવિકતાઓ સાથે સંકળાયેલાં નક્કર કારણો જો કે મોજૂદ છે તોપણ તેનાં કેટલાંક રાજકીય કારણો પણ છે. યુદ્ધ દરમિયાન પશ્ચિમના મૂડીવાદી દેશોના પાટનગરોમાં પ્રવેશ કરતાં લાલ સેનાના સીધાસાદા સૈનિકોએ જે આશ્ચર્ય વ્યક્ત કર્યું હતું તે ક્રેમલિનના અધિષ્ઠાતાઓ ભૂલ્યા નથી. આ સૈનિકો સમક્ષ એવી વાતો કરવામાં આવી હતી, કે એ મૂડીવાદી દેશોના કામદારો શોષણમાં જકડાયેલા અને ગુલામ જેવા છે. પરંતુ તેમણે પોતાની આંખે જોયું કે રૂમાનિયા જેવા પછાત દેશના કામદારો પણ સોવિયેટ કારખાનામાં કામ કરનારા કારીગરો કરતાં ઘણી સારી રીતે રહે છે. રૂમાનિયા અથવા બીજા કોઈ પણ પાડોશી દેશના નાગરિકો સોવિયેટ નાગરિકો કરતાં વધુ સારી રીતે રહે એ વાત રશિયનો માટે અસહ્ય છે. પરિણામે સોવિયેટમાં જીવનધોરણ જેમ જેમ ઊંચું થતું જાય છે તેમ તેમ સોવિયેટના આ અનુગામી દેશોમાં ધોરણ નીચું ઊતરતું જાય છે. થોડા વખતમાં જ આર્થિક દૃષ્ટિએ એક સામાન્ય ધોરણ આ બધા દેશોમાં સ્થપાઈ જશે. આ જ વાત શ્રી. હેરી હોપકિન્સે સ્ટેલિનને કરી હતી. સ્ટેલિનનો જવાબ એવો હતો કે "જ્યારે સોવિયેટનું જીવનધોરણ પોતાના પાડોશી દેશોની તુલનામાં નીચું નહિ રહે ત્યારે પરદેશી અને બહારની દુનિયા સાથે સોવિયેટ નાગરિકોને વ્યાપક સંબંધ સ્થાપવાની છૂટ આપી શકાશે."

૧૯૪૭માં પૅરિસમાં માર્શલયોજના વિષે થયેલી પ્રારંભિક મંત્રણામાં સોટોવે જ્યારે મંત્રણાના બધા માર્ગો બંધ કરી દીધા ત્યારે માત્ર રાજકીય નહિ પરંતુ આર્થિક દૃષ્ટિકોણથી પણ બન્ને દુનિયાની સ્થાપનાનું કાર્ય રે પૂરું કરી નાખ્યું. અમેરિકાની ઉદાર ભાવના તે વખતે સમજવામાં ન ાવી. કમ્યુનિસ્ટોનો હંમેશાં એવો દૃષ્ટિકોણ રહ્યો છે, કે સહાયતા એટલે ામિત્વ! તેમના અભિપ્રાય પ્રમાણે પૈસાની પાછળ ઝંડો પણ આવે જ;

પરંતુ પૈસા આપવા છતાં અમેરિકનો લોખંડનાં કારખાનાં, યાંત્રિક ઓજારો તથા ઉદ્યોગોને લગતી બીજી વસ્તુઓ, જેના આધારે અમેરિકનોના જ વિનાશની તૈયારી કરવામાં આવે તે આપવા માટે અમેરિકા તૈયાર નથી, એમ જ્યારે સોવિયેટને ખબર પડી ત્યારે તેને જબરદસ્ત આઘાત થયો હશે. બિન- કમ્યુનિસ્ટ સમાજમાં દેશભક્તિને ફાયદાની સરખામણીમાં હંમેશાં ગૌણ સ્થાન મળે છે એવી રશિયાની મક્કમ માન્યતાને પણ એથી ચોટ લાગી હશે. આવી માન્યતાના ભરોસે તો મૂડીવાદના અંતને તેઓ અનિવાર્ય સમજે છે.

સોવિયેટ ઉદ્યોગો અને ખેતીની બાબતમાં સોવિયેટ સરકાર રાજનૈતિક અને યુદ્ધનૈતિક કારણોથી કોઈ પણ પરદેશી માટે બરાબર અનુમાન કરવાનું અશક્ય બનાવી દે છે. જે આંકડા તે પ્રગટ કરે છે તે અધૂરા અને મારી માન્યતા પ્રમાણે વિશ્વાસ રાખી ન શકાય તેવા હોય છે. તેમાં સામાન્ય ચળકાટ સિવાય વિશેષ કંઈ હોતું નથી. એ બધા આંકડા કોઈ પણ જાતના સમર્થન વિનાના હોય છે. ઘણી વખત તેમ એવો દાવો કરવામાં આવે છે, કે અમુક વસ્તુનું ઉત્પાદન ગયા વર્ષના ઉત્પાદન કરતાં આટલા ટકા વધી ગયું છે. પરંતુ ગયા વર્ષમાં તેનું ઉત્પાદન કેટલું થયું હતું તેનો કંઈ પણ ઉલ્લેખ હોતો નથી અને વૃદ્ધિના ટકાની ગણત્રી પણ ગડબડ ભરેલી હોય છે. જુન ૧૯૪૭ના એક કાયદા અનુસાર સાધારણ આર્થિક માહિતી સરકારી હુકમ સિવાય પ્રગટ કરવા માટેની સજા, પહેલાં કરતાં પણ વધુ કડક બનાવવામાં આવી છે.

આમ છતાં મારા અમુક કાર્યકર્તાઓ સાથે કેટલાંક ખેતરો અને કારખાનાં જોવાની પરવાનગી હું મેળવી શક્યો. કોઈ કોઈ વખત કેટલાક અમેરિકન તથા બીજા પરદેશી વેપારીઓ અને એન્જિનીયરો તરફથી પણ તેમના નિરીક્ષણ અને અભિપ્રાયનો લાભ મને મળ્યો હતો. આ લોકોએ સોવિયેટ રશિયામાં સારી પેઠે પ્રવાસ કર્યો હતો. સોવિયેટ અખબારોમાંથી પણ નકારાત્મક રીતે મને કેટલીક માહિતી મળી. આ ઉપરાંત કેટલાંક વર્ષ સોવિયેટ રાજ્યમાં રહેવાથી કંઈક નિરીક્ષણ કરવાની મને તક મળી અને આ નિરીક્ષણ બરાબર હોવાનું માની શકાય છે. આ રીતે પ્રગટ રૂપમાં માહિતી ઓછી હોવા છતાં મેં જે બુદ્ધિપૂર્વક તારણ કર્યું છે તે નીચે પ્રમાણે છે:—

ઉદ્યોગ:— યુદ્ધના કારણે જર્મન ઔદ્યોગિક કારખાનાનો નાશ થવાથી સોવિયેટ યુનિયનને દુનિયામાં ઔદ્યોગિક દૃષ્ટિએ બીજું સ્થાન મળ્યું છે. સોવિયેટની તમામ આર્થિક યોજનાઓ યુદ્ધની શકયતા પર રચાયેલી છે. એટલે મોટા ઉદ્યોગોના વિકાસ પર સૌથી વધુ ભાર મૂકવામાં આવે છે. આ પ્રકારના ઘણાખરા ઉદ્યોગો યુરલ વિસ્તારમાં કેન્દ્રિત કરવામાં આવ્યા છે. જયાં તેના પર બોંબવર્ષા કરવાનું મુશ્કેલ છે. જનતાના ઉપયોગની વસ્તુઓ તૈયાર કરનાર સાધારણ ઉદ્યોગોની હાલત, આ આર્થિક યોજનાઓમાં "અનાથ" જેવી છે. પ્રત્યેક આવશ્યક વસ્તુની રશિયામાં તંગી છે. ઔદ્યોગિક કારખાનાં સંપૂર્ણ બાહોશીથી ચલાવવામાં આવતાં નથી અને જનશકિત તથા સાધનોની ખૂબ બરબાદી થઈ રહી છે. છતાં પણ એક ખેતીપ્રધાન દેશને ૩૦ વર્ષથી પણ ઓછા સમયમાં ઔદ્યોગિક બળના રૂપમાં પલટાવી નાખવાનું કાર્ય જેવું તેવું સમજવું યોગ્ય નથી. યુદ્ધ દરમિયાન ઘણો ખરો ઔદ્યોગિક પ્રદેશ જર્મનોના હાથમાં ચાલ્યો જવા છતાં જે શસ્ત્રોથી લાલ સેનાએ વિજયી સેના પર પ્રત્યાક્રમણ કર્યું તે શસ્ત્રો મોટા પાયા પર બનાવવાની શકિત રશિયન કારખાનાંઓએ ટકાવી રાખી એ વાતનો ખ્યાલ કરતી વેળાએ આ પલટાનું મહત્ત્વ બરાબર સમજી શકાય છે. ધીરાણ પટ્ટાના રૂપમાં અલબત્ત, રશિયાને આવશ્યક પૂરક સહાયતા મળી; પરંતુ મુખ્ય કાર્ય તો સોવિયેટ ઉદ્યોગોના આધારે જ પાર પાડી શકાયું. માટે ઉદ્યોગોની બાબતમાં તો પંચવર્ષીય યોજનાનો બરાબર અમલ થઈ રહ્યો છે. આ સંબંધમા સૌથી મોટો સવાલ મજૂરશકિત એકત્ર કરવાનો છે. પોલીસર જની હસ્તી છતાં આ મજૂર-શકિતમાં યુદ્ધનો થાક દેખાઈ આવે છે અને ઓછાં વેતન, મોંઘવારી તથા પૂરતું ન ગણાય તેવું ભોજન વિગેરેના વિષયમાં તેઓ ફસાયા છે.

ખેતી:— અનાજની સ્થિતિ હજુ પણ અનિયમિત છે. જો દરેક વર્ષના પાંચ પાકમાંથી બે પાક પણ સારા ઉતરે તો દેશનું સદ્ભાગ્ય! પાક લણવા વિગેરેનું ઘણું ખરું કામ હજી પણ યંત્રોની તંગીના કારણે હાથથી કરવામાં આવે છે. સોવિયેટ શ્રમજીવીઓની અર્ધી સંખ્યા હજુ પણ ખેતીને લગતાં કાર્યોમાં પડેલી છે. એથી ઊલટુ અમેરિકાની વસ્તીના માત્ર ૨૩

ટકા માણસો જ પોતાના દેશની જનતાનું પેટ સહેલાઈથી ભરે છે. એટલું જ નહિ પણ દુનિયાની અર્ધી સંખ્યાના લોકોનું પેટ પણ તેઓ ભરી શકે છે. બાલ્ટિક દેશોના નવા કબજા હેઠળના પ્રદેશોમાં સામુદાયિક ખેતીનો વિરોધ કરવામાં આવે છે. છેવટે તો સોવિયેટ સરકાર આ વિરોધ મીટાવી દેશે એમાં શંકા નથી. પરંતુ લોકોના કષ્ટોના રૂપમાં તેની કિંમત ઘણી વધારે પડતી થશે.

જે સમયે હું મૉસ્કો પહોંચ્યો તે સમયે વૉઝનેસેન્સ્કીની પંચવર્ષીય યોજના સાંભળવા માટે સુપ્રીમ સોવિયેટની બેઠક બોલાવવામાં આવી હતી. વૉઝનેસેન્સ્કીના જણાવવા પ્રમાણે આ યોજનાના પાંચ મુખ્ય ઉદ્દેશ હતા—(૧) રેલવે વ્યવહાર અને મોટા ઉદ્યોગો પર ભાર મૂકીને સોવિયેટ અર્થતંત્રની સંપૂર્ણ પુનર્રચના; ૧૯૫૦ સુધીમાં ઔદ્યોગિક ઉત્પાદનમાં ૧૯૦૦ની સપાટી કરતાં ૫૦ ટકા વધારો, (૨) સોવિયેટ જનતાના ભૌતિક સુખોમાં વૃદ્ધિ, ૧૯૫૦ સુધીમાં અનાજ અને બીજી ઔદ્યોગિક વપરાશની વસ્તુઓની છત. (૩) સોવિયેટ વિજ્ઞાનને પરદેશની વિજ્ઞાનની સફળતાઓ કરતાં પણ આગળ લઈ જવું, (૪) રાષ્ટ્રિય અર્થકારણમાં રોકવામાં આવેલી મૂડીમાં વધારો કરવો, (૫) સોવિયેટ સેનાને છેલ્લામાં છેલ્લી ઢબના આધુનિક શસ્ત્રોથી સજ્જ કરવી.

પરિણામે ૧૯૫૦ સુધીમાં પોલાદનું ઉત્પાદન ૨ કરોડ ૫૪ લાખ ટન, કાચા લોખંડનું ૧ કરોડ ૯૫ લાખ ટન, કોલસાનું ૨ કરોડ ૫૦ લાખ ટન, પેટ્રોલનું ૩ કરોડ ૫૪ લાખ ટન, એલ્યુમિનિયમનું ૧ લાખ ૭૨ હજાર ટન, વીજળી ઉત્પન્ન કરવાની શક્તિ ૨ કરોડ ૨૪ લાખ કિલોવૉટસ અને ટ્રક ઉદ્યોગ ૪ લાખ ૩૦ હજાર ટ્રકો સુધી પહોંચાડી દેવાની યોજના હતી. આ ઉપરાંત ૨૭૦૦ એન્જિન, ૧ લાખ ૪૬ હજાર રેલના ડબ્બા તથા ૧ લાખ ૨ હજાર ટન ધાતુઓને લગતો સામાન દર વરસે તૈયાર કરવાની ખાત્રી આપવામાં આવી હતી. શહેરમાં મકાનોની તંગી જોતાં ૨૫ કરોડ વાર જમીનમાં મકાનો બાંધવાની યોજના પણ તૈયાર કરવામાં આવી.

રશિયામાં લોકોના નિવાસનું ધોરણ બહુ નીચી કોટીનું છે. આ કારણે એક તો નિવાસ સ્થાનોની ખૂબ તંગી છે અને બીજું સોવિયેટ નાગરિકો પણ આ બાબતમાં ઉદાસીન હશે એમ લાગે છે. સોવિયેટ કાયદા પ્રમાણે

મકાનોની તંગી હોય તો દરેક વ્યક્તિ દી વારના નિવાસસ્થાનની માગણી કરી શકે છે. ઉપરાંત વરંન્ડા, રસોડું, સ્નાનગૃહ અને શૃંગારગૃહ વિગેરેની ગોઠવણ હોય છે. આ રીતે ચાર માણસોના એક કુટુંબ માટે સામાન્ય અમેરિકન મકાનના ઓરડા જેટલું સ્થાન ત્યાં મળે છે. ઉપરોક્ત મકાનોનું બાંધકામ કરીને ૧ કરોડ ૮૦ લાખથી પણ વધુ માણસોના નિવાસનો પ્રબંધ થઈ શકે છે. પરંતુ મકાનોનો સવાલ રશિયામાં કેટલો ભીષણ છે તેનો ખ્યાલ "બાકુ વર્કર"માં પ્રગટ થયેલા એક લેખ પરથી મળી શકે છે. લેખકે જણાવ્યું હતું, કે "૧૫ ચોરસ ગજના ઓરડામાં અમે છ માણસો રહીએ છીએ. ૧૯૪૬ માં અમે મકાનોના નિયામકને બીજું કોઈ મકાન આપવા માટે લખ્યું હતું. તેણે અમારી માગણી સ્વીકારી પરંતુ બે વરસ થઈ જવા છતાં હજી સુધી અમને કોઈ મકાન મળ્યું નથી. આ માટે આ સંસ્થાના સંચાલક, નગર સમિતિના વ્યવસ્થાપક વગેરે બધાને અમે લખી ચૂકયા છીએ. જોકે "જલદી કરો" "આ મામલાની તપાસ કરો" "કાંઈને કાંઈ ગોઠવણ કરો" એવા આદેશો આ લોકો તરફથી છોડવામાં આવે છે પરંતુ હજુ સુધી નવા મકાનની ગોઠવણ થઈ નથી."

પરંતુ આ પત્ર આ જાતની ફરિયાદો સંબંધમાં અપવાદરૂપ નથી. મૉસ્કોની અદાલતો મકાનોના યોગ્ય પ્રબંધ માટે લડત કરનારા લોકોથી ખીચોખીચ ભરી હોય છે.

વૉઝનેસેન્સ્કીની યોજનાને સ્ટેલિને મૂળ સ્વરૂપ કરતાં પણ વિસ્તૃત બનાવી. તેને વ્યાપક બનાવીને ૧૯૫૦ સુધીમાં ૬ કરોડ ટન પોલાદ, ૫૦ કરોડ ટન કોલસો, ૫ કરોડ ટન કાચું લોખંડ અને ૬ કરોડ ટન પેટ્રોલના વાર્ષિક ઉત્પાદનને પંચવર્ષીય યોજનાનું લક્ષ્ય બનાવવામાં આવ્યું. આ આંકડા ખરેખર સાચા અને અમલમાં મૂકી શકાય તેવા છે કે કેમ એ વિષે અમને આશ્ચર્ય થવા લાગ્યું. યુદ્ધ પહેલાંની, મોટા ઉદ્યોગોને લગતી યોજનાઓ મોટા ભાગે પરિપૂર્ણ થઈ હતી. પરંતુ જે ઉદ્યોગ લોકોનું જીવનધોરણ ઊંચું બનાવનારા હતા, તેની સાથે સંકળાયેલી યોજનાઓ મુશ્કેલીથી પૂરી થઈ હતી એ અમે જાણતા હતા.

૧૯૪૯ના જુન સુધીમાં એ સ્પષ્ટ જણાવા લાગ્યું કે ઇતિહાસનું પુનરાવર્તન થઈ રહ્યું છે ૧૯૪૭ના પ્રારંભમાં અમે સાફ જોઈ શક્યા કે પંચવર્ષીય યોજના ઘડનારાઓએ ઉતાવળ કરી છે અને સોવિયેટ જનતા માટેનું તેમનું અનુમાન ગલત છે હવે વધુ કુરબાની કરવાની અને નિરંતર સખત મહેનત કરવાની શકિત તેમનામાં રહી નથી મોટા ઉદ્યોગોની પુનર્રચના માટે ઉત્સુક અને એ રીતે સોવિયેટ યુનિયનનું લશ્કરી બળ વધારવા માટે આતુર ક્રેમલિનના અધિકારીઓએ, લોકોના ઉપયોગની વસ્તુઓના ઉત્પાદન માટે કઈ પણ યોગ્ય પ્રબંધ કર્યો નહિ. યુદ્ધ પહેલાં અને યુદ્ધ દરમિયાન કરેલી કુરબાનીઓથી થાકેલા લોકોને આશા હતી, કે શાંતિની સ્થાપના પછી તેમનું જીવન ધોરણ ઊંચું થશે પરંતુ આ નિરાશાએ ઉત્પાદન કરનારા લોકો પર બહુ બૂરી અસર કરી

ખેડૂતો પર પણ તેની અસર થઈ પોતાના ઉત્પાદનમાં તેઓ સરકારી માગણી પૂરી કરતા રહ્યા. પરંતુ ઉત્પાદનનો મોટો ભાગ કાં તો તેઓ પોતે વાપરી નાખતા હતા, અથવા તો તેને વેચાણ માટે મુકત બજારમાં મોકલી આપતા હતા ખાસ કરીને સામુદાયિક ખેતીથી અલગ જે ઉત્પાદન તેઓ કરી રહ્યા હતા, તે સરકારને મળી ન શક્યું તેના પરિણામે ખાદ્ય પદાર્થોની લગતી સ્થિતિ કપરી બની ગંભીર આર્થિક સંકટ ઉપસ્થિત થયું

આના ઉપાય તરીકે બહારના આક્રમણનો ભય કે જેણે ઉત્પાદન માટેના ઉત્તેજનમાં પહેલા સારા અસર કરી હતી તેનો ઉપયોગ કરવાનો સરકારે વિચાર કર્યો સરકારને આશા હતી, કે આ પ્રકારનો ભય બતાવીને કામદારોને ઉત્પાદન માટે ઉત્સાહિત કરી શકાશે પરંતુ તેનું પરિણામ ઊલટું જ આવ્યું સોવિયેટ પ્રચારની અસર ન થઈ તેમ નથી અસર તો થઈ! પરંતુ લોકો યુદ્ધથી એટલા કટાળેલા અને શાંતિ માટે ઉત્સુક હતા, કે યુદ્ધ પ્રારંભ થવાની શક્યતાને તેઓ પચાવી શક્યા નહિ રશિયન ખેડૂતો મીઠું ખરીદ કરીને તેનો સંઘરો કરવા લાગ્યા રાષ્ટ્રિય સકટ ઉપસ્થિત થાય ત્યારે તેઓ પેઢી દર પેઢીથી એ પ્રમાણે કરતા આવ્યા છે ઔદ્યોગિક કામદારોનું પણ વધુ નૈતિક પતન થયું ઉત્પાદન ઘટતું ગયું અનાજની તંગી જોઈને સોવિયેટ સરકારને રેશનિંગ કાઢી નાખવાનું પોતાનું વચન પાછું ખેંચી લેવાની જ્યારે ફરજ પડી ત્યારે પરિસ્થિતિ વિશેષ ખરાબ બની

પરિણામે ૧૯૪૬ના આખરી દિવસોમાં અને ૧૯૪૭ના પ્રારંભિક સમયમાં સ્ટેલિને વારંવાર એવાં નિવેદનો કર્યાં કે જેમાં યુદ્ધની શક્યતા ઘટી જવા પર ભાર મૂકવામાં આવ્યો હતો. બીજી બાજુએ આળસુ અને સુસ્ત માણસોને રેશનનું અનાજ આપવાનો ઈનકાર કરીને તેમને ઉદ્યોગોને લગતું કામકાજ કરવાની ફરજ પાડવામાં આવી. કારોબારી વહીવટના કામમાંથી ઘણા માણસોને ખસેડીને તેમને જુદાજુદા ઉદ્યોગોના કામમાં રોકવામાં આવ્યા. જ્યારે આ બધા ઉપાયોથી પણ કામ ચાલ્યું નહિ ત્યારે જનતાના ઉપયોગની વસ્તુઓનું ઉત્પાદન વધારવા માટે અને પોતાની આર્થિક નીતિમાં પરિવર્તન કરવા માટે સરકાર લાચાર બની. તેની સાથોસાથ મોટા પાયા પર 'સાફસૂફી' કરવાનો પોતાનો કાર્યક્રમ સ્થગિત કરવાની પણ તેને ફરજ પડી. સોવિયેટ સરકારે એવી રીતે મન મનાવ્યું કે આ પ્રકારની 'સાફસૂફી'થી કાબેલ માણસોની મર્યાદિત સંખ્યા ઓછી થશે અને સંપૂર્ણ નૈતિક પતનનું કારણ બનશે.

જ્યારે આ રીતે ઉત્પાદન સંબંધમાં પૂરતા સુધારા થઈ ગયા ત્યારે લોકોની ખરીદશક્તિ સુધારવા પર સરકારનું લક્ષ કેન્દ્રિત થયું. ૧૯૪૭ના ડિસેમ્બરમાં ચલણના સુધારા દ્વારા આ કાર્ય કરવામાં આવ્યું. અગાઉનું ચલણ સરકારે બંધ કર્યું. દસ જૂના સીક્કાને બદલે એક નવો સીક્કો સરકાર તરફથી આપવામાં આવ્યો. રાજ્યે લીધેલાં લેણાની એક ચોક્કસ રકમ નક્કી કરવામાં આવી. જે લોકોના નાણાં બેંકોમાં હતાં તેમને ૩ હજાર રૂબલ સુધી એટલી જ રકમ આપવામાં આવી. પરંતુ ૩ હજાર રૂબલથી જેટલા વધારે નાણાં હોય તેટલા પ્રમાણમાં તે બદલવાનું પ્રમાણ ઓછું નક્કી કરવામાં આવ્યું ખેડૂતો ખાલી હાથે રહી ગયા, કારણ કે તેમના ઘણાખરાં નાણાં બેંકોમાં નહિ પણ રાજ્ય પરના લેણા પેટે હતા. કર ભરવા માટે તેમને અનાજ વેચવું પડ્યું. આવી સ્થિતિમાં ચલણની સુધારણા પછીના થોડા દિવસો માટે શહેરોમાં અનાજની ભરતી આવી પરંતુ આ સ્થિતિ થોડા દિવસ જ રહી. આ પછી અનાજનું રેશનિંગ વધુ કડક થયેલું ઔદ્યોગિક કામદારોએ જોયું. થોડા દિવસો પછી અનાજ વેચનારી દુકાનોની સંખ્યા પણ ઘટાડી નાખવામાં આવી. આ રીતે અનાજનો સંગ્રહ થવાનું સંકટ દૂર થયું. પાઉં અને બીજી કેટલીક મુખ્ય

વસ્તુઓ સિવાય બીજી બધી વસ્તુઓની કિંમત ઊંચી જ રહી. એટલે આ વસ્તુઓ મેળવવા માટે લોકોને વધુ નાણાંની જરૂર પડી. પરિણામે વધુ નાણાં કમાવા માટે વધુ કામ કરવાની તેમને ફરજ પડી.

રશિયામાં કેટલા ઊંચા ભાવ હતા તેનું અનુમાન એટલા પરથી થઈ શકે છે કે એક ડઝન ઈંડાં ખરીદવા માટે એક માણસને ૪ કલાક ૫૦ મિનિટ, એક રતલ કોફી માટે ૧૪ કલાક ૫ મિનિટ, અર્ધો શેર સાકર માટે ૨ કલાક ૪ મિનિટ, એક સિગરેટની ડબ્બી માટે ૨ કલાક ૪ મિનિટ, પુરુષના બૂટની એક જોડી માટે ૧૦૪ કલાક ૩૦ મિનિટ, સ્ત્રીના બૂટની એક જોડી માટે ૧૦૭ કલાક ૩૦ મિનિટ, પુરુષના ગરમ પોષાક માટે ૫૮૦ કલાક ૧૫ મિનિટ, અને સ્ત્રીના ગરમ પોષાક માટે ૨૫૨ કલાક કામ કરવું પડતું હતું અમેરિકામાં આના આઠમા ભાગનો શ્રમ કરવાથી આ વસ્તુઓ માણસોને મળી શકે છે.

વેતન, કિંમત, રેશન, ઉત્પાદન વિગેરેના આ વિષચક્રની કામદારો પર બૂરી અસર થઈ પરિણામે હલકા પ્રકારની વસ્તુઓ તૈયાર થવા લાગી. આનાથી હળવા ઉદ્યોગોના પ્રબંધ પર ભારે બોજો પડ્યો ૧૯૪૮ની વસંત ઋતુમાં કોઈ દિવસ એવો જતો ન હતો કે જ્યારે 'પ્રવદા' મા કોઈને કોઈ કારખાનાના વ્યવસ્થાપકને હલકો માલ તૈયાર કરવા માટે અને ઉત્પાદનનું યોગ્ય પ્રમાણ જાળવવામાં નિષ્ફળ જવા માટે દંડ થયાનો ઉલ્લેખ ન હોય! આ સંબંધમાં અમે એક લાંબી યાદી તૈયાર કરી હતી, જેમાં દરેક હળવા ઉદ્યોગો સાથે સંબંધ ધરાવતી ઉચ્ચ વ્યકિત, વ્યવસ્થાપક, એન્જિનીયર વિગેરે સખ્ત સજા મેળવનારાઓનાં નામો હતાં. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મૂડીવાદી પદ્ધતિમાં જેનું નામનિશાન નથી એવું માનસિક સંકટ કમ્યુનિસ્ટ રાજ્યમાં વ્યવસ્થાપક વર્ગ પર ચાલુ જ છે.

હળવા ઉદ્યોગો પર સંકટના વાદળો ફેલાઈ રહેવાના બે કારણો છે. એક તો એ કે જ્યારે કામ બગડે છે ત્યારે કોઈ ને કોઈ લોળીનું નાળીયેર શોધી કાઢવાની રશિયામાં પદ્ધતિ છે પરંતુ આ બાબતમાં મુખ્ય કારણ એ છે કે ભારે ઉદ્યોગો માટે ઔદ્યોગિક નિપુણતાની મલાઈ કાઢી લેવામાં આવે છે જે કંઈ પાછળ વધે છે તે હળવા ઉદ્યોગો માટે રહેવા દેવામાં આવે છે શાંતિકાળમાં

પણ રોજના ઉપયોગની વસ્તુઓ કરતાં મોટા ઉદ્યોગોનું ઉત્પાદન જ્યાં વગરે હોય એવો દુનિયામાં એક જ દેશ સોવિયેટ રશિયા છે. મોટા ઉદ્યોગો યુદ્ધ સમયમાં કોઈ પણ દેશ માટે બળનું કારણ બને છે. યુદ્ધ પછીના સમયમાં રશિયાને જે માન મળ્યું છે તે આ બળના પ્રદર્શનના પરિણામે જ મળ્યું છે, એમ રશિયનો માને છે. આ માનમાં કોઈ પણ પ્રકારનો હવે ઘટાડો થાય એમ રશિયા ઈચ્છતું નથી.

૧૯૪૭માં મૉસ્કો ખાતેનાં મોટર કારખાનાં હું જોવા ગયો ત્યારે ઘણાંખરાં કારખાનાં તો - એ ચાલુ નથી-એમ કહીને મને દેખાડવામાં ન આવ્યાં. મોટરોના જુદા જુદા ભાગો જોડીને જ્યાં મોટરો તૈયાર કરવામાં આવે છે, એ કારખાનાંઓ માટે પણ આ જ વાત મને કહેવામાં આવી. એક ૪૨ જેટલા ખુલ્લા દરવાજામાંથી કારખાનાનું કામ ઝડપથી ચાલી રહ્યું હોય એમ જણાતું હતું. એક વખત જાતે મોટરના કારખાનામાં કામ કરવાના કારણે મેં જે થોડું ઘણું જોયું એ પરથી આ બાબતમાં હું ઘણું ઘણું સમજી શક્યો. અહીં દર ત્રણ મિનિટે એક મોટર તૈયાર થઈ રહી હતી. આ કારખાનાના સંચાલક પ્રથમ શ્રેણિના ઉત્પાદક એન્જિનીયર છે. તેમણે મને કહ્યું, કે "આ કારખાનાનું એક બીજું સહાયક કારખાનું યુક્રેનમાં છે અને એક બાજું મોટું કારખાનું યુરલમાં છે, જ્યાં મોટી સંખ્યામાં મૉસ્કોથી કારીગરો મોકલવામાં આવ્યા છે. આ કારખાનું હાલમાં જ ચાલુ થયું છે. એ જોયા પછી તે ઉત્તમ કક્ષાનું હોવા વિષે મેં જે અનુમાન કર્યું હતું, તેનું શ્રી. એરિક જૉન્સ્ટને સમર્થન કર્યું છે. મેં એ કારખાનાની મુલાકાત લીધા પછી છ આઠ મહિના બાદ તેઓ એ કારખાનું જોવા ગયા હતા. એવાં કારખાનાંઓ વિષે મારા કરતાં પણ તેમને ઘણું વધારે જ્ઞાન છે.

જે અમેરિકનો બીજા મોટા ઉદ્યોગોની મુલાકાત લઈ ચૂક્યા છે, તેમની સાથે તથા તાજેતરમાં જ સોવિયેટ યુનિયનમાં જઈ આવેલા કેટલાક અમેરિકન એન્જિનીયરો અને ઔદ્યોગિક માણસો સાથેની વાતચીતમાં પણ એ ઉદ્યોગોના સંબંધમાં મારાં અનુમાનને ટેકો મળે છે. જેથક એ ઉદ્યોગોમાં કેટલીક ખામીઓ પણ છે. અમેરિકન એન્જિનીયરોના કથન પ્રમાણે સિદ્ધાંતની

દૃષ્ટિએ યુવાન સોવિયેટ એન્જિનીયરો અમેરિકન એન્જિનીયરો જેટલા જ નિપુણાત છે; પરંતુ વ્યવહારૂ યાંત્રિક જ્ઞાનમાં અમેરિકનોથી ઘણા પાછળ છે. તેઓ કયારેય પણ અમેરિકનોની સમાન કક્ષાએ આવી શકશે કે કેમ એ વિષે અમેરિકન એન્જિનીયરોને શંકા છે. અમેરિકનો જે યાંત્રિક બુદ્ધિ સાથે જ જન્મે છે તેનો રશિયનોમાં સાવ અભાવ હોય છે. આનું એક ઉદાહરણ મને સ્પાસોભવનમાં જોવા મળ્યું હતું. અમારી જુની મોટરોના સમારકામ માટે રશિયન કારીગર રાખવામાં આવ્યો હતો. તે પોતાના કામમાં ઘણો ચતુર હોવા છતાં, જ્યારે એક દિવસ ઘાસ કાપવાનું મશીન ખોલીને સાફ કરવા માટે તેને કહેવામાં આવ્યું ત્યારે તે આભો બની ગયો. તેને મોટરનાં યંત્ર સુધારવાનું શિક્ષણ મળ્યું હતું, પણ તેનું તમામ યાંત્રિક જ્ઞાન મોટરના સમારકામ પૂરતું જ મર્યાદિત હતું.

છતાં આનો અર્થ એ નથી કે ઉત્પાદન માટે સોવિયેટ યુનિયન પાસે પ્રથમ કક્ષાના નિપુણો છે જ નહિ. શ્રેષ્ઠ સોવિયેટ એન્જિનીયરો અને શ્રેષ્ઠ સોવિયેટ વૈમાનિકો દુનિયાના બીજા કોઈ દેશના એન્જિનીયરોથી પાછા પડે એવા નથી. પરંતુ આ ઉચ્ચ એન્જિનીયરો પછીના મધ્ય દરજ્જાના એન્જિનીયરોની અને ફોરમેનોની રશિયામાં તંગી છે. યુદ્ધ પછી જર્મનીથી લાવવામાં આવેલા જર્મન એન્જિનીયરો આ કાર્યમાં સહાયતા કરી રહ્યા છે. પરંતુ તેમની સંખ્યા પૂરતી નથી.

વ્યવહારના સાધનોની ઉચિત વ્યવસ્થાનો અભાવ એ મોટા ઉદ્યોગોના વિકાસમાં અવરોધ ઉત્પન્ન કરનારી એક બીજી ખામી છે. અમેરિકાથી ત્રણ ગણા વિસ્તાર માટે રશિયામાં અમેરિકાના ત્રીજા ભાગથી પણ ઓછા રેલ્વેમાર્ગ છે. અમેરિકાના ધોરણ સાથે સરખાવતાં આ રેલ્વેમાર્ગો પણ તદ્દન નીચી કોટીના છે. ઉતારુ ગાડીઓની ઝડપ કલાકના ૩૦ માઈલની છે. આ સ્થિતિમાં સુધારો કરવા માટે ભારે પ્રયત્નો થઈ રહ્યા છે. છેલ્લા દોઢ વર્ષમાં મૉસ્કોથી વ્લાડીવોસ્ટોક સુધીની ૧૨ દિવસની રેલ્વે મુસાફરીમાં બે દિવસનો ઘટાડો કરવામાં સફળતા મળી છે; પરંતુ એ એક અપવાદ છે. સોવિયેટ યુનિયને યુદ્ધમાં કબજો કરીને, લૂંટ ચલાવીને અથવા બીજી રીતે ઘણાં એન્જિનો અને

રેલ્વે ડબ્બા મેળવી લીધા છે અને તેનાથી યુદ્ધ દરમ્યાન આવેલી ક્ષતિ પૂરી કરી છે. પંચવર્ષીય યોજનામાં પણ એન્જિનો અને ડબ્બાઓના બાંધકામને ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. આમ છતાં એ વસ્તુઓની ત્યાં તંગી છે.

લાંબા દરિયાઈ વ્યવહારને પણ આ વાત લાગુ પડે છે. સોવિયેટમાં જહાજ બાંધકામનો ઉદ્યોગ હંમેશાં નહિ જેવો જ રહ્યો છે. યુદ્ધ સમયમાં જહાજો બાંધવાના તેના મોટા મથકોને ભારે નુકસાન પહોંચ્યું છે. અમેરિકા પાસેથી જે જહાજો યુદ્ધ દરમ્યાન તેને મળ્યાં તે પોતાની પાસે રાખી લઈને અમુક અંશે પોતાની ખોટ તેણે પૂરી તો કરી, પરંતુ મોટાં વેપારી જહાજોનું બાંધકામ શરૂ થાય એ હજુ દૂરની વસ્તુ છે. એ ઉપરાંત ઉત્તરનો પ્રદેશ બહુ જ વિકટ અને બરફમાં માત્ર ચાર માસની સફર માટે જ યોગ્ય છે.

સોવિયેટ યૂનિયન ખાતેના મારા નિવાસ દરમ્યાન મેં જે રસમય મુસાફરીઓ કરી તેમાં એક "કોલોસ" (શાબ્દિક અર્થ છે ઘઉંના પ્રમુખ) નામની સામુદાયિક ખેતીની મુલાકાત છે. કોલોસ મિટ્રોફ વિસ્તારમાં મૉસ્કોથી લગભગ ૫૦ માઈલ દૂર, યાખરોમી નદી જે સ્મોલેન્સ્ક-મૉસ્કો પર્વતમાળામાંથી નીકળે છે તેના ઉપર-પશ્ચિમના ઢોળાવા પર આવેલું છે. એ મુલાકાત વખતે અમેરિકન પરદેશ ખાતાના યુરોપિયન વિભાગના પ્રમુખ, જૉન હીકરસન, અમારા ખેતીવિષયક મદદનીશ જૉ બુલિક, એક રશિયન દુભાષિયો કે જેને પાછળથી ગિરફતાર કરવામાં આવ્યો હતો તથા સોવિયેટ પરદેશ ખાતાના અંગ્રેજી ભાષા જાણતા એક અધિકારી એ. આઈ. કુબીશકિન મારી સાથે હતા. હંમેશ મુજબ ગુપ્ત પોલીસના છ માણસો પણ એક કાળી મોટરમાં અમારી પાછળ હતાં.

અમારા પ્રવાસની સડક મૉસ્કો-વોલ્ગા નહેરની સાથોસાથ મિટ્રોફ અને એ પછીના સમસ્ત ગામડાઓમાં થઈને આગળ વધતી હતી. બંધની મજબૂતાઈ જોઈને મારા પર ઊંડી અસર થઈ અને વાહન વ્યવહારની દૃષ્ટિએ સાધનહીન આ દેશમાં જળમાર્ગનું મહત્ત્વ મને ફરી એક વાર યાદ આવ્યું.

મિટ્રોફ શહેરથી આગળ વધતાં પાકકો રસ્તો અમે છોડી દીધો અને કેટલાક માઈલ સુધી કાચી સડક પર આગળ વધ્યા બાદ એક સામુદાયિક ફાર્મમાં અમે પહોંચ્યા.

અહીં ઉંચા, લાંબા, મધ્યવયના, મક્કમ અને ઈમાનદાર દેખાતા ફાર્મના પ્રમુખ શ્રી બકાઈ કીને અમારા સત્કાર કર્યો તેઓ અમને તેમની કચેરીમાં લઈ ગયા અને ત્યાં પોતાના બે મદદનીશ સાથે તેમણે અમારા પરિચય કરાવ્યા આમાંથી એક ખેતીના નિષ્ણાત હતા અને બીજા ફાર્મના મંત્રી હતા બન્ને સારા ખેડૂત જણાતા હતા

કચેરીનો નાનકડો ઓરડો સાવ સાદો હતો લાકડાનું ભોંયતળીયું અને દીવાલ પર પ્લાસ્ટર હતું, જેના પર ફાર્મની છબી અને તેની પ્રગતિના નકશા ટાંગેલા હતા આ સમૂહસંસ્થાની સ્થાપના ૧૯૩૧મા કરવામાં આવી હતી બકાઈ કીન શરૂઆતથી જ તેના પ્રમુખ છે આ ફાર્મ પાસે ૧૧૫૧ એકર જમીન છે જેમાથી ૪૭૭ એકરમા વાવણી કરવામા આવી છે ફાર્મના ૮૪ ઘરમા ૩૭૦ સ્ત્રી, પુરુષ અને બાળકો રહે છે ગણિતના હિસાબે દરેક કુટુંબના ફાળે ૧૩॥ એકર જમીન આવે છે જેમાથી ૫॥ એકરથી સહેજ વધારે જમીન ખેડવામા આવે છે ફાર્મમાં કામ કરતા માણસોની સંખ્યા લગભગ બસોની હતી, જેમા ૬૫ ટકા સ્ત્રીઓ હતી આ સખ્યા ચાર ભાગોમા વહેંચાઈ ગઈ છે એક તરકારીદળ, બે ખેતીદળ અને એક પશુદળ શ્રી બકાઈ કીને કહ્યુ કે ફાર્મનુ કામ ઘણી સરસ રીતે ચાલી રહ્યુ છે અને આ વરસે અમારી આવક ૧૦ લાખ રૂબલથી પણ વધારે થવાની વકી છે

મે પૂછ્યુ, "સસ્થાને જો વધારે જમીનની આવશ્યકતા હોય તો તેની વ્યવસ્થા કેવી રીતે થઈ શકે છે? શ્રી બકાઈ કીને કહ્યુ એ માટે રાજ્યને વિનંતિ કરવી જોઈએ જો એ વિનંતિનો સ્વીકાર થાય તો અમારી પાસેની રાજ્યની જમીનમાથી અમને જમીન મળી શકે છે

સોવિયટ રાજ્યનુ એક ફાર્મ નજદીક જ હતુ બન્નેની તુલના કરતા સામુદાયિક ફાર્મની સ્થિતિ મને વધુ ઉત્તમ લાગી તેનું કારણ વ્યકિતગત ઉત્સાહ છે એમ મે માન્યું કારણ કે વધુ ઉત્પાદનથી સામુદાયિક ફાર્મને સીધો અને પ્રત્યક્ષ ફાયદો થાય છે એથી ઊલટું રાજ્યના ફાર્મોને ઉત્પાદન સાથે કઈ સબધ નથી અમાં ખેતીના કામદારને લગભગ નિશ્ચિત વેતન જ મળે છે

"કોલોરા" ગામમાં કાચી સડક પર લગભગ પચ્ચીસ મકાનો હત એમાંથી દરેકમાં એકથી ત્રણ ઓરડા હતા. બીજાં કેટલાંક મકાનો આ મુખ મકાનોની હારમાળાથી દૂર છૂટાંછવાયાં હતાં. ગામની સડકના છેડાની બાજ પર રશિયન ગામડાઓમાં હોય છે તેવા નમૂનાનું એક મોટું અને શાનદા દેવળ હતું. પણ તેનો ઉપયોગ સ્કૂલ અને ગોડાઉન તરીકે કરવામાં આવતે હતો. દેવળની સામે, ગામની નાનકડી દુકાન હતી, જે મધ્ય પશ્ચિમી અમેરિક કસ્બાની નાની નાની દુકાનો જેવી હતી. દરેક મકાનની ચારે બાજુ એક એકરને શાકભાજીનો બાગ હતો. સમૂહ સંસ્થાના સભ્યો પોતાના ફાલતુ સમયમ તેમાં શાકભાજી વાવવા વિગેરેનું કામ કરતા હતા. ૮૪ કુટુંબોમાંથી ૫૫ની પાસે પોતપોતાની ગાયો હતી. આમાંથી ૫૫ કુટુંબો પાસે એકથી વધારે ડુક્કર હતાં ઘણાંખરાંની પાસે પોતપોતાની મરઘીઓ હતી. આ ઉપરાંત સમૂહસંસ્થા પાસે ૬૦ ગાય બળદ, ૪૫ ઘોડા, ૩૦ ડુક્કર અને ૬૦ ઘેટાં હતાં.

આ ફાર્મે ખૂબ જ સફળતા મેળવી હતી. મુખ્યત્વે તે અનાજના બીજનું ઉત્પાદન કરનારું ફાર્મ હતું. પશુપાલનનું કામ અહીં ગૌણ રૂપે કરવામાં આવતું હતું. સોવિયેટ રાજ્ય તરફથી તેમને બીજ મળતાં હતાં. અહીં એ બીયાંથી વધુ બી તૈયાર કરવામાં આવતાં હતાં. આ પછી આ બીજા સામુ-દાયિક ફાર્મોમાં વહેંચવામાં આવતાં હતાં. ફાર્મના પ્રમુખે કહ્યું કે એક એકરની સરેરાશ ઉપજ, શિયાળામાં ૩૬ બુશલ સરસવ અને ૪૦ બુશલ ઘઉં, ઉનાળામાં ૩૦ બુશલ ઘઉં અને ૨૬૮ બુશલ બટાટા થાય છે. એક બુશલ ૮ ગેલન બરાબર થાય છે. આટલા વધારે ઉત્પાદનનું કારણ બેશક ઉત્તમ બીજ અને ખેતીકામની તબેલિયત છે.

ફાર્મ પોતાનો વ્યવસાય પણ કરે છે એમ જાણવામાં આવતાં મેં પૂછ્યું, : "આ પાકની વહેંચણી કેવી રીતે થાય છે અને વેચાણ માટે પાક ક્યાં અને કેવી રીતે લઈ જવામાં આવે છે?" શ્રી. બકાઈ કીને જવાબમાં કહ્યું, કે "મુખ્ય ઉપજ ઘઉંની હોવાથી હું તેનું જ ઉદાહરણ આપું છું. ૧૯૪૬ માં અમે ૭૦ ટન ઘઉં પેદા કર્યા. આમાંથી ૧૯ ટકા ઘઉં અમે સરકારને નક્કી કરેલા ભાવે આપ્યા. ૭ ટન ઘઉં ટ્રેક્ટર અને બીજાં યંત્રોના ભાડા તરીકે અમારે દેવા પડયા. અમારી

કૃષિસમિતિએ કેટલુંક અનાજ બી તરીકે જુદું કાઢ્યું ૩ ટન વીમા ફંડ માટે આપવામાં આવ્યા ૨ ટન બાળમંના શિશુગૃહના ખર્ચ માટે રાખવામાં આવ્યા ૨ ટન ઘઉં બીજા ઉત્પાદનની જરૂરીયાતો માટે વેચવાનો નિર્ણય કરવામા આવ્યો. આ રીતે અર્ધા કરતાં સહેજ વધારે ઘઉં વહેંચણી માટે અમારી પાસે બાકી રહ્યા આ ઘઉં "કામ કરવાના દિવસો"ના હિસાબે સમૂહના સભ્યોને વહેંચી આપવામાં આવ્યા" શ્રી બકાઈ કીને અમને જણાવ્યું, કે "પ્રત્યેક સ્ત્રી પુરુષ એક દિવસ કામ કરે ત્યારે તેને કામનો એક દિવસ મળે છે બાળકોના એક દિવસના કામ માટે "કામનો અર્ધો દિવસ" ગણાય છે "કોલોસ"ના ખેડૂતોને એક વર્ષમા સામાન્ય રીતે ૩૫૦ "કામના દિવસ" હોય છે દર રોજના કાર્ય માટે કોલોસના ખેડૂતને ૪॥ શેર અનાજ, ૧૧ શેર બટાકા, ૨ શેર બીજા શાકભાજી તથા ૩॥ રૂબલ રોકડા મળે છે જો કોઈ કુટુંબને તેના ખર્ચ કરતા વધુ મળતું હોય તો, તે વધેલી વસ્તુ વેચી શકે છે ફાર્મ પાસે બે મોટર ખટારા છે, જે ફાર્મની અને ફાર્મના સભ્યોની વસ્તુઓ સ્થાનિક બજાર અને માૅસ્કોમા વેચવા લઈ જાય છે"

"સરકારી કોટા શુ દર વરસે એક સરખો જ રહે છે?" એવા પ્રશ્નનો જવાબ મળ્યો, કે "કોટા બદલાતો રહે છે સરકાર સભવિત ઉપજ અને એકરોના ધોરણે કોટા નક્કી કરે છે સરકાર ગયા વર્ષની ઉપજ, નવાં યન્ત્રો વિગેરે વસ્તુઓના ઉપયોગથી પરિચિત હોય છે અને તેના આધારે જ કોટા નક્કી કરે છે જુદાજુદા પ્રકારના યંત્રોના સંબંધમા, ઉપજનો કેટલામો ભાગ યંત્ર વિભાગને આપવો તેનો નિર્ણય પણ તે કરે છે જો અનાજનું ઉત્પાદન સારૂ થયું હોય તો યન્ત્રવિભાગને ફાયદો થાય છે આ વિભાગે વર્ષમાં કટલુ કાર્ય કર્યું તેનો એક સંયુક્ત રિપોર્ટ એ વિભાગના વડા તથા સમૂહના પ્રમુખ તૈયાર કરીને સરકારના નિર્ણય માટે મોકલી આપે છે"

જે સામુદાયિક ફાર્મ અમે જોવા ગયા હતા તેની પાસે ઈંટો બનાવવાની એક ભઠ્ઠી પણ હતી કામ થોડા વખતથી જ શરૂ થયું હતું ઈંટો હાથથી બનાવવામા આવતી હતી એક વ્યકિત એક દિવસમાં ૫૦૦ ઈંટ તૈયાર કરી શકે છે કોલોસના પ્રમુખને આ નવીન કાર્યથી ઘણો લાભ થવાની આશા હતી

આ ઉપરાંત એક લાકડાં કાપવાની મિલ પણ અમને દેખાડવામાં આવી અમે ગયા તે વખતે મકાનોનાં છાપરાં મોભેનાં લાકડાં તેમાં કપાતાં હતાં તે વખતે ૧૫ ઈંચના એક સરખા ટૂકડા ઝડપથી કપાઈ રહ્યા હતા આ પુરાણી પદ્ધતિનાં હાથે બનાવેલાં યંત્રની મારા પર ઘણી અસર થઈ શ્રી બકાઈ કીનને આ યંત્ર માટે અભિમાન હતું પરતુ અમે તેનો ફોટો લેવાની ઈચ્છા બતાવી ત્યારે અમારી સાથે આવેલા સોવિયેટ અધિકારીએ અમને રોકયા આવા પ્રારંભિક યંત્રનો ફોટો ઉતારવા દઈને સોવિયેટ ભૂમિને તેઓ લજ્જિત કરાવવા માગતા ન હતા એમ સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું

એ પછી અમારી સાથેના ખેતી નિષ્ણાતને એક બાજુએ લઈ જઈને એજ સોવિયેટ અધિકારીએ ખેડૂતો મકાનમાં અમને લઈ જવાની મનાઈ કરી આ અધિકારી માનતા હતા કે રશિયન ભાષામાં કહેલી વાત હુ સમજી શકીશ નહિ પરતુ રશિયન ભાષાના મારા ભાંગ્યા તૂટયા જ્ઞાનના આધારે હુ એ વાત સમજી ગયો અમને ખેડૂતોને ઘેર ન લઈ જતાં સમૂહના પ્રમુખને ઘેર ચહા પીવા માટે નિમંત્રણ આપવામાં આવ્યું ત્રણ ઓરડાનું લાકડાનું આ ઘર સાદુ અને સ્વચ્છ હતું તેમા એક સુવાનો ઓરડો, એક બેસવા ઉઠવાનો અને ભોજનનો ઓરડો અને એક પ્રારંભિક રીતનું રસોડુ હતું ખાવા માટે ફાર્મની કાળી રોટી, ઘઉંની રોટી, ઈંડાં, સૂકી દ્રાક્ષ, દૂધ, ચહા વિગેરે હતાં સાધારણ રીતે રશિયામાં વોડકા ખૂબ પ્રચલિત છે પણ અહીં તે ન હતો અમે અમારા તરફથી સેન્ડવીચ અને કોફી રજૂ કર્યાં અમારૂ આતિથ્ય કરનારાઓનું વર્તન મિત્રતાભર્યું હતું, પરતુ સોવિયેટ અધિકારીની હાજરી અને બહાર ચક્કર મારી રહેલા ગુપ્ત પોલીસનાં માણસોના કારણે તેઓ જરા સંકોચ જરૂર અનુભવતા હતા.

મેનોસના પ્રમુખે મને અમેરિકન ખેતી વિષે કેટલાક પ્રશ્નો પૂછયા. મે જ્યારે સહકારી સંસ્થાઓનો ઉલ્લેખ કર્યો ત્યારે તેમણે આ વાત ખૂબ રસપૂર્વક સાંભળી

ભોજન પછી અમે પ્રમુખના મકાનની ચારે બાજુનો એક એકરનો નાનો બાગ જોવા ગયા. આ બાગ અમારા સ્પાસોભવનના બાગની બરોબરીમાં

પણ આવી શકે તેવો મને ન લાગ્યો, છતા પણ મે પ્રમુખને એ માટે અભિનદન આપ્યા એ પછી અમે શિશુગૃહમા ગયા

ગામમાં સૌથી મોટા મકાનમા એક શિશુગૃહ હતું તેમા લગભગ વીસ બાળકો બે સ્ત્રીઓની સંભાળ નીચે હતા આ શિશુગૃહ સાધારણ પરતુ સ્વચ્છ અને દેખીતી રીતે જ સારી રીતે સંચાલિત હતું બારી પર જો કે પડદા ન હતા પરતુ સૂતેલાં બાળકોને જાળીવાળા કપડાં ઓઢાડવામા આવ્યાં હતા એટલે માખીઓ તેમને સતાવી શકે તેમ ન હતું અને તેઓ શાતિથી ઉંઘ લઈ રહ્યા હતા.

આ ફાર્મ વિષે બહુ જ સરસ અભિપ્રાય બાધીને અમે પાછા ફર્યા એ વાત સાચી છે કે કોઈ પણ અમેરિકન ખેડૂત આ આખી સંસ્થા જોઈને હસ્યા વિના રહે નહિ તે બે કે ત્રણ માણસો અને યત્રોની મદદથી આનાથી પણ વધારે જમીન ખેડી શકે છે અને સોવિયેટ ખેડૂત જે પરિસ્થિતિઓને સામાન્ય સમજીને તેનો ચૂપચાપ સ્વીકાર કરી લે છે તેને ઠોકર મારવાની તાકાત અમેરિકન ખેડૂત ધરાવે છે પરતુ હુ મૅસ્કોથી આવ્યો હતો, જ્યાં અનાજ અને મકાનોની ભારે મુશ્કેલી હતી, જ્યારે આ સંસ્થામા પૂરતું અનાજ, રહેવા માટે મકાનો અને પૂરતું બળતણ હતાં સોવિયેટ યુનિયનમા આટલી સગવડ હોય એ પણ એ દિવસોમાં જેવી તેવી વાત ન હતી એવા પણ દિવસો હતા કે જ્યારે ખેડૂતોને પેટ ભરવાના પણ સાંસા હતા આ વાત એવા સમયની છે કે જ્યારે ખેડૂતો પર સામુદાયિક ખેતીની પદ્ધતિ જબરદસ્તીથી લાદવામાં આવતી હતી અને ખેડૂતો તેનો વિરોધ કરતા હતા આમાંથી ઘણાએ જમીન સરકારને દઈ દેવાને બદલે તેને બાળી મૂકવનું વધુ યોગ્ય માન્યું હતું જ્યારે યુક્રેનમાં સરકારે અનાજની ઉપજનો કબજો લીધો ત્યારે વીસ લાખથી વધારે ખેડૂતો દુષ્કાળના પંજામા સપડાયા કાનિકાળમા કમ્યુનિસ્ટોએ ખેડૂતોને જમીન વહેંચી તો દીધી પરતુ એ પછી તેનું પરિણામ તમના માટે બૂરૂ આવ્યું આ ખેડૂતોએ પોતાના નિર્વાહથી થોડુક વધારે ધન ઉત્પન્ન કયુ ઉત્પન્નની દૃષ્ટિએ સારા વરસોમાં તો કામ ગમે તેમ આગળ ચાલ્યું પરતુ નઈ પણ જાતનું અનાજ મકાનમા ન રહેવાથી આછી ઉપજવાળા વર્ષોમાં અનાજની તગી પડવા લાગી ખેડૂતોનો

અનાજનો સંઘરો શરૂ કર્યો. ધીમે ધીમે કેટલાક ખેડૂતો જમીન વેચવા લાગ્યા અને ફરી એક વાર નવ નાના મોટા જમીનદાર અસ્તિત્વમાં આવ્યા; જ્યાંસુધી સત્તા પર સંપૂર્ણ કબજો ન મળ્યો ત્યાંસુધી તો લેનિને આ લોકોને ચલાવી લીધા પરંતુ સત્તા હાથમાં આવી ગયા પછી આ નાના મોટા જમીનદારોને ખતમ કરીને સરકારે સામુદાયિક ખેતીની સ્થાપના કરી અને તમામ ઉપજ પર સરકારનો અધિકાર જમાવી દીધો.

આ જુની વાત છે; પરંતુ આજે પણ સોવિયેટ યુનિયનમાં અનાજને લગતી સ્થિતિ મુશ્કેલ છે. છેલ્લા ત્રણ પાક સારા ઊતર્યા છે પણ તે અપવાદરૂપ છે. વર્ષના પાંચ પાકમાં બે પાક સારા ઊતરે તો પણ રશિયા પોતાને ભાગ્યશાળી માને છે.

પાછળથી મારા જાણવામાં આવ્યું કે કોલોસના જે સમૂહની મેં મુલાકાત લીધી હતી તે, સરેરાશ સમૂહ કરતાં ઘણો ઉચ્ચ અને સારો છે. તેમાં ૬૫ ટકા સ્ત્રીઓ કામ કરે છે પરંતુ બીજા સમૂહોમાં તેમની સંખ્યા વધારે હોય છે.

ટ્રેકટરમથકો હોવા છતાં સોવિયેટખેતીથી મુખ્યત્વે મનુષ્યશ્રમથી ચાલે છે. વાવણી અને લણણી બન્ને કામ અહીં હાથથી જ થાય છે. પોણા ભાગનું કામ જૂની પદ્ધતિથી અને ચોથા ભાગનું કામ વીસમી સદીની પદ્ધતિથી થાય છે. લેનિન આ વસ્તુથી સારી રીતે વાકેફ હતા. એટલે જ તેમણે એક વાર કહ્યું હતું, "અમને પચ્ચીશ હજાર ટ્રેકટર આપો એટલે સામ્યવાદ અમને આપો-આપ મળી જશે." આ વધારે પડતી સરળ વાત ભલે આપણે ન માનીએ, તો પણ એટલું તો સ્વીકારવું જ પડશે કે મોટા ઉદ્યોગો અને ખેતી પરસ્પર સંકળાયેલાં છે. , રશિયામાં અનાજ પૂરતું નથી. વધારે અનાજ વધુ આધુનિક યંત્રો વિના ઉત્પન્ન કરી શકાય તેમ નથી. આ યંત્રો તૈયાર કરનારા કામદારોનાં પેટ ભરેલાં નથી. વળી તેઓ થાકેલા પણ છે. એટલે ઉત્પાદન પાછળ રહી જાય છે.

હજુ રશિયાને ખેતીનું સમૂહીકરણ પૂરું કરવાનું છે. નવા મેળવેલા પ્રદેશો, ખાસ કરીને બાલ્ટિક રાજ્યોમાં તો આ કાર્યની હજુ શરૂઆત જ થઈ છે. સો પેઢીઓથી ચાલતા આવેલા નાના નાના જમીનદારો અહીં તેનો

ભયંકર વિરોધ કરી રહ્યા છે પરંતુ આ સંઘર્ષમાં ધીરેધીરે તેમનો પરાજય થતો જાય છે એ સ્પષ્ટ છે આવા બે વિરોધીઓ સાથે મૉસ્કોમાં મારે મુલાકાત થઈ બેમાંથી એક જણ પાસે એક ગાય, એક વાછરડો, એક ઘોડો અને લગભગ ૬૦ એકર જમીન છે આ જમીનને તે એકલો જ ખેડે છે તેની પાસેથી દર વરસે લગભગ ૩ ટન અનાજ, ૨।। મણ બટાટા, ૩૭ રતલ માખણ અને ૧૭૦ ઈંડા સરકાર લે છે આમાંથી કોઈ વસ્તુ ઓછી હોય તો બીજા ખેડૂતો પાસેથી લઈને પણ સરકારને ભરવી પડે છે સરકાર આ વસ્તુઓની જે કિંમત આપે છે તે બજારભાવના દસમા ભાગથી માંડીને વીસમા ભાગ સુધીની હોય છે એ માણસને કર ભરવા માટે હવે પોતાનો વાછરડો વેચવા સુધીની ફરજ પડી હતી

બીજા માણસની વાત આનાથી પણ વધુ દર્દભરી છે તેની પાસે દસ એકર જમીન અને એક ગાય છે તેને દર વરસે સરકારને ૧૭ રતલ માંસ, ૯ રતલ માખણ અને ૭ મણ દૂધ આપવું પડે છે મેં તેને પૂછ્યું, કે "એક ગાય હોવાથી સરકારને દૂધ અને માંસ બન્ને વસ્તુઓ કેવી રીતે આપી શકાય?" આ સાંભળીને તે હસ્યો અને બોલ્યો, "સરકાર એ બાબતમાં અમને કંઈ માર્ગ બતાવતી નથી અમારું કામ ચલાવવા માટે હું અને મારા એક પાડોશી સહકારથી મથી રહ્યા છીએ"

પરંતુ સમૂહથી અલગ રહેવા માટેની આ બન્ને માણસોની લડત વ્યર્થ છે સરકારની માગણી અને કર વધતા જશે અને છેવટે તેને આ સમૂહમાં જોડાવાની ફરજ પડશે ખેતીને લગતા મોરચા પર સરકાર કેવી કેવી ચાલબાજી કરે છે તે હું સારી રીતે જાણું છું સમૂહ ખેતરો પાસેથી અન્ન જની સરકારી માગણી જો દરેક એકર દીઠ બે મણની હોય, તો વ્યક્તિગત ખેડૂતને ૫ એકર સુધીની જમીન માટે દરેક એકર દીઠ ૧૫ મણ અનાજ આપવું પડે છે વધારે જમીન હોય તો આ ક્રમ વધારે ઊંચે ચડતો જાય છે ૧૫ એકર અથવા એથી વધુ જમીન હોય તો દરેક એકર દીઠ ૧૫ મણ સુધી સરકારી માગણી પહોંચી જાય છે આ રીતે સમાજવાદમાં વ્યક્તિગત સ્વતંત્ર ખેડૂતનો વિનાશ ચોક્કસ છે આમ છતાં પાશ્ચાત્ય યુરોપના ખેતીપ્રધાન ક્ષેત્રોમાં કમ્યુનિસ્ટ દળની શક્તિ વધતી જતી જોઈને મને આશ્ચર્ય થાય છે એમ લાગે છે કે ખેડૂત પોતાની મુશ્કેલીઓ

[illegible] ...વિયેટ ખેડૂતનું વાસ્તવિક ચિત્ર નથી. વધુમાં, સરકાર તરફથી અખત્યાર કરવામાં આવતો કંઈક આકરો વર્તાવ અને નિર્ણય પણ તેમને કમ્યુનિસ્ટો તરફ ઢાળી દે છે. ખાસ કરીને નૌજવાન બુદ્ધિજીવી કમ્યુનિસ્ટોનો ત્યાં ઘણો પ્રભાવ પડે છે. આમ છતાં આ ખેડૂતો પાકા છે અને સહેલાઈથી ફોસલાઈ જાય તેવા નથી.

કમ્યુનિસ્ટો ખેડૂતોનો કદી વિશ્વાસ કરતા નથી. ૧૯૪૮ના જુલાઈની ૧૪મી તારીખે જમીનકરમાં જે વધારો અને પરિવર્તન કરવામાં આવ્યાં તેની ખરાબ અસર સામુદાયિક ખેતી પર પણ થઈ. આ કાયદા હેઠળ જમીનકર ૩૦થી ૩૭ ટકા જેટલો વધારી દેવામાં આવ્યો. આ વધારાનું એવું કારણ આપવામાં આવ્યું કે સમૂહખેતી તથા ઘરના બાગ, પશુઓ અને ખેતીને લગતી બીજી વસ્તુઓના ઉત્પાદનથી ખેડૂતોની આવક પહેલાં કરતાં ઘણી વધી ગઈ છે. દેખીતી રીતે જ સરકારને એવો અનુભવ થવા લાગ્યો હતો, કે ખેડૂતો વ્યક્તિગત જમીનની ઉપજ વધારવા માટે ધાર્યા કરતાં પણ વધુ ધ્યાન આપી રહ્યા છે. એટલે સરકારે આ 'મૂડીવાદના અવશેષ" નષ્ટ કરવાનો નિર્ણય કર્યો.

સોવિયેટ સરકારી દૃષ્ટિકોણથી ખેતીનાં કેન્દ્રીકરણ અને સમૂહીકરણનો પ્રયોગ સફળ થયો છે. અનાજનું ઉત્પાદન યુદ્ધ પહેલાંના ધોરણ પર પહોંચી ગયું છે અને 'નિરંતર વધતું જાય છે.' એથી ઊલટુ, યંત્રોના ઉપયોગના કારણે ઈતિહાસમાં પહેલી વાર દુનિયાની અર્ધા કરતાં જરા ઓછી વસ્તીનો આધાર જમીન પર રહેલો છે પરંતુ આનો અર્થ એ નથી કે પ્રગતિશીલ ઔદ્યોગિક દેશોની જનતાની જેમ અહીંની ખેડૂત જનતા સમૃદ્ધ અને કાર્યનિપુણ બની ગઈ છે. આમ છતાં ખેતીના કામમાં સુધારો ચાલુ છે. ૧૯૪૮માં સોવિયેટ બજારોમાં જો કે અનાજની છત ન હતી; તોપણ તે પૂરતા પ્રમાણમાં મળતું તો હતું જ. આ બજારો ઉપરાંત વેપારી કરારો અનુસાર ગ્રેટ બ્રિટન, બેલજિયમ અને પોતાના અનુગામી રાજ્યોને સોવિયેટ, ઘઉં અને બીજા ખાદ્ય પદાર્થો આપી રહ્યું હતું.

અમેરિકા પાછા ફર્યા બાદ મને ઘણી વખત એવો સવાલ પૂછવામાં આવ્યો છે, કે "જો વિકાસની તક મળે તો સોવિયેટ ઉદ્યોગો દુનિયાના બજારોમાં અમેરિ-

કોના હરીફ બની શકશે કે?" ખાસ કરીને મધ્યપૂર્વ અને દૂરપૂર્વના અવિકસિત દેશોને નજરમાં રાખીને આ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. કોઈ પણ સરમુખત્યારી તંત્ર સંબંધમાં કોઈ પણ જાતની આગાહી કરવાનું મુશ્કેલ છે. તેમાં પણ અસ્થિર પરિસ્થિતિઓમાં સરમુખત્યારી તંત્ર કેવાં પગલાં લેશે, તેનું અનુમાન કરવાનું એથી પણ વધુ મુશ્કેલ છે.

નિકાસ પહેલાં દેશની આન્તરિક માગણી પૂરી કરવાનું આવશ્યક છે, એવી આર્થિક પદ્ધતિ જો આપણે લક્ષમાં રાખીએ તો સહેલાઈથી કહી શકાય કે સોવિયેટ સરકાર માટે પોતાની આંતરિક માગણી પૂરી કરવાનું મુશ્કેલ છે. એટલે દુનિયાના બજારોમાં હરીફ તરીકે ઉભા રહેવાનું તેના માટે શક્ય નથી. જો વ્યાપારી દૃષ્ટિથી જોઈએ, તો સોવિયેટ ઉદ્યોગો એટલા અયોગ્ય છે અને માણસો તથા સરંજામની એટલી બરબાદી થાય છે, કે ભાવની દૃષ્ટિએ તે અમેરિકન ઉત્પાદનની હરીફાઈ કરી શકે તેમ નથી. પરંતુ આ બાબતમાં જે એક વાત લક્ષમાં રાખવાની છે તે એ છે કે સોવિયેટ સરકાર મૂડીવાદી નથી તેમ લોકશાહી પણ નથી. જો જરૂર પડે તો પોતાના લોકોની જરૂરીયાતો પ્રત્યે તે ઉપેક્ષા રાખી શકે છે અને રાજકીય લાભ નજર સમીપ રાખીને ઓછા ભાવે પણ માલ વેચી શકે છે.

જે પ્રદેશોમાં વેપાર શરૂ કરવાથી રાજકીય અને આદર્શવાદી લાભ થવાની શકયતા હોય ત્યાં, જો કમ્યુનિસ્ટ મોરચો ફરજ પાડે તો સોવિયેટ, પશ્ચિમના હરીફ તરીકે હાજર થઈ શકે છે. પરંતુ હજુ કેટલાક વખત સુધી આમ બનવાનું સંભવિત નથી. પોલિટબ્યુરો મોટા ઉદ્યોગોના વિકાસને એટલો મહત્ત્વનો માને છે કે કોઈ મહાન સંકટ ઉપસ્થિત થયા વિનાં તે પોતાની અત્યારની યોજના બદલશે નહિ. નિકાસ થઈ શકે એવી વ્યાપારી વસ્તુઓનું ઉત્પાદન હજુ થોડા વખત સુધી ઘણું મર્યાદિત રહેશે. પંચવર્ષીય ત્રણ યોજનાઓ પૂરી થયા પછી જ સોવિયેટ જનતાનું ધોરણ ઊંચું લાવવાનો તે વિચાર કરશે અને ત્યારે જ વ્યાપાર માટેની વસ્તુઓનું ઉત્પાદન કરશે. એ દરમ્યાન રશિયન જનતા પોતાની જરૂરી વસ્તુઓ માટે વલખાં મારતી રહેશે. આજે તેની એવી જ સ્થિતિ છે.



# વાગ્યુદ્ધ

"છેલ્લા શિયાળામાં મારી ધીરજની પૂરતી કસોટી થઈ. ર
સરકાર પરદેશી પ્રતિનિધિઓનું અપમાન કર્યા વિના, તેમ
હેરાન કરવાની કળામાં નિપુણ છે. કેટલાક વખત સુધી
આપણો રાજદ્વારી સંબંધ તૂટી પડશે કે શું એવો ભય મને રર
કરતો હતો. પરંતુ શંકાનું કારણ ઉત્પન્ન કરનારા પ્રસંગો વી
ગયા પછી અશાંત બનાવનારી કોઈ વસ્તુ જણાઈ નહિ

----- મોસ્કો ખાતેના અમેરિકન પ્રતિનિધિ નીલ. એસ
બ્રાઉનના સેન્ટ પિટર્સબર્ગથી મોકલેલા તા. ૨૦ મે ૧૮૫૨ •
એક સંદેશનો સાર.

"અમૈત્રીપૂર્ણ સંઘર્ષ" દરમિયાન શાંતિ માટે પગલાં ભરનારા એવ
બહુ જ ઓછા માણસો હશે કે જેમનું સન્માન, સોવિયેટ પરદેશકચેરીન
પ્રચારતંત્રે, પશ્ચિમના દેશોમાં ફાટફૂટ પડાવવાના સાધન તરીકે કર્યું ન હોય
જો કે આ પ્રયાસ નિષ્ફળ નીવડયો. તો પણ તેમાંથી અમને પૂરતો બોધપા
મળ્યો. અમે એથી સમજી શકયા કે ક્રેમલિનના માંધાતાઓ શાંતિકાળમ
પણ વિશ્વાસભંગની ચાલ ચાલે છે. સોવિયેટ પ્રચાર એ એક એવી આક્રમણાત્મક
પદ્ધતિ છે, કે જે રાજનૈતિક અને મનોવૈજ્ઞાનિક મોરચા પર બહુ જ સહેલાઈથ
પલટો લઈ શકે છે, એ વાતનું સ્પષ્ટ પ્રમાણ અમને મળ્યું.

મે ૧૯૪૨માં મેં સોવિયેટ પરદેશપ્રધાન મોલોટોવ સાથે કેટલીક
એવી વાતચીત કરી હતી, કે જે ગુપ્ત રાખવાની હતી. પણ આજે સૌ કોઈ તે

જાણે છે. આ પ્રસંગ આ પ્રમાણે ઉપસ્થિત થયો; વાત એમ હતી કે અમેરિકાના પરદેશ ખાતાના આદેશથી હું અમેરિકન સરકારની પરદેશ નીતિની મક્કમતા અને સ્થિરતાની વાત સોવિયેટ નેતાઓ સમક્ષ રજૂ કરવા માટે શ્રી. મોલોટોવને મળ્યો. અમેરિકન ચૂંટણીના ભાષણોના સૂરથી અને ઉગ્રતાથી રશિયા કોઈ ભ્રમમાં કદાચ ફસાઈ જાય એવો અમને ભય હતો.

આ એ સમય હતો કે જ્યારે ૧૯૪૮ની પ્રમુખની ચૂંટણી અંગે અમેરિકામાં ત્રિમુખી ઝુંબેશ ચાલતી હતી. ડેમોક્રેટ અને રિપબ્લિકન પક્ષ ઉપરાંત શ્રી. હેનરીવોલેસ શાંતિવાંચ્છુ મતદારોનું એક અલગ જૂથ ઊભું કરવાના પ્રયાસમાં પડ્યા હતા. તેઓ ઉપરોક્ત બન્ને પક્ષોના નેતાઓ પર રશિયા પ્રત્યે "વધુ પડતી કડકાઈ"થી વર્તવાના અને એ રીતે યુદ્ધને આમંત્રણ આપવાના આક્ષેપ કરતા હતા.

જેમ જેમ ચૂંટણી આગળ વધશે તેમ તેમ આંતરરાષ્ટ્રિય પ્રશ્નો અંગેનો વાદવિવાદ ઉગ્ર બનશે અને સરકારની નીતિ બરાબર હોવા વિષે પડકાર ફેંકવામાં આવશે. એમ સ્પષ્ટ રીતે જણાતું હતું. અમારી સ્વતંત્ર ચૂંટણી પદ્ધતિથી અપરિચિત હોવાના કારણે ક્રેમલિનના સ્વામીઓ ભ્રમમાં પડી જાય એ સ્વાભાવિક હતું.

અમે જોઈ રહ્યા હતા, કે શ્રી. વોલેસના ચૂંટણી આંદોલનથી રશિયામાં ભ્રમ ફેલાઈ રહ્યો છે. પરિણામે ઈરાન અને ટર્કીની સરહદ પર રશિયન દબાણ વધી રહ્યું હતું. અને ગ્રીસના ગેરીલાઓને કમ્યુનિસ્ટ ટેકો અને સહાય પહેલાં કરતાં પણ વધુ મળી રહ્યાં હતાં. મહત્ત્વના પ્રશ્નોમાં અમેરિકન જનતામાં મતભેદ છે અને આંતરિક પ્રશ્નોમાં ગૂંથાઈ જવાથી અમારી આંતરરાષ્ટ્રિય તકેદારી ઢીલી પડી છે. એવો ખોટો ભ્રમ ચૂંટણીના આંદોલનથી રશિયામાં ફેલાય એમ અમે ઈચ્છતા ન હતા. તેની સાથોસાથ, દુનિયાની એક તાકાત તરીકે અમેરિકા પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ રાખવાની ભૂલ રશિયા કરે એમ પણ અમે ઈચ્છતા ન હતા.

એટલે ચૂંટણીનાં ભાષણો અને બીજાં નિવેદનો વચ્ચે શો તફાવત છે, તે શ્રી. મોલોટોવ દ્વારા પોલિટબ્યુરોના સભ્યોને માટે સમજાવવું એવો આદેશ

અમેરિકાના પ્રમુખ અને પરદેશપ્રધાન તરફથી મને મળ્યો. ચૂંટણીનું પરિણામ ગમે તે આવે, પરંતુ અમેરિકન પરદેશનીતિની સ્થિરતા અને મક્કમતામાં ફેરફાર થવાનો નથી, એમ સ્પષ્ટ રીતે જણાવવાની સૂચના મને મળી હતી.

પરિણામે જ્યારે મે ૧૯૪૮ના રોજ આ સંબંધમાં શ્રી. મોલોટોવને હું મળ્યો. મૈત્રી અને સૌજન્યભર્યા વાતાવરણમાં વાતચીત થઈ. આ મુલાકાતમાં મેં અમેરિકન સરકારની નીતિ સ્પષ્ટ રીતે તેમની સમક્ષ રજૂ કરી. કેટલીકવાર સુધી એક બીજાના દૃષ્ટિબિંદુ સારી રીતે સમજી શકાય એ માટે આ પ્રકારની વાતચીતના મહત્ત્વ વિષે પણ ચર્ચા થઈ. બધી વાતચીત ગુપ્ત હશે, એમ પણ સ્પષ્ટ કરવામાં આવ્યું. ત્યારબાદ મેં અમેરિકન નીતિ વિષે એક નિવેદન, વાંચી સંભળાવ્યું પરદેશખાતાએ મંજૂર કરેલી વાતોના આધારે આ નિવેદન મેં પહેલેથી જ સંભાળથી લખીને તૈયાર રાખ્યું હતું. આ નિવેદન નીચે પ્રમાણે હતું:—

"બે વર્ષ પહેલાં મેં જનરલિસિમો સ્ટેલિન અને તમારી સમક્ષ સોવિયેટ નીતિ સંબંધમાં અમેરિકન જનતાના પ્રત્યાઘાત સ્પષ્ટ રીતે રજૂ કર્યા હતા. મેં જણાવ્યું હતું, કે સોવિયેટનીતિ પોતાની સત્તા વિસ્તારવાની દિશામાં આગળ વધી રહી છે એમ અમેરિકન જનતા માને છે. તે વખતે મેં એમ પણ કહ્યું હતું, કે અમેરિકન જનતાની શાંતિપ્રિયતા જોઈને, પાડોશી દેશો પર વર્ચસ્વ જમાવવાના તથા દુનિયાની બીજી જાતિઓ પ્રત્યે ધાકધમકીનું વલણ અખત્યાર કરવાના સોવિયેટપગલાંનો અમેરિકા, ઉગ્ર વિરોધ અને પ્રતિકાર નહિ કરે એમ માની લેવામાં ભૂલ થશે. દુનિયા બે ભાગોમાં વહેંચાઈ જાય એમ જો કે અમે ઈચ્છતા નથી, અને અમારી આવકનો મોટો ભાગ લશ્કરી કાર્યોમાં ખર્ચાય એમ પણ જો કે ઈચ્છતા નથી, તો પણ બીજા દેશો પર આ જાતનો ભય આવી પડશે, તો દુનિયાનું સૌથી બળવાન રાષ્ટ્ર હોવાના કારણે, આ બાબતમાં નેતૃત્વ લેવાની અને જનતાની ઈચ્છા અનુસાર પોતાની આવકનો મોટો ભાગ પુનર્રચનામાં ન રોકતાં, વિશ્વશાંતિના સાધન તરીકે લશ્કરી કાર્યોમાં વાપરવાની અમેરિકાને ફરજ પડશે.

"કમનસીબે બે વર્ષ પહેલાં જે ભય અમને તે દિવસે લાગ્યો હતો તે સત્ય નીકળ્યો છે સોવિયેટનીતિ અંગે જે પ્રત્યાઘાતની સંભવિતતા અમે દર્શાવી હતી તે બરાબર સાબિત થઈ છે પરિણામે આજે યુરોપીય દેશો અને અમેરિકાનો સંબંધ વધુ ગાઢ બન્યો છે એટલે મારી સરકાર ઈચ્છે છે, કે હુ સંપૂર્ણ સ્પષ્ટતાથી અમેરિકન સરકારની નીતિ તમારી સમક્ષ રજૂ કરૂ, કે જેથી અમેરિકાના વલણ સંબધમા કોઈ પ્રકારનો ભ્રમ ન રહે

"અમે માનીએ છીએ કે હાલમાં જે તગ પરિસ્થિતિ છે તે સોવિયેટ નીતિ અને તેના નિયત્રણ નીચેના રાજકીય પક્ષના કારણે છે અમેરિકા અને બીજા દેશોમાં તેના કારણે ભીષણ પ્રત્યાઘાત થઈ રહ્યા છે આ પ્રત્યાઘાતો સંબંધમાં સોવિયેટ સરકાર શું માને છે તે અમે જાણતા નથી અને એ જાણવાનાં અમારી પાસે કઈ સાધન નથી એટલે હુ કેટલીક એવી ચોખવટ કરૂ છુ, કે જેને અમારી સરકાર ખૂબ મહત્ત્વની ગણે છે અને જેના સબધમા ગેર સમજૂતી રહેવી ન જોઈએ

"(૧) આંતરરાષ્ટ્રિય પ્રશ્નો સંબધમા અમેરિકન દૃષ્ટિકોણને અમેરિકન જનતાના મોટા ભાગનો ટેકો છે અને તેનો મક્કમ રીતે અમલ કરવામાં આવશે આગામી ચૂટણી અને એવા બીજા આંતરિક કારણોથી આ દૃષ્ટિકોણમા પરિવર્તન અથવા શિથિલતા આવશે એમ સમજવુ એ ભૂલ છે એવી જ રીતે કહેવાતું આર્થિક સંકટ અમારી પરદેશનીતિમાં પરિવર્તનનું કારણ બનશે એમ સમજવુ પણ ભૂલ ભરેલુ છે આજે દુનિયામા ઘણા એવા પ્રશ્નો ઉપસ્થિત થયા છે, જેને અમેરિકન જનતા આત્મરક્ષણ અને વિશ્વશાતિની દૃષ્ટિથી આવશ્યક માને છે આ પ્રશ્નો સબધમાં અમેરિકન નીતિની ગભીરતા વિષે ભૂલાવામા રહેવુ ન જોઈએ

"(૨) એથી ઊલટુ, બીજી બાજુએ અમેરિકન સરકાર એ વાત પણ સ્પષ્ટ કરવા ઈચ્છે છે, કે સોવિયેટ યૂનિયન સામે વિરાધી કે આક્રમણાત્મક ભાવના અમારી જનતામા નામ માત્ર પણ નથી અમારી નીતિ એવી છે, કે સોવિયેટ યૂનિયન જો પોતાના પડોશી દેશો પ્રત્યે મિત્રતાથી વર્તે અને તેમના પર અનુચિત દબાણ ન કરે, તો સોવિયેટ યૂનિયનનાં હિતો પર અમારી નીતિની

કઈ પણ વિપરીત અસર થાય તેમ નથી સાચી વાત તો એ છે, કે જો કમ્યુનિસ્ટો ઓછી શકિતવાળા દેશો પર જબરદસ્તીથી સત્તા જમાવીને, પરદેશી સ્વાર્થવાળી સહાયતા પહોચાડનારા શાસનની સ્થાપનાનો પ્રયાસ ન કરે, તો આજે જે ઘણી વસ્તુઓ સામે રશિયાને વિરોધ છે તે ઉત્પન્ન જ ન થાય જો એવા પ્રયત્નો હજુ પણ બંધ કરવામાં આવે તો મૉસ્કોને અણગમતી લાગતી ઘણી વાતોનો તાત્કાલિક અંત આવી જાય

"અમેરિકા અને રશિયા વચ્ચેના પરસ્પર સંબંધોની વર્તમાન સ્થિતિ અમેરિકન જનતા અને સરકાર બન્ને માટે ઊંડી નિરાશાનું કારણ છે જ્યા સુધી અમને લાગે છે ત્યાં સુધી, બીજો કોઈ માર્ગ ન હોવાથી, અનિચ્છનીય અને કષ્ટપ્રદ માર્ગ લેવાની અમને ફરજ પડે છે આમ છતાં બન્ને દેશોની મિત્રતાના સંબંધમાં અમે નિરાશા સેવતા નથી મતભેદો દૂર કરવા માટે તથા ખુલ્લા દિલથી વાતચીત કરવા માટે અમારાં દ્વાર હંમેશાં ખુલ્લાં છે અમે માનીએ છીએ, કે આંતરરાષ્ટ્રિય જીવનને જટિલ બનાવનારી ઘણી પરિસ્થિતિઓ બદલવાની શકિત સોવિયેટ નેતાઓના હાથમા છે તેઓ આ શકયતામાંથી લાભ ઉઠાવે એવી અમારી હાર્દિક અભિલાષા છે જો તેઓ એમ કરશે તો દુનિયાની પરિસ્થિતિ સ્થિર બનાવવામાં અમારો સહકાર બીજા કોઈથી ઓછો નથી એમ જોઈ શકશે "

નિવેદન પુરુ થતાં, મારી ધારણા મુજબ મોલોટોવે પ્રત્યાક્રમણ શરૂ કર્યું અમેરિકા પર એવો આક્ષેપ કરવામાં આવ્યો કે બન્ને રાષ્ટ્રોના પરસ્પરના સંબંધ અમેરિકાના કારણે જ બગડયા છે સાથોસાથ એમ પણ કહેવામા આવ્યુ કે નીતિ અંગેના અમેરિકાના નવા નિવેદન પર સોવિયેટ સરકાર વિચાર કરશે સરકારનો આદેશ મળતાં તેનો જવાબ જણાવવામાં આવશે

પાંચ દિવસ પછી ટેલિફોન પર મને તેનો જવાબ લેવા માટે બોલાવવામાં આવ્યો. શ્રી મોલોટોવની કચેરીમા હુ પહોંચ્યો ત્યારે મે તેમને ગંભીર અને ઉદાસ જોયા મારી જેમ તેમણે પણ એક નિવેદનના રૂપમાં પોતાની સરકારનો પ્રત્યુત્તર વાચી સંભળાવ્યો તેમાં જણાવવામાં આવ્યું હતું, કે "બન્ને દેશોના

પરસ્પરના સબંધો સુધરે એવી ઈચ્છામાં અમે સહમત છીએ અને આજે જે મતભેદ છે તેના પર વિચાર અને નિર્ણય કરવા માટે પણ અમે તૈયાર છીએ "

આ લાબા પ્રત્યુત્તરમા આ એક જ વાત બુદ્ધિપૂર્વકની હતી પરતુ આ વાત એવી ગેરસમજણ પર રચાયેલી હતી, કે બીજા મોટા દેશો ફ્રાસ, ઈંગ્લેંડ અને ચીનના સહકાર વિના એકલું અમેરિકા જ સોવિયેટ યૂનિયન સાથે દુનિયાના મુખ્ય પ્રશ્નો સંબધમા દ્વિપક્ષી કરાર કરવા ઈચ્છે છે આ ગેરસમજણ જાણી જોઈને પેદા કરવામા આવી હતી, કે અજાણતા ઉભી થઈ હતી એ સ્પષ્ટ નથી એ ગમે તેમ હોય પણ એટલુ તો સ્પષ્ટ જ હતુ કે અમારી પરદેશ નીતિની જે સ્થિરતા અને દૃઢતા પર અમે ભાર મૂકયો હતો તેના પર સોવિયેટ નેતાઓએ કઈ જ લક્ષ આપ્યું નહિ એટલે અમારા માટે આ પ્રત્યુત્તરનું કઈ જ મહત્ત્વ ન હતુ

નિવેદનનો બાકીનો ભાગ વારવાર થયેલા પિષ્ટપેષણના કારણે સારી રીતે જાણીતો છે એટલે તેની ફરીથી રજૂઆત કરવાનું વ્યર્થ છે "રશિયા હમેશા સૌથી સાચું હોય છે અને અમેરિકા હમેશાં ગલત હોય છે," એવી વાતોથી આખું નિવેદન ભરચક હતું વધુમા તેમા જણાવવામાં આવ્યુ હતું, કે "આંતરરાષ્ટ્રિય તગ પરિસ્થિતિ માટે એક માત્ર અમેરિકા જ ગુનેગાર છે રશિયાએ પોતાના પાડોશીઓના સાર્વભૌમત્વના ક્ષેત્રમા કદી દરમિયાનગીરી કરી નથી, જ્યારે અમેરિકા પોતાના મહાપ્રદેશથી માડીને યુરોપના દેશો સુધી આંતરિક મામલામા દરમિયાનગીરી કરી રહ્યુ છે અમેરિકા, સોવિયેટ યૂનિયનની ચારે બાજુએ લશ્કરી મથકો સ્થાપી રહ્યુ છે અને લશ્કરી કરારો કરી રહ્યુ છે અથવા કરાવી રહ્યુ છે રશિયા પોતાના વ્યાપારી કરારને વળગી રહ્યુ છે પરતુ નાણા લઈ લેવા છતા જરૂરી વસ્તુઓ રવાના નહિ કરીને અમેરિકા રશિયા સામે ભેદભાવ દર્શાવી રહ્યુ છે "

આના જવાબમા મે કહ્યુ, કે "ઘેરો, યુદ્ધની ધમકીઓ અને લશ્કરી મથકો બનાવવાના સબધમા તો હુ માત્ર એટલું જ કહીશ, કે અમારો સમગ્ર ઇતિહાસ આક્રમણાત્મક યુદ્ધની આશંકા દૂર કરે છે સોવિયેટની પોતાનો પ્રદેશ વિસ્તારવાની નીતિના કારણે જ ભયભીત બનીને પશ્ચિમના દેશો

પોતાનો સંબંધ વધુ ગાઢ બનાવી રહ્યા છે. જે બનાવો બન્યા છે તે આ વસ્તુનું સત્ય વ્યક્ત કરનારા છે.

"પોતાના પાડોશી દેશો સાથેના રશિયાના સંબંધ ગાઢ હોવા જોઈએ, એ વાતનો અમે સ્વીકાર કરીએ છીએ. આમ છતાં યુરોપની નવરચના સામેનો રશિયાનો વિરોધ જોઈને અમને આશ્ચર્ય થયું. યુરોપની નવરચનાનો અમારો આ કાર્યક્રમ સદ્‌ભાવનાથી પ્રેરાયેલો છે. શ્રી. મઝારિક અને શ્રી. ગોટવાલ્ડની મૉસ્કોની મુલાકાત પછી ઝેકોસ્લોવેકિયાએ પેરિસમાં થનારી પુનર્રચના પરિષદમાં જોડાવાનો જ્યારે ઈનકાર કર્યો ત્યારે અમને દુઃખ થયું. અમે રશિયાના માર્કસવાદી વિચારોના કારણે તેનો વિરોધ કરતા નથી. પરંતુ આ વિરોધ એટલા માટે છે, કે જનતાના મોટા ભાગની ઈચ્છા વિરુદ્ધ ગેરકાયદેસર સાધનોથી કમ્યુનિસ્ટ લઘુમતીને સત્તા પર અધિકાર મેળવતાં અમે ઘણી વખત જોઈ ચૂકયા છીએ. અમને ખાત્રી છે કે સોવિયેટની નૈતિક અને ભૌતિક સહાયતા વિના લઘુમતી તરફથી આ ભીષણ આક્રમણ અશકય હતું.

"વ્યાપારને લાગેવળગે છે ત્યાં સુધી રશિયા સાથેનો સંબંધ વધારવામાં અમને આનંદ થશે. યુદ્ધના કારણે પીડિત રશિયાની આર્થિક નવરચનામાં સહકાર આપવા અમેરિકા તૈયાર છે. ધીરાણ પટ્ટામાં રશિયાના મહત્ત્વના ઉદ્યોગો માટે કિંમતી યંત્રો આપીને અમે આ દિશામાં અમારી સદ્‌ભાવનાનું પ્રમાણ આપી શકયા છીએ. એટલે અમારી નીતિમાં આવેલા હાલના પરિવર્તનનું કારણ પણ સોવિયેટ વિસ્તારનીતિ છે.

'"અમે સારા અને તું ખરાબ" એવા ઝઘડામાં અમે પડવા માગતા નથી, પરંતુ ભૂતકાળના કરારનો જો હુ ઉલ્લેખ કરું, તો મારે કહેવું જોઈએ કે રૂઝવેલ્ટ લિટવિનોફ કરારની એક શરત સિવાય બાકીની બધી શરતોનો રશિયા ભંગ કરી ચૂકયું છે. જો કોઈ પણ શરતને રશિયા હજુ સુધી વળગી રહ્યું હોય તો તે મૉસ્કોમાં અમેરિકન પાદરીની હાજરીની શરત છે. પરંતુ આ વાતો એવી નથી, કે જેના પર ભાર મૂકવાથી કંઈ ફાયદો થાય. આ બાબતમાં મારે વધારે કંઈ કહેવું નથી. અમેરિકન સરકારની સ્થિતિ અને

નીતિ હું સ્પષ્ટ કરી ચૂક્યો છું. સોવિયેટ સરકારનો ઉત્તર હું તરત જ વૉશિંગ્ટન રવાના કરીશ."

ત્યાર બાદ મુલાકાત પૂરી થઈ. મને લાગતું વળગતું હતું ત્યાં સુધી હવે વધુ વાતચીત કરવાનો પ્રશ્ન જ રહેતો ન હતો. કોઈ પણ જાતના દ્વિપક્ષી કરાર કરવાનો અમેરિકાનો હેતુ ન હતો. એટલે આ મુલાકાતને બીજે દિવસે જ હું માછલીનો શિકાર કરવા માટે વિમાનદ્વારા નોરમન્ડી (ફ્રાંસ) રવાના થઈ ગયો. પરંતુ હવામાં ઊડતાં હજુ વધુ વાર થઈ ન હતી, ત્યાં તો મૉસ્કો રેડિયો પર મોલોટોવના પ્રત્યુત્તરની ઘોષણા મેં સાંભળી. આ ઘોષણામાં અમારા નિવેદનનો કંઈ જ ઉલ્લેખ ન હતો. માત્ર દ્વિપક્ષી કરાર પર ભાર મૂકવામાં આવ્યો હતો. વિમાનમાં રાખેલા રેડિયો પર આ ઘોષણા સાંભળીને મને ખૂબ જ આશ્ચર્ય થયું અને શરમ પણ એટલી જ આવી.

શરમનું કારણ એ હતું, કે શરૂઆતમાં જ્યારે અમેરિકન નીતિના સ્પષ્ટીકરણની વાત અમેરિકાના પરદેશ વિભાગમાં ચાલી ત્યારે કોઈએ તેનો વિરોધ કર્યો અને કહ્યું, કે "સોવિયેટ સરકાર રાજદ્વારી વિશ્વાસનો ભંગ કરીને આ વસ્તુને પ્રચારનું એક નવું સાધન કદાચ બનાવી લેશે." આ વિષે મારો અભિપ્રાય માગવામાં આવ્યો. જવાબમાં મેં લખ્યું હતું, કે "આવી વાતો વિષે સોવિયેટ સરકાર ખૂબ જ સાવચેત છે. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી રાજદ્વારી (એલચીઓને લગતા) વિશ્વાસનો ભંગ તેણે કદી કર્યો નથી."

પરંતુ વિમાન જ્યારે બર્લિન તરફ આગળ વધી રહ્યું હતું ત્યારે હું સમજી ચૂક્યો કે સોવિયેટ સરકારની નિષ્ઠા સંબંધમાં મેં ખૂબ જ ગલત અનુમાન કર્યું હતું. અમેરિકન દૃષ્ટિકોણની આ જાતની ખોટી વ્યાખ્યા, યુરોપના પાટનગરોમાં કેટલી ઉથલપાથલ કરી શકે અને અમેરિકન મતદારોમાં કેટલી ઉત્તેજના ફેલાવી શકે એ હું સમજી શકતો હતો.

સદ્‌ભાગ્યે પરદેશપ્રધાન માર્શલ સજ્જ હતા. તેમણે તરત જ એક નિવેદન બહાર પાડીને એવી ચોખવટ કરી, કે "અમે રશિયા સાથે કોઈ પણ પ્રકારની દ્વિપક્ષી કરારની વાતચીત કરી રહ્યા નથી. અમે ઇચ્છીએ છીએ, કે

રશિયા માત્ર વાતોથી નહિ પણ પોતાના કૃત્યોથી સાબિત કરે કે વિશ્વશાંતિ માટે તેની સાચી નિષ્ઠા છે અને હાલના જટિલ પ્રશ્નોના ઉકેલ માટે સમજૂતી કરવાની તેની ખરેખર ઈચ્છા છે"

આ રીતે સોવિયેટ સરકારને આ પ્રકરણમાં જો વધુમાં વધુ કોઈ સફળતા મળી હોય તો તે કેવળ અસ્થાયી પ્રચારને લગતી સફળતા! પરંતુ આ સફળતા તેણે એવા હલકા સાધનના આધારે પ્રાપ્ત કરી હતી, કે બીજા દેશોના જેવો વ્યવહાર રશિયા સાથે રાખવાનો પ્રયાસ સર્વથા અશક્ય છે એવો બોધપાઠ આખી દુનિયાને મળી ગયો.

આ પ્રકરણનો આટલા વિસ્તારપૂર્વક મેં એટલા માટે ઉલ્લેખ કર્યો છે, કે સોવિયેટ પ્રચારની નીતિ-રીતિનો હુ સંપૂર્ણ ચિતાર આપવા માગતો હતો અને એમ પણ બતાવવા માગતો હતો, કે આ પ્રચાર સોવિયેટની આંતરિક અને બહારની નીતિનું એક મુખ્ય સાધન છે ગોબેલ્સના નામચીન પ્રયત્નો કરતાં પણ આ પ્રચાર તેની ટેકનિક અને સ્વરૂપમાં ચાર ચાસણી ચડે તેવો છે

સોવિયેટ પ્રચારકો આ જાતના વાંકાચૂકા પ્રચારમાં સિદ્ધહસ્ત છે અર્ધી સદીની ક્રાંતિકારી રીતોના અનુભવોમાંથી તેઓ બોધપાઠ લે છે નાઝીઓથી ઘણા વર્ષ પહેલા તેમણે આવા ગોટાળા અને દગાબાજીની કલામા કુશળતા મેળવી છે કોઈ પણ સમયે તેઓ પોતાની અપીલનું ધોરણ પલટાવી શકે છે, પક્ષ પરિવર્તન કરી શકે છે અથવા પહેલા જે આંદોલન તેમણે પોતે ચલાવ્યું હોય તેનો વિરોધ કરી શકે છે પૂર્વ યુરોપમા રાષ્ટ્રિયતા પર રચાયેલી દેશભક્તિ મીટાવવામા તેઓ પ્રવૃત્ત બને છે, જ્યારે ઈંડોનેશિયા અને બીજા દેશોમાં દેશભક્તિને ઉત્તેજન આપવાનું કામ પણ કરે છે રાષ્ટ્રસંઘ અને બીજી આંતરરાષ્ટ્રિય સસ્થાઓમા તેઓ રાષ્ટ્રિય સાર્વભૌમત્વ પર ભાર મૂકે છે પણ યુગોસ્લાવિયાના માર્શલ ટીટોને દુશ્મન તરીકે જાહેર કરીને તેને પદભ્રષ્ટ કરવાની માગણી કરે છે ત્યારે તેમને એમા કોઈ જાતનો આંચકો લાગતો નથી

સોવિયેટ યુનિયનની પરદેશનીતિ અને આંતરરાષ્ટ્રિય કમ્યુનિસ્ટોના હેતુ, પરસ્પર એક બીજા સાથે એટલા સકળાયેલા છે, કે બન્ને વચ્ચે કોઈ તનો ફરક રહેતો નથી રશિયા આંતરરાષ્ટ્રિય કમ્યુનિસ્ટોનું કેન્દ્ર છે સોવિયેટનાં

સાધનો, ધન અને નૈતિક સમર્થન તેને મળ્યાં છે જ્યા ભૌગોલિક સ્થિતિ અનુકૂળ છે અને પશ્ચિમની સાવધાનતા કોઈ જાતનો અવરોધ મૂકી શકે તેવી હોતી નથી, ત્યા સોવિયેટ શાસનનું ભૌતિક સમર્થન પણ મળે છે આનું પરિણામ એ આવ્યું છે, કે કાર્લ માર્કસના સિદ્ધાંતોની લેનિન— સ્ટેલિન વ્યાખ્યાઓ તથા સદીઓના પુરાણા રશિયન સામ્રાજ્યવાદના વિચારોના સમિશ્રણથી એક નવા સ્ટેલિનવાદનો જન્મ થયો છે

રશિયન પ્રચારની શકિત સમજવા માટે એ વસ્તુ યાદ રાખવી આવશ્યક છે કે અખબારો, રેડિયો, રંગભૂમિ, ફિલ્મો, નૃત્યગૃહો, પુસ્તકો, ટેલિવીઝન વિગેરે તમામ સાધનો પર રશિયન સરકારનો અધિકાર છે સોવિયેટ યૂનિયનની બહારના દેશોના કમ્યુનિસ્ટ પક્ષોને આક્રમણની પહેલી હરોળ માનવામા આવે છે એટલુ જ નહિ, પણ તેમની પાસેથી એથી પણ વધુ માગણી કરવામા આવે છે ૧૯૨૫મા સ્ટેલિને કહ્યુ હતુ, કે "સોવિયેટ યૂનિયનનુ સમર્થન" એ સમસ્ત કમ્યુનિસ્ટોનું મુખ્ય કર્તવ્ય છે"

૧૯૪૭મા સોવિયેટ સિવાયના બીજા કમ્યુનિસ્ટો તરફથી તેનો ઉચિત જવાબ આપવામા આવ્યો ફ્રાંસ અને ઈટલીના મજૂર ફેડરેશનો તરફથી કોમિન્ફર્મમાં બોલતા મેં. ફ્રેંજોન અને બિતોસ્સીએ સંપૂર્ણ બળથી સોવિયેટ યૂનિયનનું રક્ષણ કરવાની ખાત્રી આપી બીજા તો ઠીક પણ, અમેરિકન કમ્યુનિસ્ટ પક્ષે પણ આ પ્રસંગે વચન આપ્યું કે સોવિયેટ યૂનિયનની વિરુદ્ધ યુદ્ધ થશે તો અમે અમેરિકા તરફથી લડશું નહિ

બીજા દેશોના કમ્યુનિસ્ટોને સોવિયેટ સહાયતા અને આદેશ મળવાની વાત, ૧૯૪૯માં પેરિસ શાંતિ પરિષદના પ્રસંગે ઝેકોસ્લોવેકિયાના ભૂતપૂર્વ મદદનીશ પરદેશ પ્રધાન ડૅ. વ્લાડીમીર ક્લેમેન્ટિસ સાથે થયેલી મારી વાતચીતમાં સ્પષ્ટ થઈ હતી એકાંતમાં થયેલી આ વાતચીતમાં, ક્રેમલિન તરફથી બીજા દેશોના કમ્યુનિસ્ટોને સહાયતા અને આદેશ મળે છે એ વાત આડકતરી રીતે તેમને કબૂલ કરવી પડી હતી

આ છે સોવિયેટ પ્રચારતંત્રનું સંપૂર્ણ ચિત્ર કે જે ૧૯૪૮ની વસત ઋતુથી ખાસ કરીને બ્રિટન અને અમેરિકા તથા સામાન્ય રીતે સમસ્ત પશ્ચિમના

દેશો પર પ્રહાર કરી રહ્યું છે. અમેરિકા વિરુદ્ધનું આંદોલન તો અત્યાર સુધીમાં એટલું ઉગ્ર બની ચૂક્યું છે, કે સોવિયેટ પ્રચારકો અમને "લૂટારા, લાલચુ, બહેકી ગયેલા ફાસિસ્ટ પશુઓ" જેવા વિશેષણો પણ આપે છે.

સોવિયેટ વલણ આટલું અન્યાયી, અનુચિત, અમારી યુદ્ધ સમયની અને યુદ્ધ પછીની સેવાને ઉતારી પાડનારૂં, જુઠાણાભર્યું, ભ્રમોત્પાદક, અમારી અમેરિકન પ્રજાતંત્ર, વૈજ્ઞાનિક પ્રગતિ, અખબારો વિગેરેનો ઉપહાસ કરનારૂં, તિરસ્કારભર્યું અને અમારી નિષ્ઠા વિષે ભ્રમ ઉત્પન્ન કરનારૂં હોય એની અમને ચિંતા નથી. અલબત્ત, આ બધી વાતો અમને પસંદ નથી; છતાં પણ આ જૂઠાણા અને બદનામીથી અમે ડરતા નથી. અમારા ભયનું કંઈ કારણ જો હોય તો તે એ છે, કે સોવિયેટ પ્રચાર આંતરરાષ્ટ્રિય અવરોધ અને ભીરુતા ઉત્પન્ન કરે છે. આ વસ્તુ જોખમકારક છે. અમેરિકા વિષે એવો ચિતાર આપવામાં આવે છે, કે તે એક પ્રત્યાઘાતી, આપખુદ, સામ્રાજ્યવાદી રાષ્ટ્ર છે અને આખી દુનિયા પર પોતાનું વર્ચસ્વ જમાવવા માગે છે બીજી બાજુએ તેને વિનાશ પ્રત્યે આગળ વધી રહેલું, ઝઘડાખોર અને સાચી શકિત ઉત્પન્ન કરવામાં અસમર્થ એવું બતાવવામાં આવે છે. અમારી આર્થિક પદ્ધતિને બેકારી વધારનારી, ઔદ્યોગિક ઝઘડાઓથી ભરચક, ધનિકોને વધુ ધનવાન અને ગરીબોને ગુલામ બનાવનારી અને એજ કારણોથી વિનાશ તરફ આગળ વધી રહેલી ચીતરવામાં આવે છે; જ્યારે અમારા રાષ્ટ્રના પ્રમુખ અને કોંગ્રેસ નેતાઓની પરદેશ અને સ્વદેશ નીતિ, કેટલાક આપખુદ પ્રત્યાઘાતીઓની અને લોકોના સમર્થન વગરની હોવાનો પ્રચાર કરવામાં આવે છે જનતાને સંપૂર્ણ રીતે શોષિત, ભાવિ માટે ભયભીત અને પ્રજાતંત્ર માટે ટળવળતી દર્શાવવામાં આવે છે અને તેની અંતિમ આશા સોવિયેટ યુનિયન પર કેન્દ્રિત થયેલી હોવાનું જણાવવામાં આવે છે.

અશિક્ષિત સોવિયેટ જનતાને બદલે સોવિયેટ નીતિના સર્જકોનું નાનું દળ જ્યારે પોતાને હાથે જ તૈયાર કરેલો શરાબ પોતે જ પીએ છે, ત્યારે અનૈતિક ઈરાદા રાખવા છતાં, એ ઈરાદા પૂરા કરવા માટે અસમર્થ એવા સોવિયેટ પ્રચારતંત્ર દ્વારા રજૂ થતું અમેરિકન સરકારનું આ ચિત્ર વધુ ભયજનક બની

જાય છે. આ શરાબનો નશો બહુ તેજ હોય છે અને એ નશાથી તેઓ ભ્રમિત બની જાય છે.

રશિયન પ્રચારકોના આક્ષેપો કરનારાં વિશેષણોનો ભંડાર જોઈને કોઈ પણ વ્યક્તિને આશ્ચર્ય થયા વિના રહે નહિ. "ચીતેલસ્કાયા ગેઝેટ" ના એક નાનકડા લેખમાં અમેરિકન અને બ્રિટિશ "બુર્ઝવા નીતિ" ને "મનુષ્ય-ભક્ષ" "દગાબાજ", "નિર્દય," "ભ્રમોત્પાદક", "અમાનુષી", "જાનવર," "ઢોંગી," "ભાડૂતી", "અનૈતિકતાથી પોષાયેલી," "દૂષિત ભાવના-ઓની અસરથી રચાયેલી," વિગેરે વિશેષણો આપવામાં આવ્યાં હતાં. ખૂબી એ છે, કે આ ગાળોનો વરસાદ સાંભળવા અમે ટેવાઈ ગયા છીએ. પરંતુ આ બાબતમાં આપણે બે મહત્ત્વની વાતો ભૂલી જઈએ છીએ.

પહેલી એ કે જે વસ્તુ રશિયા કરી રહ્યું હોય અથવા કરવાનો ઈરાદો રાખતું હોય એજ વસ્તુ માટે તે બીજા રાષ્ટ્રો પર જબરદસ્ત પ્રહાર કરે છે. બીજી વાત એ છે, કે જે કપટ, જૂઠાણું અને બચાવનો ઉપયોગ બીજા દેશો યુદ્ધ દરમિયાન કરે છે તેનો ઉપયોગ સોવિયેટ રાષ્ટ્ર, શાંતિસમયમાં પણ કરે છે. ઘણાને એવું આશ્ચર્ય થાય છે, કે આમ કરવાનું કારણ શું ? સ્ટેલિનના શબ્દોમાં તેનો ઉત્તર એવો છે, કે "કામદાર વર્ગની સરમુખત્યારીને બીજા બધા દેશોની સામ્રાજ્યશાહી ઊલટાવી નાખવા માટે આ આધાર લેવાની જરૂર પડે છે."

સોવિયેટ પ્રચારની એક બીજી વિશેષતા, શબ્દો અને વાક્યોના અર્થમાં પરિવર્તન કરી નાખવાની છે. પ્રજાતંત્ર, સ્વતંત્રતા વિગેરે શબ્દોનો ત્યાં કોઈ બીજા જ અર્થમાં ઉપયોગ કરવામાં આવે છે. એવી જ રીતે રાષ્ટ્રિય સાર્વ-ભૌમત્ત્વની પરિભાષા પણ ત્યાં પ્રચલિત પરિભાષાથી જુદી છે.

પરંતુ મૉસ્કોના નિવાસ દરમિયાન ક્રેમલિન તરફથી સ્વદેશમાં થતો મિથ્યા પ્રચાર, જેટલો અમારી ચિંતાનું કારણ હતો તેટલો સોવિયેટનો પરદેશી પ્રચાર ન હતો, કારણ કે, યુદ્ધ સમયમાં સોવિયેટ જનતામાં અમેરિકા પ્રત્યે જે સદ્ભાવના ઉત્પન્ન થઈ હતી અથવા તો જે સદ્ભાવના અમેરિકન ઉદ્યોગો અને વૈજ્ઞાનિક પ્રગતિ અંગે સોવિયેટ જનતામાં પહેલેથી હતી તે

આ જાતના પ્રચાર દ્વારા નષ્ટ કરવામાં આવતી હતી. અખબારો અને રેડિયો ઉપરાંત રંગભૂમિ વિગેરેનો ઉપયોગ પણ આ કાર્યમાં થવા લાગ્યો હતો.

"પ્રવદા"માં એક લેખ પ્રગટ થયા પછી મૉસ્કોના સર્કસોમાં કોઈને કોઈ અમેરિકા વિરુદ્ધની મજાક રહેતી જ. "રશિયન પ્રશ્ન" નામનું એક અમેરિકાવિરોધી નાટક સોવિયેટ યુનિયનના પાંચસો થિએટરોમાં રજૂ થઈ ચૂક્યું હતું. આ લેખ પ્રગટ થયા પછી આવાં નાટકોનો સૂર વિશેષ ઉગ્ર થવા લાગ્યો હતો. થોડા દિવસથી રશિયન ભાષામાં નીકળતા અમારા પત્ર "અમેરિકા"નું "સન્માન" એક આવા જ નાટક દ્વારા કરવામાં આવ્યું હતું. આ નાટકમાં અમેરિકન વૈજ્ઞાનિકોને પૈસાના લાલચુ બનાવવામાં આવ્યા હતા. કથાનક કંઈક આ પ્રમાણે હતું :—

"બે રશિયન વૈજ્ઞાનિકોએ એક નવી ઔષધિની શોધ કરી. આ નવા ઈલાજનો આખી દુનિયા લાભ લઈ શકે એવી ભાવનાથી પ્રેરાઈને તેણે એ વિષેની સૂચના સૌથી પહેલાં "અમેરિકા" પત્રમાં પ્રકાશન માટે મોકલી. પરિણામ એ આવ્યું કે આ લેખ વાંચ્યા પછી કેટલાક અમેરિકન વૈજ્ઞાનિકો ઔષધિની માહિતી મેળવવા માટે રશિયન વૈજ્ઞાનિકો પાસે ગયા અને તેમને દવા બનાવવાની ફોર્મ્યુલા પૂછવા લાગ્યા. તેમની દાનત એવી હતી, કે ફોર્મ્યુલા જાણી લઈને કોઈ શ્રીમંત અમેરિકનને મોટી કિંમતે તે વેચી નાખવી. એક રશિયન જનરલને જ્યારે વૈજ્ઞાનિકોના આગમનની ખબર પડી, ત્યારે તે રશિયન વૈજ્ઞાનિકોની પ્રયોગશાળામાં પહોંચ્યો અને ફોર્મ્યુલા ન બતાવવા પર ભાર મૂકયો. વિજ્ઞાનમાં સંકુચિતતા ન હોવી જોઈએ એવા સિદ્ધાંત ખાતર વૈજ્ઞાનિકોએ જ્યારે રશિયન જનરલની વાત ન માની ત્યારે જનરલે અમેરિકનો તરફ ફરીને તેમને એવી કેટલીક દવાઓની ફોર્મ્યુલા પૂછી કે જેની શોધ તેમણે જ કરી હતી. પરંતુ અમેરિકનોએ આ ફોર્મ્યુલા બતાવવાનો ઈનકાર કરતાં એવું બહાનું કાઢ્યું, કે અમે એ ફોર્મ્યુલા પહેલેથી બીજાને વેચી નાખી છે. (આ દૃશ્યમાં હાજર રહેલી જનતાએ ખાસ રસ લીધો) ત્યારબાદ મામલો - સ્ટેલિન સમક્ષ ગયો. એક રશિયન વૈજ્ઞાનિકે આ બનાવ માટે ખેદ દર્શાવ્યો એટલે તેને છોડી દેવામાં આવ્યો. બીજા વૈજ્ઞાનિકને પ્રયોગશાળામાં જવાની

મનાઈ કરવામાં આવી ત્યારબાદ નીચેના શબ્દો સાથે પડદો પડયો, "ભવિષ્યમાં તમામ વૈજ્ઞાનિક શોધોથી સોવિયેટ જનતાને પહેલી સગવડ આપવામાં આવશે"

બાળકોના અખબારોમાં અમેરિકા વિરુદ્ધના લેખોને ખાસ પ્રધાન્ય આપવામાં આવે છે આ લેખો દ્વારા શરૂઆતથી જ તેમને અમેરિકનો પ્રત્યે તિરસ્કારવૃત્તિ રાખવા માટે તૈયાર કરવામા આવે છે 'પાયોનરસ્કાયા પ્રવદા"માં પ્રગટ થયેલો નીચેનો લેખ તેનું એક સામાન્ય ઉદાહરણ છે

"અમેરિકા સૌથી વધુ સમૃદ્ધ મૂડીવાદી દેશ છે ૧૯૧૪થી ૧૯૧૮ સુંધીના અને ૧૯૩૯ થી ૧૯૪૫ સુધીના બન્ને મહાયુદ્ધોમાથી તેણે ખૂબ લાભ ઉઠાવ્યો છે, આ યુદ્ધોમા બીજા દેશોના લાખો માણસો મર્યાં, ભયકર વિનાશ થયો પરતુ અમેરિકાએ શસ્ત્રો અને બીજો સામાન વેચીને ખૂબ કમાણી કરી તેનું ઉત્પાદન વધ્યું મૂડીવાદીઓની મૂડી ચારગણી થઈ ગઈ દુનિયાના બધા દેશો તેના દેવાદાર બન્યા

"હવે અમેરિકાના પ્રમુખ, સેનેટરો અને સેનાપતિઓ એમ માને છે કે અમેરિકા આખી દુનિયાનું માલિક છે જેઓ તેમની સમક્ષ નમવા તૈયાર ન હોય તેમને આણ્વિકબોમ્બના બળથી નમાવી શકાશે એમ તે માને છે

"પરતુ અમેરિકાના લોકો સુખી નથી તેઓ પહેલા કરતા પણ વધુ ગરીબાઈની હાલતમાં રહે છે તેમના વેતનના દર પણ પહેલાં કરતા ઘટી ગયા છે સોવિયેટનો દરેક મનુષ્ય જાણે છે, કે ઉત્પાદન વધવાથી જીવનધોરણ ઊંચું બનશે પરતુ અમેરિકામાં મૂડીવાદના કારણે આનાથી વિપરીત સ્થિતિ છે આખી મૂડી પર પચાસ સાઠ મૂડીવાદીઓ કબજો જમાવી બેઠા છે તેઓ અબજો રૂપીયા કમાય છે ૧૯૪૫માં તેમણે વસ્તુઓના ભાવ ૪૬ ટકા વધારી દીધા પરતુ કામદારોની મજૂરી ન વધારી.

"ઉત્પાદન વધવાથી હવે અમેરિકામાં માલના ઢગલા ખડકાઈ ગયા છે પરતુ ખરીદનાર કોઈ નથી પરિણામે મિલો અને કારખાના બંધ થઈ રહ્યાં છે અને બેકારી વધી રહી છે લોકોની ખરીદશક્તિ દિનપ્રતિદિન ઘટતી જાય છે અમેરિકાની જનતા સંકટના આરે ઊભી છે

"પરંતુ અમેરિકાના પ્રમુખ, સેનેટરો અને કૉંગ્રેસના સભ્યો એના પર બિલકુલ ધ્યાન આપતા નથી. તેઓ જાણે છે, કે સંકટ આવશે તો મૂડીવાદીઓનું કંઈ બગડવાનું નથી. વળી તેઓ એ પણ જાણે છે, કે આવું સંકટની સ્થિતિ ઊભી થશે તો તેઓ બીજા દેશોને જબરદસ્તીથી અમેરિકને માલ ઊંચા ભાવે ખરીદવાની ફરજ પાડી શકશે.

"દક્ષિણ અમેરિકાના દેશો પર અમેરિકાની સંપૂર્ણ સત્તા છે. અહીં આજ્ઞાપાલક પ્રત્યાઘાતીઓ અમેરિકન મૂડીને સહાયતા આપી રહ્યા છે. પરંતુ અમેરિકન સામ્રાજ્યવાદીને એટલાથી સંતોષ નથી. હવે તેઓ આખી દુનિયા પર કબજો મેળવવા માગે છે. એટલા માટે અમેરિકન પ્રમુખે અમેરિકન અંકુશ નીચે રહેવાની શરત સ્વીકારનારા દેશોને ધન અને શસ્ત્રોની મેદદ આપવાની ઘોષણા કરી છે.

"અમેરિકાને ગ્રીસ અને ટર્કી એ બે દેશો તેના બંધનમાં આવવા માટે મળી ગયા છે. પરંતુ એટલાથી તેને સંતોષ નથી. તેઓ સમસ્ત યુરોપ પર સત્તા જમાવવા માગે છે પરિણામે માર્શલ યોજના ઘડવામાં આવી છે. આ યોજનાની ચાલાકી સ્પષ્ટ છે.

"એક તો એ, કે કયા દેશે શું ઉત્પન્ન કરવું અને કયા માલની ખરીદી અમેરિકા પાસેથી કરવી તેનો નિર્ણય અમેરિકા પોતે જ કરશે. બીજું એ, કે જે દેશો મૂડીવાદી હોય તેને જ અમેરિકા મદદ કરશે. કોઈ પણ જાતના આયોજનની મનાઈ છે. ત્રીજું એ, કે હિટલરે જે દેશોનો વિનાશ કર્યો તેની નવરચના ન કરતાં અમેરિકા હિટલરના જર્મનીની જ નવરચના કરશે. અમેરિકા જર્મનીને ફરીથી શકિતશાળી ઔદ્યોગિક રાષ્ટ્ર બનાવવા માગે છે. ચોથું એ, કે જર્મન અને અમેરિકન મૂડીવાદીઓને યુરોપના સ્વામી બનાવવામાં આવે છે

"સોવિયેટ નેતૃત્વ નીચે ઘણા દેશોએ આ યોજનાનો અસ્વીકાર કર્યો છે. કેટલાક દેશોએ તેનો સ્વીકાર તો કર્યો છે પરંતુ ત્યાં જાતજાતની ગરબડ ઊભી થઈ છે. ઈંગ્લાંડ, ફ્રાંસ, ઇટલી અને બીજા દેશોના લોકો અમેરિકાની જાળમાં ફસાઈ જવાની પ્રધાનોની મૂર્ખતાની નિંદા કરી રહ્યા છે."

આવા અવિશ્વાસ અને તિરસ્કાર ભરેલા મિથ્યાપ્રચારનો સામનો કરવા માટે અને આ જૂઠાણાને ખોટું ઠરાવવા તથા સોવિયેટ લોકો સમક્ષ સાચી વાતની રજૂઆત કરવા માટે શું કરવું જોઈએ એનો વિચાર કરવાની અમને ફરજ પડી.

આ સંબંધમાં એક પ્રયત્ન "અમેરિકા" પત્રના રૂપમાં પહેલેથી ચાલુ હતો. આ પત્રનો પ્રચાર રશિયામાં લગભગ ૫૦ હજાર સુધી હશે. પરંતુ આ પત્રનો પ્રત્યેક શબ્દ સેન્સર થતો હોવાથી અને તેની વહેંચણીનો બધો પ્રબંધ સોવિયેટ સરકારના હાથમાં હોવાથી એકલા આ પત્રથીજ કામ ચાલે એવો સંભવ ન હતો.

અમેરિકન પુસ્તકો અને ફિલ્મોનો પ્રચાર કરવાથી તથા બન્ને દેશોના વિદ્યાર્થીઓ અને ટેકનિકલ માણસોને પરસ્પર મુલાકાત માટે મોકલવાથી આ કાર્ય બની શકે તેમ હતું. પરંતુ અમારા તરફથી સંપૂર્ણ પ્રયત્ન કરવા છતાં વિદ્યાર્થીઓની મુલાકાતોની બાબતમાં અમને સફળતા ન મળી. રશિયન સરકારે અમેરિકન પુસ્તકો અને ફિલ્મોનો નિરંકુશ પ્રચાર અશક્ય બનાવી દીધો. હજુ પ્રયાસ જો કે ચાલુ છે, તો પણ તેનુ પરિણામ ભવિષ્યના ગર્ભમાં છે.

આવી સ્થિતિમાં અમેરિકન રેડિયો પર રશિયન ભાષામાં માહિતી આપવાનો અમે નિર્ણય કર્યો. મૉસ્કોનું એલચીખાતું અને અમેરિકાનું પરદેશખાતું લાંબા વખતથી આ વ્યવસ્થાની આવશ્યકતા જોઈ રહ્યાં હતાં. પરિણામે ૧૭મી ફેબ્રુઆરી ૧૯૪૭થી રશિયન ભાષામાં સમાચાર અને "અમેરિકાનો અવાજ" શરૂ થયા. કેટલાક દિવસ પહેલેથી સત્તાવાર રીતે આ ખબર "પ્રવદા" અને "ઈઝવેસ્ટિયા"માં પ્રગટ કરવા માટે મેં મારા એક પત્ર સાથે મોકલી આપ્યા; પરંતુ તેના પર નોંધ પ્રગટ કરવાની વાત તો દૂર રહી, પણ એ ખબર સુદ્ધાં આ અખબારોએ પ્રગટ ન કર્યા. મારા પત્રની અવગણના કરીને તેને કચરાની ટોપલીને હવાલે કરી દીધો.

રશિયન ભાષામાં અમારા રેડિયો કાર્યક્રમ પ્રત્યે રશિયન અખબારોની ભલે ગમે તેટલી ઉપેક્ષા હોય, પરંતુ રશિયન જનતાની એટલી ઉપેક્ષા ન

હોવાનું સાબિત થયું. દાખલા તરીકે પ્રમુખ ટ્રુમને જ્યારે ગ્રીસ અને ટર્કીને સહાયતા આપવાના નિર્ણયની જાહેરાત કરી ત્યારે નીપર નદીના બંધ પર કામ કરનાર એક સોવિયેટ એન્જિનીયરનો પત્ર અમને મળ્યો; જેમાં પ્રમુખના ભાષણ અંગે આશ્ચર્ય દર્શાવવામાં આવ્યું હતું અને પૂછવામાં આવ્યું હતું, કે શું ખરેખર એ પ્રમુખનું ભાષણ છે? પત્રમાં વધુમાં જણાવવામાં આવ્યું હતું કે ત્રણ વર્ષથી અમે આવી કોઈ વાત સાંભળી નથી. મૉસ્કો રેડિયો પર કામ કરતા એક બીજા રશિયને પણ કબૂલ કર્યું, કે "એ ભાષણ મેં સાંભળ્યું હતું અને તે બિલકુલ સ્પષ્ટ હતું. આ "સ્પષ્ટ"માં અવાજ અને હકીકત બન્નેની સ્પષ્ટતાનો સમાવેશ થઈ જતો હતો.

અમારો કાર્યક્રમ સોવિયેટમાં કેટલા પ્રમાણમાં સાંભળવામાં આવે છે એ વિષે કોઈ પણ પ્રકારના ચોક્કસ આંકડા રજૂ કરવા હું અસમર્થ હતો, એ વાત જો કે સ્પષ્ટ છે, તો પણ મે ૧૯૪૭માં મેં અમારી પરદેશકચેરીની સમિતિને લખ્યું હતું કે ઓછામાં ઓછા પાંચ લાખ સોવિયેટ ઘરોમાં આપણો કાર્યક્રમ સાભળવામાં આવે છે. આ સાંભળનારાઓની સંખ્યા ૧૫ લાખ સુધીની હોય એ બનવા જોગ છે.

એલચીખાતાની કચેરીના બીજા સભ્યોને અહીં તહીં જે વાત સાંભળવામાં આવી હતી એ પરથી જણાતું હતું કે કેવળ મૉસ્કોમાં જ નહિ પરંતુ ઘણા પ્રાંતીય ક્ષેત્રોમાં પણ "અમેરિકાનો અવાજ" સાંભળવામાં આવે છે. બાઈલો રશિયા, કોકેસસ, ઓડેસા, અને લેનિનગ્રાડ સુધી અમારો અવાજ સ્પષ્ટ રીતે સંભળાવાની ખબર જુદી જુદી રીતે ઊડતી ઊડતી અમને મળી હતી.

પરંતુ ૧૦ એપ્રિલ ૧૯૪૭ સુધીમાં અમારા બ્રોડકાસ્ટની અસરનાં પ્રથમ ચિહ્ન સ્પષ્ટ રીતે અમને જણાવા લાગ્યાં. પ્રસિદ્ધ રશિયન લેખક ઈલ્યા એહરનબર્ગે "સંસ્કૃતિ અને જીવન" નામની પત્રિકામાં એક લેખ લખીને અમારા "અવાજ"ની ઉગ્ર ટીકા કરી મેં પરદેશકચેરીને લખ્યું, "ઈલ્યા એહરનબર્ગ જેવા લેખકને આપણા "અવાજ"ની ટીકા કરવાનું કામ

સોવિયેટ સરકારે સોંપ્યું એ ખૂબ જ ઉત્સાહજનક પ્રત્યાઘાત છે. આપણે સાચા માર્ગે આગળ વધી રહ્યા છીએ એવી ખાત્રી એ પરથી મળી રહે છે. અભિનંદનો"

દસ દિવસ પછી ફરીથી આક્રમણ કરવામાં આવ્યું. આ વખતે "અમેરિકાનો અવાજ" વિરુદ્ધ જે કંઈ લખવામાં આવ્યું તેનો સારાંશ એ હતો કે આ અવાજ અમેરિકાનો નહિ પણ પ્રત્યાઘાતીઓનો છે. ૩૦મી એપ્રિલે એક કાર્ટૂન પ્રગટ કરીને "ક્રોકોડાઈલ" પત્રે આ "અવાજ"નું "સન્માન" કર્યું છે. અમે તો આ આક્રમણો વધાવી લેતા હતા; કારણ કે એથી "અમેરિકાનો અવાજ"ની મફત જાહેરાત થતી હતી અને "અવાજ" સાંભળનારાઓની સંખ્યા વધતી હતી.

પરંતુ "કાસેનકીના" પ્રકરણથી આ સાચી ખબર આપતા અવાજને દબાવી દેવાનો નિશ્ચય કરવા માટે ક્રેમલિન પ્રેરાયું. આ બનાવ એવી રીતે બન્યો કે મેડમ કાસેનકીના નામની એક સોવિયેટ મહિલા ન્યુયોર્કના રશિયન એલચીખાતામાંથી અદશ્ય થઈ ગઈ. સોવિયેટ રેડિયોએ આ સંબંધમાં તરત જ એવી અફવા ઊડાડી કે તેને અમેરિકન સરકારના સહકારથી "ગોરા લૂટારા અને ડાકુ" ઉઠાવી ગયા છે; એટલે "અમેરિકાનો અવાજ" દ્વારા આ વિષેની સાચી ઘટના બહાર પાડવામાં આવી. પોતાની સરકારની પદ્ધતિથી અને ગુપ્ત પોલીસથી પરિચિત હોવાના કારણે ઘણાખરા રશિયનોને અમારી ખબર વધારે સાચી લાગી. તેમણે સોવિયેટ સરકારના કથનને હસી કાઢ્યું. સોવિયેટ સરકારને આ વાત બહુ જ ખૂંચી.

આ બનાવ બન્યા પછી "અમેરિકાનો અવાજ"નું મહત્ત્વ અને તેના શ્રોતાઓની સંખ્યા ઘણી વધી ગઈ. મોસ્કોના એક યુવાન રશિયને આ સંબંધમાં અમારી માહિતીકચેરીને જણાવ્યું કે "અમેરિકાનો અવાજ" સાંભળનારાઓમાં મોટોભાગ સાધારણ રીતે પચ્ચીસથી પાંત્રીસ વર્ષની વયના શિક્ષિત અને સંસ્કારી રશિયનોનો છે. આ લોકો મુદ્રક, નાવી, મોચી વિગેરેનું કામ કરનારા છે. અમેરિકામાં તેમનો રસ યુદ્ધના કારણે નથી, પરંતુ કારણ એ છે ઘણા વખતથી તેઓ અમેરિકાને પ્રગતિનું પ્રતીક અને અધિકાર

ભોગવનાર દેશ સમજે છે. તેમનો આ રસ ઘણો ઊંડો છે અને રશિયન પ્રચારથી નષ્ટ થાય તેવો નથી. આ લોકોમાં લગભગ ૫૦ ટકા "અમેરિકાના અવાજ" ની સત્યતામાં વિશ્વાસ ધરાવે છે. બાકીના ૫૦ ટકા રશિયન પ્રચારમાં અંધવિશ્વાસ રાખે છે.

અમારા રેડિયો કાર્યક્રમની આલોચના કરતાં આ યુવકે કહ્યું, કે "યહૂદી ઉત્સવના દિને પ્રમુખ ટ્રુમનનો સંદેશ, નીગ્રો વૈજ્ઞાનિક જ્યૉર્જ વૉશિંગ્ટન કાર્વરની સંવત્સરી તથા અમેરિકન કમ્યુનિસ્ટ પક્ષની બેઠકોના સમાચાર વિશેષ દિલચસ્પ અને ઉપયોગી હતા. પહેલા બે પ્રોગ્રામોથી મનમાં એ વિચાર ઉત્પન્ન થાય છે, કે અમેરિકામાં જે જાતીય ભેદભાવ હોવાનો સોવિયેટ પ્રચારમાં વારંવાર ઉલ્લેખ થાય છે તે કેવી રીતે સંભવિત હોઈ શકે? ત્રણે પ્રોગ્રામ પ્રજાતંત્રનાં ઉમદા ઉદાહરણ હતાં. અમારા દિલમાં એ પ્રોગ્રામો વસી ગયા છે અને અમને હંમેશાં યાદ રહેશે."

ખુદ મૉસ્કોમાં "અમેરિકાનો અવાજ" લોકપ્રિય થવાની વાત અમે ઘણાના મોંએ સાંભળી હતી. કાસેનકીનાનો બનાવ તરત ફેલાઈ જવાથી આ વાતનું સમર્થન થાય છે. ધીરે ધીરે તેની અસર વધવાના પ્રમાણોની સંખ્યામાં વૃદ્ધિ થતી ગઈ. સોવિયેટ સરકાર પણ આ વાત સમજી ગઈ. સત્યની આ ચિનગારીઓને એમને એમ ચાલુ રહેવા દેવાનું તેને ઠીક ન લાગ્યું. એમાંથી આગનો ભડકો થવાનો ભય હતો. એટલે સોવિયેટ સરકાર લાગ જોઈ રહી. છેવટે ૧૯૪૯ની વસંત ઋતુમાં મેં સાંભળ્યું કે આ "અવાજ"ને દબાવવા માટે રશિયન સરકારે કંઈક મજબૂત પગલું લીધું છે. સમસ્ત સોવિયેટ રશિયામાં આ "અવાજ"ને યાંત્રિક ઉપાયોથી ફેલાતો રોકી લેવામાં આવ્યો. સોવિયેટના અનુગામી દેશોમાં પણ આ અવાજ માત્ર ૫૦ ટકા અથવા બહુ જ ધીમો સાંભળી શકાય છે.

પોતાના નિશ્ચયને અમલમાં મૂકવામાં સોવિયેટ સરકારે આટલી વાર લગાડી એથી મને આશ્ચર્ય થયું. પરંતુ આ વિલંબ પાછળ બેશક એક કારણ હતું. સોવિયેટ સરકાર સત્યને ન દબાવવાની વાતો ચિરકાળથી કરતી આવી છે. એટલે બને ત્યાંસુધી આ કાર્યમાં તેણે સબૂરી રાખી. પરંતુ છેવટે નગ્ન

સ્વરૂપમાં તે દુનિયા સમક્ષ આવી ગઈ અને બતાવી આપ્યું કે સમાચાર અને માહિતીને લગતા બધાં સાધનો પર તેનું સંપૂર્ણ નિયંત્રણ છે.

પોતાના પ્રચાર અને દમનના પગલાંની સાથોસાથ પોલિટબ્યુરોએ પરદેશી તથા ખાસ કરીને બ્રિટિશ અને અમેરિકનોને સોવિયેટ નાગરિકોની નજરમાં હલકા પાડવા માટે કોઈ કસર બાકી ન રાખી. રશિયન પરદેશખાતું અને ગુપ્ત પોલીસ બન્નેએ મળીને આ કામ કર્યું અને ખોટેખોટા જાસૂસો શોધી કાઢવા માટે તથા અમેરિકનોની નોકરી છોડાવીને પોતાની સરકાર તથા સોવિયેટ ખાતેના અમેરિકન પ્રતિનિધિઓ પર પ્રહાર કરવા તેમને ઉશ્કેરવા માટે દરેક પ્રયત્ન કર્યા.

પહેલું કાર્ય પાર્યા કરતાં સહેલું હતું. ૧૮૩૯માં ડી કસ્ટાઈને જે કંઈ લખ્યું હતું એ પરથી સ્પષ્ટ જણાય છે, કે "એલચી ખાતાના તમામ અધિકારીઓ અને સામાન્ય રીતે દરેક પશ્ચિમ નિવાસીને સોવિયેટ સરકાર જાસૂસ માને છે." આજે પણ એજ સ્થિતિ છે. અમને બધાને સંદેહની નજરે જોવામાં આવતા હતા. અમેરિકા ખાતેના સોવિયેટ લશ્કરી મિશનના એક અધિકારી મેજર જનરલ ઈલિયા એમ. સરાયેવે વાતચીત દરમિયાન સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે "તમામ પરદેશી અધિકારીઓને રશિયામાં ગુપ્ત જાસૂસ માનવામાં આવે છે."

પરિણામે હું જ્યારે રશિયામાં હતો ત્યારે બે અમેરિકન અને એક બ્રિટિશ નાગરિકને જાસૂસ જાહેર કરવામાં આવ્યા હતા. પહેલો બનાવ ઓડેસા ખાતેના એક યુવાન અમેરિકન નૌકા અધિકારીના સંબંધમાં બન્યો. તે એલચી ખાતા માટે આવેલું કેટલુંક ફરનીચર વિગેરે છોડાવવા માટે જકાત ઑફિસમાં ગયો હતો. ત્યાં એક રશિયન અધિકારી કે જે તેનો જૂનો પરિચિત હતો તે મળ્યો. આ અધિકારી સરંજામખાતા સાથે સંકળાયેલો હતો અને વાતચીત દરમિયાન ઓડેસા બંદર પર આવનારા કેટલાક સરંજામનો તેણે ઉલ્લેખ કર્યો. અમેરિકન નૌકા અધિકારીએ તેની નોંધ કરવા માંડી કે તરત જ ગુપ્ત પોલીસના માણસોએ તેને જાસૂસ જાહેર કરીને ધરપકડ કરી.

દેખીતી રીતે જ આખી ઘટના બનાવટી હતી. પરિણામે બે દિવસ પછી આ સંબંધમાં હુ શ્રી. વિશીન્સ્કીને મળ્યો ત્યારે મેં સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે આ ઘટના પ્રચારની દૃષ્ટિથી તૈયાર કરવામાં આવી છે.' આ બાબતમાં હું જે તાર અમેરિકન સરકારને મોકલવાનો હતો તે પણ મેં વિશીન્સ્કીને બતાવ્યો. તેની પાસે પ્રચારના ઉદ્દેશનો ઈનકાર કરવા સિવાય બીજો કોઈ માર્ગ ન હતો. આનું પરિણામ એ આવ્યું કે જ્યાં સુધી મેડમ કેસનકીના પલાયન થવાની ઘટના પરદેશી અખબારોમાં પ્રગટ ન થઈ ત્યાંસુધી રશિયન અખબારોમાં આ બનાવનો કંઈ જ ઉલ્લેખ થયો નહિ.

બીજો બનાવ એક ખૂબ જ સાવચેત અમેરિકન પત્રકાર રોબર્ટ મેજીડૉફના સંબંધમાં બન્યો હતો. બન્યુ એવું કે ન્યુયોર્કની એક પ્રકાશન સંસ્થાએ એક પત્ર લખીને તેની પાસેથી સોવિયેટ ઉદ્યોગો વિષે કેટલીક માહિતી માગી. આ ખુલ્લો પત્ર તેની નોકરાણી મિસ નેલસને વાંચી લીધો. "ઈઝવેસ્ટિયા"ને એક પત્ર લખીને આ નોકરાણીએ મેજીડૉફ સામે જાસૂસ હોવાનો આક્ષેપ કર્યો.

આ મામૂલી વાતને ખૂબ રંગ ચઢાવવામાં આવ્યો મેજીડૉફ અમેરિકન એલચીખાતા દ્વારા પોતાની જાસૂસીના ખબર અમેરિકન લશ્કરી અને નૌકા પ્રતિનિધિઓને મોકલી આપે છે એવી વાતનો અસાધારણ પ્રચાર કરવામાં આવ્યો અને મેજીડૉફ તથા તેની પત્નીને પોલીસ દેખરેખ નીચે રાખીને તેનો અધિકારપત્ર પાછો લઈ લેવામાં આવ્યો.

અમેરિકન એલચીખાતાનું નામ આ પ્રકરણ સાથે સાંકળવામાં આવ્યું હોવાથી એક નિવેદન બહાર પાડીને મારે અમારી સ્થિતિની ચોખવટ કરવી પડી મારા નિવેદનમાં મેં સ્પષ્ટ રીતે જણાવ્યું હતું, કે "છેલ્લા બે વર્ષમાં કોઈ પણ અમેરિકન પત્રકારે કોઈ બાતમી એલચીખાતા દ્વારા મોકલાવી નથી. અમેરિકન પ્રકાશન સંસ્થાએ શ્રી. મેજીડૉફ પાસે કેટલીક માહિતી માગી હતી. પરંતુ આ માહિતી સત્તાવાર માહિતી પૂરતી જ મર્યાદિત હતી. હું માનું છુ કે શ્રી. મેજીડૉફ પર મૂકવામાં આવેલો આરોપ તદ્દન ખોટો છે. હુ આ બાબતમાં અમારા પરદેશખાતાને પણ લખવાનો છુ."

બ્રિટિશ એલચીખાનાને પણ આવા જ એક સંકટનો સામનો કરવો પડ્યો હતો. બ્રિટિશ લશ્કરી પ્રતિનિધિ જનરલ હીલ્ટન એક આંખનું ચશ્મું વાપરતા હતા. શિયાળાની એક સવારે એલચીખાતાના મકાનથી થોડે દૂર તેઓ, જ્યારે કોઈ 'સ્કીઈંગ' માટે એક ઢોળાણનું નિરીક્ષણ કરી રહ્યા હતા ત્યારે કોઈ કમ્યુનિસ્ટ કામદાર તેમને જોઈ ગયા. કોઈ પરદેશી યુદ્ધોપયોગી ઉદ્યોગોનું ચિત્ર ખેંચે છે એમ માનીને તે પોલીસને ત્યાં બોલાવી લાવ્યો. પરંતુ પાછળથી પરિસ્થિતિની ચોખવટ થતાં તેમને છોડી દેવામાં આવ્યા.

આમ છતાં સોવિયેટ પ્રચારતંત્ર અઠવાડિયાંઓ સુધી આ બનાવની નિરંતર ચર્ચા કરતું રહ્યું. મોસ્કો સરકસના વિદૂષકોએ આ બનાવના આધારે કેટલીક મશ્કરીઓ પણ તૈયાર કરી નાખી. બિચારા જનરલનું જીવન દુઃખી થઈ ગયું. જ્યારે રશિયામાંથી તેની બદલી થઈ ત્યારે અમને આનંદ થયો.

"મૂડીવાદ પક્ષ છોડવાના" બે બનાવો મારા મોસ્કો નિવાસ દરમિયાન બન્યા. આ બન્ને બનાવોનું મૂળ કારણ પ્રેમની વ્યક્તિગત ભાવના હતી. છતાં કુમારી આનાબેલ બુકારના મામલાની અમેરિકા અને સોવિયેટ યૂનિયન બન્ને દેશોમાં ખૂબ ખૂબ ચર્ચા ચાલી.

વાત એમ બની, કે કુમારી આનાબેલ અમારા એલચી ખાતાના સાંસ્કૃતિક વિભાગમાં કામ કરતી એક સુંદર અને લોકપ્રિય કુમારી હતી. સંયોગવશાત્ સોવિયેટ ગાયક લેપ્સચીન સાથે તેને પ્રેમ થયો. રશિયન કાયદો પરદેશીઓ સાથે લગ્ન કરવાની પરવાનગી આપતો નહિ હોવાથી, લગ્નની ઉત્કટ ઈચ્છાને વશ થઈને કુમારી આનાબેલે એલચીખાતા સાથેનો સંબંધ તોડયો અને અમેરિકન નીતિ પર પ્રહારો શરૂ કર્યા. તેને એવી આશા હતી કે આમ કરવાથી કાયદાના બંધનમાંથી મુક્તિ મળશે.

રાજીનામું આપ્યા પછી સોવિયેટ સરકારે "અમેરિકન આર્થિક ગુલામીની તુલનામાં સોવિયેટ પદ્ધતિનું સૌંદર્ય" એ વિષય પર કામદારો સમક્ષ ભાષણો આપવા માટે તેનો ઉપયોગ કર્યો. એ પછી "અમેરિકન કૂટનીતિજ્ઞો વિષેનું સત્ય" નામની એક પુસ્તિકા તેના નામથી પ્રગટ કરવામાં આવી, જેમાં

કૂટનીતિજ્ઞોની પોલ ઉઘાડી પાડવાનો દાવો કરવામાં આવ્યો હતો. આ પુસ્તિકા સંપૂર્ણ રીતે જૂઠાણાંથી ભરપૂર હતી. પરંતુ તેની લેખિકા કુમારી આનાબેલ ન હતી એ સ્પષ્ટ હતું. કારણ કે, તેમાં મોટા ભાગે એવા માણસોનો ઉલ્લેખ છે, કે જેઓ કુમારી આનાબેલ માૅસ્કો પહોંચ્યા પહેલાં જ ત્યાંથી વિદાય થઈ ચૂક્યા હતા. તેમના સંપર્કમાં એ કદી આવી ન હતી.

બીજો બનાવ લશ્કરી ગુપ્ત સંદેશ મોકલનાર એક કલાર્ક સાર્જન્ટ જેક્સ એમ. મેકમિલન સાથે સંકળાયેલો હતો. આ યુવાન એક સોવિયેટ યુવતીના પ્રેમમાં ફસાયો અને તેની અસર નીચે તેણે પોતાની નોકરીનું રાજીનામું આપી દીધું. પરંતુ કુમારી આનાબેલ જેટલો તે બુદ્ધિમાન ન હોવાના કારણે અમને બહુ નુકસાન ન કરી શક્યો. ગુપ્ત સંદેશ મોકલવાની અમારી પદ્ધતિ એવા પ્રકારની છે કે બીજા કોઈ ને સમજી ન શકે. હું માૅસ્કો ગયો તે પહેલાના કેટલાક સંદેશ જો તેને યાદ હશે તો તેણે જરૂર સોવિયેટ સરકારને જણાવ્યા હશે. પરંતુ મેં મારી કચેરીમાંથી જેટલા સંદેશા મોકલ્યા તેમાંથી ઘણાખરા એવા હતા, કે માગણી કરવામાં આવે તો હું પોતે સોવિયેટ સરકારને તે બતાવી શકું તેમ હતું.

છેલ્લાં ત્રણ વર્ષમાં માૅસ્કો ખાતેના બીજાં પશ્ચિમી એલચીખાતાંઓ સાથે પણ આવી ઘટનાઓ બની હતી. ભલે માણસોની પસંદગી ગમે તેટલી સાવચેતીથી કરવામાં આવે તો પણ જ્યારે ભાવનાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે કોઈ પણ પ્રકારની સ્થિરતાની આશા રાખી શકાતી નથી. આ રીતના સંબંધવિચ્છેદ હંમેશ થયા જ કરે છે. આમાંથી કેટલાક વિચ્છેદ આદર્શને લગતી ધારણાઓ પર પણ રચાયેલા હોઈ શકે છે. એ બધા સોવિયેટ પ્રચારનાં સાધન બનતા રહેશે.

છેવટમાં થોડા શબ્દો સોવિયેટ પ્રચાર વિષે કહી દઉં. સોવિયેટ પ્રચારતંત્ર ખૂબ જ વિસ્તૃત છે. એક નિશ્ચિત અને નિર્ધારિલી દિશામાં તેનું આક્રમણ ખૂબ જ ઉગ્ર હોય છે. પરંતુ તેમાં એક દોષ એ છે, કે પ્રારંભિક શક્તિના અભાવે તેમાં ખૂબી હોતી નથી. સાંસ્કૃતિક દૃષ્ટિથી પણ તેનુ ધોરણ

નીચું હોય છે અને સામાન્ય જનતાનો ટેકો તે મેળવી શકતો નથી. પશ્ચિમના લોકો પર તો તેનો બિલકુલ પ્રભાવ પડતો નથી. "દેખીતાં જૂઠાણાં"ની જાળમાં તેઓ ફસાતા નથી. સોવિયેટ કથન અને સોવિયેટ વર્તન એ બન્ને વચ્ચેનું અંતર તેઓ વધુ ને વધુ અનુભવવા લાગ્યા છે. આમ છતાં વિરોધી સોવિયેટ પ્રચાર આપણે પૂરતા સમય સુધી સહી લેવો પડશે. તેમાં પરિવર્તન થવાની કોઈ આશા નથી. આ વાત લક્ષમાં રાખીએ તો "હૃદયપલ્ટા"ની બનાવટ અને એવી બીજી વાતોમાં સપડાઈ જવું એ આપણા માટે બુદ્ધિમત્તા કે દીર્ઘદૃષ્ટિ નથી.



# કૉમિન્ફૉર્મ અને ટીટો

"આપણા પક્ષમાં આપણો લેનિનવાદીઓનો માત્ર એક જ પક્ષ ઉદ્દામવાદી છે. એટલે ખરી રીતે તો આપણે લેનિનવાદીઓ ઉદ્દામવાદી પણ નથી તેમ વિનીત પણ નથી. આપણે માર્ક્સવાદી લેનિનવાદ પમના છીએ. એટલે જેઓ દેખીતી રીતે જ તકસાધુ અને માર્ગભ્રષ્ટ દેખાય તેમની એકલાની સામે જ લડવાનું નથી, પરંતુ જેઓ માર્ક્સવાદ અને લેનિનવાદથી પણ વધુ ઉદ્દામવાદી જણાય અને એ રીતે વિનીત તકવાદી પ્રકૃતિને ઉદ્દામવાદની મોટી મોટી વાતોના પડદા પાછળ છૂપાવવા ઈચ્છે તેમની સામે પણ આપણે લડવાનું છે."

—સ્ટેલિન : "લેનિનિઝમ" નામના પુસ્તકમાંથી.

મૉસ્કો ખાતેના અમેરિકન એલચીખાતામાંથી દૃષ્ટિપાત કરતાં, યુગોસ્લેવિયાના માર્શલ ટીટોને પદભ્રષ્ટ કરવા માટે કૉમિન્ફૉર્મે કરેલી મથામણ, સમસ્ત પૂર્વ યુરોપ અને દુનિયાના કમ્યુનિસ્ટ વલણ રાખનારા લોકોને રાજકીય અને આર્થિક દૃષ્ટિકોણથી વિચલિત બનાવી દેવાનું કારણ સિદ્ધ થશે. આ બનાવથી લોખંડી દીવાલમાં છિદ્ર પડ્યું છે અને ક્રેમલિન સર્વશક્તિમાન હોવાના સિદ્ધાંતનો ભંગ થયો છે. પૂર્વ યુરોપના સ્વાતંત્ર્યપ્રિય લોકોમાં ભાવનાઓનું જે તોફાન જાગ્યું છે, તે લોખંડી દીવાલમાં આ છિદ્ર પડવાથી ફાટી નીકળવાની આશા છે અને જો આ છિદ્ર પૂરી લેવામાં ન આવે તો દિન પ્રતિદિન તે મોટું થતું જવાનો રશિયાને ભય છે.

ક્રેમલિનના માધાતાઓ સ્પષ્ટ રીતે જાહેર કરી ચૂક્યા છે, કે કમ્યુનિસ્ટો ભલે તે દેશમાં હોય, પરન્તુ તેમની પહેલી વફાદારી સોવિયેટ યૂનિયન પ્રત્યે હોવી જોઈએ પોતાના દેશ પ્રત્યેની વફાદારી અને દેશના હિતની વિચારણાને, સોવિયેટ યૂનિયન પ્રત્યેની વફાદારી સમક્ષ ગૌણ સ્થાન હોવું જોઈએ. પ્રત્યેક કમ્યુનિસ્ટ પાસે એવી આશા રાખવામા આવે છે કે તે સોવિયેટ કમ્યુનિસ્ટ પક્ષના આદેશનું પાલન કરશે અને સત્તા પર કબજો મેળવ્યા બાદ દેશના શાસનમાં સપૂર્ણ રીતે સોવિયેટ પદ્ધતિને અનુસરશે.

માર્શલ ટીટોએ એમ કરવાનો ઈનકાર કર્યો પરિણામે ક્રેમલિનના કથન પ્રમાણે કાં તો તેણે ઈનકાર પાછો ખેંચી લેવો જોઈએ અને નહિ તો સત્તાની ગાદી પરથી તેને ઉઠાડીને ફેંકી દેવો જોઈએ પરન્તુ ટીટો હજુ સુધી સત્તાધીશ છે અને મળેલા ખબર પ્રમાણે રાજકીય દૃષ્ટિએ પહેલાં કરતાં પણ વધુ બળવાન છે યુગોસ્લાવ માર્શલને પદભ્રષ્ટ કરવાની કોઈ તારીખ હજુ સુધી મૉસ્કોમાંથી જાહેર કરવામા આવી નથી

છેવટમા વિજય કોનો થશે એ વિષે કોઈ પણ પ્રકારની ભવિષ્યવાણી ભાખવી મુશ્કેલ છે ટીટોનો વિજય થાય કે પરાજય પરતુ મને ખાત્રી છે કે ટીટોનો આ ઈનકાર એવો નથી કે જેથી આપણને લાભ ન થાય. પશ્ચિમને આ ઈનકારથી ઘણા લાભ થયા પણ છે મારા અનુભવોના આધારે મે જે લાભોની યાદી તૈયાર કરી છે તે નીચે પ્રમાણે છે —

પોતાના નેતાઓ ભૂલ કરે જ નહિ એવા મિથ્યા વિશ્વાસ પર દરેક સરમુખત્યારી તંત્ર અમુક અંશે રચાયેલું હોય છે એટલે જ્યા સુધી ટીટો સત્તા પર છે ત્યા સુધી આ સિદ્ધાંત સામે તે પડકાર રૂપ રહેશે.

મૉસ્કોની કમ્યુનિસ્ટ હીલચાલનું નગ્ન સ્વરૂપ દુનિયા સમક્ષ રજૂ થયુ છે હવે કોઈ પણ જાતની આંતરરાષ્ટ્રિય બનાવટ તે કરી શકે તેમ નથી દુનિયા સમજી ગઈ છે કે આ હીલચાલ "બૃહત રશિયાવાદ" સિવાય બીજુ કઈ નથી.

ટીટોના બળવાએ પોલેન્ડ, હગેરી આ બેનિયા, તથા કહેવાતા સ્વતંત્ર ગ્રીસના કમ્યુનિસ્ટ નેતૃત્વને મૂળમાંથી હલાવી દીધુ છે અને ખુદ કમ્યુ

નિસ્ટોએ પણ આ વાતનો સ્વીકાર કર્યો છે. બલ્ગેરિયા, રૂમાનિયા અને ઝેકોસ્લો-વાકિયામાં કમ્યુનિસ્ટ પક્ષની અંદર જે ઝઘડા અને લોહીભીની સાફસૂફીઓ થઈ રહી છે તેના પર આ બળવાની જ અસર છે એમ મનાય છે.

ગ્રીક ગેરીલાઓમાં ફાટફૂટ પડવાથી અને ટીટો વિરોધી પક્ષના હાથમાં તેનું નેતૃત્વ જવાથી, યુગોસ્લેવિયા તરફથી મદદ મળવાનું હવે બંધ થઈ ગયું છે. એટલે ગ્રીસમાં કમ્યુનિસ્ટોને દબાવી દેવાનું કામ હવે પાર્થ કરતાં સહેલું બની ગયું છે.

આલ્બેનિયા ટીટો વિરોધી અને રશિયાનું અનુગામી રાષ્ટ્ર બની જવાથી પોતાનાં મિત્રરાષ્ટ્રો સાથેનો તેનો સંબંધ તૂટી ગયો છે. તેનો સમસ્ત વેપાર યુગોસ્લેવિયા સાથે અથવા તેના માર્ગ દ્વારા થતો હોવાથી, વ્યાપારી દૃષ્ટિએ પણ તે અલગ પડી ગયું છે. વળી ત્યાં આંતરિક રાજકીય સંકટો પણ ઉપસ્થિત થયાં છે.

દક્ષિણી બાલ્કન ફેડરેશન બનાવવાની કમ્યુનિસ્ટ સમર્થનવાળી યોજના હવે રદ કરવામાં આવી છે. આ ફેડરેશનમાં જોડાનારાં બે મુખ્ય રાષ્ટ્રો બલ્ગેરિયા અને યુગોસ્લેવિયા હવે એક બીજાનાં વિરોધી રાષ્ટ્ર છે.

સોવિયેટ સહકારથી ટ્રીએસ્ટના સ્વતંત્ર પ્રદેશ પર અધિકાર મેળવવા માટે યુગોસ્લેવિયા જે માગણી કરી રહ્યું હતું તે હવે બંધ પડી છે.

આંતરરાષ્ટ્રિય દૃષ્ટિએ નાના નાના દેશોના સાર્વભૌમત્વનો સ્વીકાર કરવાનો જે ઢોંગ રશિયાએ માંડ્યો હતો તે હવે પૂરો થયો છે. પોતાના રોષભર્યા શબ્દો અને લેખિત આદેશોથી રશિયાએ સ્પષ્ટ કહી દીધું છે કે યુગોસ્લેવિયાના આંતરિક મામલામાં તે દખલગીરી કરવા ઈચ્છે છે

યુગોસ્લેવિયાને લાગેવળગે છે ત્યાં સુધી તો, આ ઘટનાએ માર્શલ ટીટોની સ્થિતિ વધુ મજબૂત બનાવી છે. પોતાના હિત અને પ્રણાલિકાના કારણે રશિયા મધ્યમ વર્ગની જનતાનું વિરોધી છે અને આ વર્ગનો ટેકો ટીટોને મળ્યો છે

અમેરિકામાં આની અસર બહુ નથી થઈ પરંતુ કમ્યુનિસ્ટોના ઉત્સાહ પર પાણી ફેરવી દેવા જેટલી અસર તો થઈ જ છે. આ લોકો હજુ ગઈ કાલ

સુધી માર્શલ ટીટોને આંતરરાષ્ટ્રિય કમ્યુનિસ્ટ "હીરો" કહેતા હતા. હવે શું મોં લઈને તેઓ તેને "દુશ્મન" કહી શકે?

આ અણધારી ઘટનાની વ્યાપક અસર થઈ છે અને ભવિષ્યમાં પણ વિશ્વવ્યાપી અસર થવાની શક્યતા છે એટલે તેની પશ્ચાદ્‌ભૂમિ તપાસવાનું લાભકારક થઈ પડશે.

પોતાની રશિયન પ્રકૃતિ અને દૃષ્ટિકોણ છતાં, લેનિન એક સાચા આંતરરાષ્ટ્રિય ક્રાંતિકારી હતા. રશિયાને તે વિશ્વક્રાંતિનું એક સાધન સમજતા હતા એમાં શંકા નથી. રશિયામાં સંપૂર્ણ સોવિયેટ વિજયની તેણે રાહ ન જોઈ અને મૂડીવાદી દેશોમાં બળવો જગાડવા માટે ૧૯૧૯માં તેણે એક આંતરરાષ્ટ્રિય સંસ્થાની સ્થાપના કરી. જથી માર્ચ ૧૯૧૯ના દિવસે તેણે સમસ્ત કમ્યુનિસ્ટ પક્ષોની એક સભા મૉસ્કોમાં બોલાવી અને તેમાં કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રિય સંસ્થાની સ્થાપના કરી. આ સંસ્થા પાછળથી "કોમિન્ટર્ન" નામના ટૂંકા નામથી પ્રખ્યાત થઈ.

કોમિન્ટર્નનો આધાર લેનિનના "પ્રજાતંત્રાત્મક કેન્દ્રીયવાદ" સિદ્ધાંત પર હતો. આનો અર્થ એ છે કે દરેક રાષ્ટ્રિય કમ્યુનિસ્ટ પક્ષને કોમિન્ટર્ન કૉંગ્રેસમાં પોતાના પ્રતિનિધિ ચૂંટવાનો અધિકાર હતો. કોમિન્ટર્નની બેઠક સોવિયેટ સરકારના સંચાલન નીચે મૉસ્કોમાં મળતી હતી. આ કૉંગ્રેસ એક કાર્યવાહક સમિતિની ચૂંટણી કરતી અને તેનો નિર્ણય સૌ કોઈ માટે બંધનકારક ગણાતો. પ્રત્યેક દેશના પ્રતિનિધિત્વનો આધાર તે દેશમાં કમ્યુનિસ્ટ પક્ષના સભ્યોની સંખ્યા પર રહેતો હતો. આ ઉપાયથી રશિયાને તરત જ બહુમતી મળો હતી. કૉંગ્રેસમાં સિદ્ધાંત તરીકે કોઈ પણ વિષયની ચર્ચા થઈ શકતી હતી પરંતુ ઉચ્ચ સંસ્થાઓએ નિર્ણય કરી લીધા પછી આ નિર્ણયો સંબંધમાં કોઈ પણ જાતની ચર્ચા કરવી એ ગુનો ગણાતો અને એ ગુનાની સજા મોત સુધી થઈ શકતી હતી. કોઈ પણ નિર્ણય થઈ ગયા બાદ દરેક સભ્ય પાસેથી સંપૂર્ણ આજ્ઞાપાલનની આશા રાખવામાં આવતી હતી. આ સંબંધમાં દેખરેખનું કાર્ય કેન્દ્રીય કાર્યાલય તરફથી થતું અને એ કાર્યાલયની અંદર ગુપ્ત પોલીસ જેવી એક નિયંત્રણ શક્તિ રહેતી.

પરંતુ વ્યાવહારિક દૃષ્ટિકોણથી આ સંસ્થાનું સંચાલન ક્રેમલિન, કેટલા ચૂંટી કાઢેલા આંતરરાષ્ટ્રિય કમ્યુનિસ્ટોના સહકારથી કરતી હતી. આ લો મૉસ્કોમાં જ રહેતા હતા. આ દળમાં ફ્રાંસના થોરેઝ અને ડ્યુક્લોસ, બલ્ગેરિયાનો ડીમીટ્રોફ, પોલેન્ડના બીરૂટ અને ગોમુલ્કા, જર્મનીનો પીઈક, ઝેકોસ્લોવેકિયાનો ગોટવાલ્ડ, ઈટલીનો તોગલાટી અને રૂમાનિયાનો અના પોક વિગેરે જોડાયેલા હતા. આ ઉપરાંત દુનિયાભરના સેંકડો કમ્યુનિસ્ટો મૉસ્કો આવતા અને તેમને કમ્યુનિસ્ટ સિદ્ધાંતો પર વ્યવહારનીતિનું શિક્ષણ અને દીક્ષા આપવામાં આવતાં. રાષ્ટ્રિય કમ્યુનિસ્ટ આંદોલનોને પ્રત્યક્ષ રૂપમાં સહાયતા કરવામાં આવતી.

પરંતુ થોડા વખતમાં જ પ્રજાતંત્રનો આ દંભ પણ ખતમ થયો. કોમિન્ટર્ન કોંગ્રેસ દર વર્ષે બોલાવવાની પ્રથા પણ બંધ કરવામાં આવી.

સ્ટેલિનના હાથમાં સત્તા ગયા પછી આ સંસ્થાની નીતિમા એક ગંભીર પરિવર્તન થયું. સ્ટેલિન મુખ્યત્વે રાષ્ટ્રવાદી હોવાથી તેણે એવો વિચાર ઉપસ્થિત કર્યો કે સોવિયેટને વિશ્વક્રાંતિનું સાધન બનાવવાને બદલે વિશ્વક્રાંતિને 'સોવિયેટ રાષ્ટ્રનું સાધન' બનાવવી જોઈએ. ૧૯૨૨માં તેણે એવી જાહેરાત કરી, કે "હાલની પરિસ્થિતિમાં કોઈ પણ વ્યક્તિ જ્યાં સુધી સ્પષ્ટ શબ્દોમાં દુનિયાના કામદાર વર્ગની સરમુખત્યારીને ટેકો ન આપે ત્યાં સુધી તેને માર્ક્સવાદી જાહેર કરી શકાય નહિ."

કોમિન્ટર્નના જીવનમાં ચડતી પડતીના ઘણા બનાવો બન્યા છે. ૧૯૨૯માં મૂડીવાદી દુનિયા એક મહાન આર્થિક સંકટમાંથી પસાર થઈ; પરંતુ ક્રેમલિન પોતાની આંતરરાષ્ટ્રિય સંસ્થા દ્વારા આ સંકટકાળમાં કોઈ પણ દેશમાં ક્રાંતિ કરી શક્યું નહિ. ઘણા નિરીક્ષકોનો આ બાબતમાં એવો અભિપ્રાય છે કે કોઈ મોટા રાષ્ટ્રમાં સાચી ક્રાંતિ થાય એ સંબંધમાં સ્ટેલિન ગભરાય છે, કારણ કે જો એમ થાય તો સોવિયેટ યૂનિયનનો એક પ્રતિસ્પર્ધી ઉભો થાય. આમ છતાં બેન ગીટલોના એકરાર પરથી સ્પષ્ટ જણાય છે તેમ, સોવિયેટની વિશ્વનીતિ ફેલાવવામાં અને સોવિયેટ માટે જાસૂસી વિગેરે કામોમાં સ્ટેલિને આ આંતરરાષ્ટ્રિય સંસ્થાનો એક સાધન તરીકે ઉપયોગ કર્યો છે.

૧૯૩૯માં સોવિયેટ અધિકારીઓએ હિટલર સાથે અનાક્રમણના કરાર કર્યા ત્યારે કોમિન્ટર્નને બીજો ફટકો પડ્યો. આ કરારથી દુનિયાભરના કમ્યુનિસ્ટો સ્તબ્ધ થઈ ગયા. પક્ષમાંથી ઘણા સભ્યો નીકળી ગયા. આમ છતાં રશિયન વ્યવસ્થાશક્તિના કારણે કોમિન્ટર્ન દળ ટકી રહ્યું. કોઈ પણ રાષ્ટ્રે કોમિન્ટર્નના સભ્યપદનો ત્યાગ કર્યો નહિ. ૧૯૪૧ની ૧૨મી જૂને સોવિયેટ યુનિયન પર હિટલરના આક્રમણથી ત્રીજો ફટકો પડયો. ઇંગ્લંડ અને અમેરિકા તરફથી રશિયાને તરત જ સહાયતા મળવાના કારણે કોમિન્ટર્ન માટે આ પ્રહાર વિનાશક સાબિત થયો. વિશ્વક્રાંતિ સાથે સંકળાયેલી આ સંસ્થા ચાલુ રાખવાનું સોવિયેટ રાષ્ટ્ર માટે શક્ય રહ્યું નહિ, કારણ કે એથી સોવિયેટના સહકારી રાષ્ટ્રોમાં સંદેહ અને અણગમો ફેલાય તેમ હતું. એટલે ૧૯૪૩ના મેની ૨૨મી તારીખે મૉસ્કો રેડિયો પર એક જાહેરાત કરીને આ સંસ્થાનું વિસર્જન કરવામાં આવ્યું

આ સંસ્થાના વિસર્જનથી પશ્ચિમી રાષ્ટ્રોને આનંદ થાય એ સ્વાભાવિક હતું, પરંતુ હું આ વિસર્જનને નવી પરિસ્થિતિ ઉત્પન્ન થવાના કારણે ક્રેમલિનની એક નવી ચાલબાજી માનું છું.

૧૯૪૩ સુધીમાં એ સ્પષ્ટ થઈ ચૂક્યું હતું કે મિત્રરાજ્યોનો છેવટે વિજય થશે અને સોવિયેટ સત્તા વિસ્તારવામાં આ વિજયનો કેવી રીતે લાભ ઉઠાવી શકાય તેની ગણત્રી સોવિયેટ ત્યારથી કરવા લાગ્યું હતું. પોતાનો દેશ છોડી આવેલા જે કમ્યુનિસ્ટ નેતાઓ કોમિન્ટર્નની કાર્યવાહક સમિતિના સભ્ય હતા તેમને સોવિયેટ સેનાઓની પાછળ પાછળ તેમના દેશમા રવાના કરવાનો અને જે કાર્યોની તેમને મૉસ્કોમાં દીક્ષા મળી હતી તે પૂરા કરવાનો સમય હવે ક્રેમલિનની દૃષ્ટિએ આવી ગયો હતો સોવિયેટ યુનિયનની શાન વધારવા માટે ડીમીટ્રોવો, પૌકેરો અને ગોટવાલ્ડોને આંતરરાષ્ટ્રિય બંધનથી મુક્ત કરીને તેમને રાષ્ટ્રિય વાઘા પહેરાવી દેવામા આવ્યા

આપણે હવે જોઈ શકયા છીએ તેમ, જે દેશો સોવિયેટ સીમા પર હોવાથી સોવિયેટ સેના મદદ કરી શકે તેમ હતું એ દેશો પર જ આ લોકો કબજો કરી શકયા.

પોતાના સિદ્ધાંતોની શકિત માટે કમ્યુનિસ્ટો જે શેખી કરતા હતા તેમાં જરા પણ સત્ય નથી અને એક માત્ર સિદ્ધાંતના બળ પર કોઈ દેશ પર વિજય મેળવી શકાયો નથી એ માટે જો કે આપણે સંતોષ લઈ શકીએ તો પણ આ સ્થિતિ આપણને એ વાતની યાદ આપે છે, કે તક મળે તો સોવિયેટ યુનિયન તેમને સોવિયેટ લશ્કરી બળની સહાયતા પહોંચાડવાનું ચૂકશે નહિ. લેનિન ઘણા સમય પહેલાં કહી ચૂકયો છે, "શકિત ક્રાંતિની દાસી છે."

સોવિયેટમાં તાલીમ પામેલાં આ પૂતળાંઓ દ્વારા અનુગામી દેશોની રાજ્યુરા પોતાના હાથમાં લીધા પછી ત્યાં ધીરેધીરે સોવિયેટ પ્રજાતંત્રોની નકલો તૈયાર થતી આપણે જોઈ રહ્યા છીએ. મને એ વાતની પૂરેપૂરી ખાત્રી છે કે સ્ટેલિન અથવા પોલિટબ્યુરો આ પ્રદેશોમાં કોઈ બીજા નમૂનાનું રાજ્ય-તંત્ર વિકસિત થવાનો સ્વીકાર કરી શકે નહિ, પછી ભલેને આ સંબંધમાં તેમણે પૂર્વ યુરોપના લોકોને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાનો વાયદો, બ્રિટન અને અમે-રિકા સમક્ષ કર્યો હોય! ક્રેમલિન શરૂઆતથી જ પૂર્વ યુરોપને આપણી લાગ-વગના ક્ષેત્રમાં આવતાં અટકાવતું રહ્યું છે.

ઈતિહાસમાં આ પ્રકારના આક્રમણાત્મક વિસ્તારનો બીજો કોઈ નમૂનો નથી. લાલ સેનાએ યુદ્ધ સમયમાં જેટલા પ્રદેશ પર વિજય મેળવ્યો હતો તેનાથી ઘણા વધારે પ્રદેશ પર સોવિયટ યુનિયને, રાજકીય પ્રવેશ અને દમનથી, ત્રણ વર્ષથી પણ ઓછા સમયમાં કબજો મેળવ્યો. એ દરમ્યાન પશ્ચિમના દેશો અનિ-શ્ચિતતા અને આનાકાનીમાં મોઢું તાકતા રહી ગયા. પ્રત્યક્ષ દૃષ્ટાંતો જોવા છતાં આ દેશોની જનતા એ વાત સ્વીકારવા માટે તૈયાર ન થઈ કે તેમની સંયુક્ત વિશ્વની આશાને સંપૂર્ણ રીતે ક્યડીને ચૂરેચૂરા કરી નાખવામાં આવી છે.

જનરલ માર્શલ ઘણી વખત કહેતા, કે "પ્રજાતંત્રોને પોતાના કામની શરૂઆત કરતાં વાર લાગે છે પરંતુ એક વખત શરૂઆત કર્યા પછી મહાન શકિત અને દૃઢતાથી કદમ ઉઠાવે છે."

એટલે સોવિયેટ યુનિયનના અને પશ્ચિમી પ્રજાતંત્રોના શાંતિના હેતુ ભિન્નભિન્ન છે અને યુદ્ધ સમયના કરારોની તેમની વ્યાખ્યા એક બીજાથી વિપરીત છે એમ જ્યારે સાફસાફ દેખાઈ આવ્યું ત્યારે તેના પ્રત્યાઘાત થવા

લાગ્યા પરિણામે ગ્રીસ અને ટર્કીને સહાયતા આપવાનો પ્રમુખ ટ્રુમનનો સિદ્ધાંત પ્રકાશમા આવ્યો અને થોડા મહિના બાદ સોવિયેટ કાન્તિકારોને રોકવા માટે માર્ચ ૧૯૪૭મા માર્શલ યોજના જાહેર કરવામાં આવી. આ યોજનાને એક અનુભવી પશ્ચિમી રાજપુરૂષે "બુદ્ધિમત્તાનો ચમત્કાર" તરીકે વર્ણવીને કહ્યું હતું, કે "જો પશ્ચિમ જર્મનીના બ્રિટિશ, અમેરિકન અને ફ્રેંચ ક્ષેત્રોમાં રાજકીય એકતા સ્થપાઈ જશે તો યુદ્ધ કર્યા વિના જ રશિયન શક્તિને રોકી શકાશે અને રશિયાને પૂર્વ તરફ પાછળ હઠાવવામા આવશે"

સોવિયેટ હેતુઓની અંતિમ કસોટી પેરિસ પરિષદમાં થઈ જૂનની આખરે ફ્રેંચ એલચીએ જ્યારે મને કહ્યુ, કે "આ પરિષદમા ભાગ લેવા માટે મે મોલોટોવ અને બીજા ૯૦ આર્થિક નિષ્ણાતોને નિમંત્રણ આપ્યુ છે, ત્યારે ઘડીભર તો મને એમ થઈ ગયું કે શું ક્રેમલિન ખરેખર સહકારની કોઈ નીતિ અપનાવશે? છેલ્લાં બે વર્ષમા સોવિયેટ નેતાઓએ એવુ એક પણ નિવેદન કર્યું ન હતું કે જેમાં યુરોપના અર્થતંત્રની પુનર્રચનાનો જરા સરખો પણ ઉલ્લેખ હોય!

છેવટે પેરિસ પરિષદમા સહકાર આપવાનો ઇનકાર કરીને મોલોટોવ જ્યારે વોક આઉટ કરી ગયા અને ક્રેમલિને ઝેકોસ્લોવેકિયાને પણ તેમા ભાગ ન લેવ. માટે ફરજ પાડી ત્યારે અમે સાફસાફ જોઈ શક્યા કે રશિયાની નીતિમાં કોઈ જાતનો ફેરફાર થવાની શકયતા નથી દુનિયા બે ભાગમાં વહેંચાઈ ગઈ છે.

પોલિટબ્યુરો કેટલાક સમય સુધી કોઈ પણ નિર્ણય પર આવતા અચકાય એ બનવા જોગ છે શ્રી. બેવિનના કથન અનુસાર, શરૂઆતના બે દિવસોમાં મોલોટોવનુ વર્તન ઉત્સાહજનક હતુ ત્રીજા દિવસે પરિષદની બેઠકમા જ્યારે મોલોટોવ ભાષણ કરી રહ્યા હતા ત્યારે તેના સહાયકે તેના હાથમાં એક તાર આપ્યો તાર વાચવા માટે ભાષણ દરમ્યાન તે અટકી ગયા. એ પછી આખા દિવસની બેઠક દરમ્યાન એક શબ્દ પણ બોલ્યા નહિ. બીજા દિવસે આ યોજનાનો તેમણે અસ્વીકાર કર્યો પેલા તારથી તેમને આખરી આદેશ આપવામાં આવ્યો હતો એમ સાફ જણાઈ આવતુ હતુ

સોવિયેટ બાળકોની પત્રિકામાં રાજકીય સ્તંભોનો અનુવાદ હુ ઘણી વખત વાંચું છુ એ આકર્ષક અને મનોરંજક હોય છે, કારણ કે એ દ્વારા કમ્યુનિસ્ટ

ભાષાથી અપરિચિત બાળકોને પ્રચારાત્મક રીતે કમ્યુનિઝમનું શિક્ષણ આપવામાં આવે છે. માર્શલ યોજના વિષે તેમાં એક લેખ પ્રગટ થયો હતો. પાછળના પાઠમાં બાળકોને અમેરિકા વિષેના લેખમાં જે વાતો કહેવામાં આવી હતી એની એ જ વાતો આ લેખમાં પણ હતી. તફાવત માત્ર એટલો હતો કે આ લેખ વિસ્તૃત હતો અને માર્શલ યોજના પર આક્ષેપો પણ વધુ પ્રમાણમાં કરવામાં આવ્યા હતા

ક્રેમલિન તરફથી "કોમિન્ટર્ન"ના સ્થાને "કોમિન્ફર્મ"ની સ્થાપના અને પૂર્વ યુરોપની પરસ્પર આર્થિક સહાયતા કાઉન્સિલની રચના કરીને માર્શલ યોજનાનો જવાબ આપવામાં આવ્યો. કોમિન્ફર્મની સ્થાપના સપ્ટેમ્બર ૧૯૪૭માં પશ્ચિમી પોલેન્ડમાં કોઈ સ્થળે એક ગુપ્ત બેઠકના રૂપમાં કરવામાં આવી. સહાયતા કાઉન્સિલ જાન્યુઆરી ૧૯૪૯માં રચાઈ.

આ બન્ને પગલાંથી અમને કે અમેરિકન સરકારને આશ્ચર્ય ન થયું. મૉસ્કોમાં લાંબો વખત રહ્યા પછી, રશિયન ઈતિહાસ જાણ્યા પછી અને સ્ટેલિનના સિદ્ધાંતો તથા કમ્યુનિસ્ટ-ચાલબાજીથી પરિચિત થયા પછી, હવે મૉસ્કો શું કરશે અને શા માટે કરશે તે કોઈ પણ વ્યક્તિ સમજી શકે છે મૉસ્કોમાં ૧૯૪૭માં જ કમ્યુનિસ્ટ પક્ષોનો પરસ્પરનો સંબંધ દૃઢ કરવાનાં ચિહ્નો જણાવા લાગ્યાં હતાં એક મોટી આંતરરાષ્ટ્રિય કમ્યુનિસ્ટ સભા બોલાવવાની ગોઠવણ થઈ રહી હતી ૧૯૪૭ની શરૂઆતમાં જ્યારે આ બેઠક મળી ત્યારે મેં પરદેશખાતાને જે ખબર મોકલ્યા હતા, તેમા સ્પષ્ટ રીતે જણાવ્યું હતું, કે ઘણું કરીને કોમિન્ટર્નની કોઈ મોટી ગુપ્ત બેઠક મળશે. માર્શલ યોજનાએ પણ કોઈ નાટકીય પગલાં લેવાની મૉસ્કોને ફરજ પાડી એટલે ગમી ઓક્ટોબરે "પ્રવદા"એ જ્યારે કોમિન્ફર્મની ગુપ્ત રીતે સ્થાપના થયાની જાહેરાત કરી ત્યારે અમને જરા પણ આશ્ચર્ય ન થયું.

વાસ્તવિક સ્થિતિને લાગેવળગે છે ત્યાં સુધી, કૈમિન્ફર્મની સ્થાપનાથી એમાં કંઈ જ પરિવર્તન થયું નહિ. ક્રેમલિનની આંતરરાષ્ટ્રિય સંસ્થા આ પહેલાં પણ હંમેશાં ગુપ્ત રીતે આ કાર્ય અસરકારક રીતે કરતી જ હતી. આમ છતાં યુરોપ માટે થઈ રહેલી ઝુંબેશ માટે ભાગે મનુષ્યોનો સહકાર જીતવા માટેની

ઝુબેશ છે પશ્ચિમના નવા નક્કી થયેલા કાર્યક્રમ બાદ, કમ્યુનિસ્ટ સમર્થકોને
ળ સાર્વજનિક રીતે જાહેર થયેલા કોઈ એવા કાર્યક્રમની જરૂર હતી કે, જેમા
ઓ સહકારનુ વચન આપી શકે આ સસ્થાની સ્થાપનાએ એ પ્રચારાત્મક
ર્મની ખોટ પૂરી કરી તેની સાથોસાથ આ સસ્થાની સ્થાપના કરીને જુદાજુદા
મ્યુનિસ્ટ પક્ષોને એક સૂત્રમા પરોવ્યા અને ફ્રાસ, ઈટલી અથવા અનુગામી
શ્નોના કમ્યુનિસ્ટો અમેરિકન ભૌતિક સહાયતાના પ્રલોભનમા ફસાઈ જવાની
લ કરી બેસે, એવી શકયતા અસભવિત બનાવી મૂકી આ રીતે મોલોટોવના
ક આઉટ પછી, સોવિયેટ સરકારે સનાવાર રીતે જાહેર કરેલી આ આર્થિક
જની ઘોષણા હતી

તમામ કમ્યુનિસ્ટ દસ્તાવેજોની જેમ કોમિન્ફર્મની ઘોષણા પણ રશિ-
ન પદ્ધતિ અનુસાર બીજાઓ પરના આક્ષેપોથી ભરપૂર છે તેમાં ટ્રુમેન
ને માર્શલ યોજનાઓને "એક ફારસ અને અમેરિકન રાજ્યના વિસ્તાર
ટે વિશ્વવ્યાપી યોજનાની એક શાખા" તરીકે વર્ણવવામા આવી છે ત્યાર-
દ અમેરિકન સામ્રાજ્યવાદની ચાલોનો ઉલ્લેખ કરીને તે "અત્યંત ઊંડી"
વાનું જણાવવામાં આવ્યુ છે આ ચાલોમાં "પ્રત્યક્ષ બળની ધમકીઓ, બીજાને
ાવવા અને ધમકાવવા અને ડર બતાવીને તેમનુ મો બંધ કરવુ, દરેક પ્રકારની
જકીય ચાલબાજીઓ અને આર્થિક દબાણ, રુશવત, પોતાની સ્થિતિ મજબૂત
નાવવા માટે સ્વાર્થભરી લડત લડવી અને મતભેદ પડતાં તેમાંથી લાભ ઉઠા
ો અને લોકોને મૂર્ખ બનાવવા માટે ઉદારતા અને શાતિનો અંચળો ઓઢીને
દા પાછળથી શિકાર કરવો" વિગેરે બાબતોનો સમાવેશ હોવાના આક્ષેપો
વામા આવ્યા છે

આ બાબતમાં સત્ય હકીકત તો એ છે, કે જે જે આક્ષેપો અમેરિકન
મ્રાજ્યવાદ સામે કરવામા આવ્યા છે તે ખરી રીતે કમ્યુનિસ્ટ
લબાજીઓને જ લાગુ પડે છે

આ નવી સસ્થાનું નામ પણ જાણી જોઈને ભ્રમ પેદા કરે તેનુ રાખવામા
વ્યુ છે નામ પરથી એમ લાગે છે કે આ કોઈ માહિતીને લગતી સસ્થા છે
તુ ઘોષણાપત્ર પરથી સ્પષ્ટ જણાય છે કે તેનું કાર્ય "જુદા જુદા દળોના

અનુભવોની આપ લે કરવાનું અને જરૂર પડે તો તેમની હિલચાલ એક જ ધોરણ પર લાવવાનું" છે. હાલમાં જુદા જુદા કમ્યુનિસ્ટ દળો વચ્ચે આ જાતની સાંકળનો અભાવ વર્તમાન સ્થિતિમાં એક મોટી ખામી છે એમ પણ તેમાં જણાવવામાં આવ્યું છે

આ વસ્તુએ જ કમ્યુનિસ્ટ નેતાઓને એક મોટી ભૂલ કરવાની ફરજ પાડી; જેના પરિણામે ટીટો સાથે ઝઘડો થયો અને આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ મોરચામાં પહેલું ભંગાણ પડયું. કોમિન્ટર્નના નેતૃત્વ નીચે રચાયેલા યુદ્ધ પહેલાંના કમ્યુનિસ્ટ પક્ષો પોતપોતાના દેશોમાં સત્તાનો કબજો મેળવી શકયા નહિ પરંતુ પોલેન્ડ, ઝેકોસ્લોવેકિયા, હંગેરી, યુગોસ્લાવિયા, બલ્ગેરિયા, આલ્બાનિયા અને રૂમાનિયા પર કબજો કરનાર કમ્યુનિસ્ટોની યુદ્ધ પછીની સ્થિતિ બધી રીતે જુદી જ હતી

મારા મૉસ્કો નિવાસ દરમ્યાન માર્શલ ટીટો ફકત એક જ વાર મૉસ્કો આવ્યા હતા એ ૧૯૪૬ના આખરના દિવસોની આ વાત છે. એક વેપારી કરાર અંગે તેઓ ત્યાં આવ્યા હતા વયોવૃદ્ધ કાલિનિનનું મૃત્યુ થયું ત્યારે રાજકીય શબસંસ્કાર વિધિમાં તેઓ જોડાયા. લાલ ચોકમાં પરદેશી એલચીઓની સાથે તેમને જુદું સ્થાન આપવામાં આવ્યું તે વખતે કડવાશનું કોઈ ચિહ્ન જણાતું ન હતું કારણ કે શબ ઊંચકનારા પોલિટબ્યુરોના સભ્યો જ્યારે લેનિનની કબર પાસે ગયા ત્યારે યુગોસ્લાવ નેતાને પણ ત્યાં બોલાવવામાં આવ્યા હતા.

ટીટો જેવો અગ્રગણ્ય કમ્યુનિસ્ટ, બળવો કરશે એવી મૉસ્કોમાં રહેતા અમને કોઈને સ્વપ્ને પણ સંભાવના ન હતી. આમ છતાં ટીટો—કોમિન્ફર્મ ઝઘડો શરૂ થવાના બે માસ પહેલાં મેં મારી ડાયરીમાં લખ્યું હતું કે મૉસ્કો જે પ્રકારનું કડક નિયંત્રણ પોતાના દેશના કમ્યુનિસ્ટ નેતાઓ પર રાખે છે તેવું જ કડક નિયંત્રણ જો તે સોવિયેટ બહારના નેતાઓ પર પણ રાખશે તો, મને ખાત્રી છે કે એમાંથી જોખમ ઉભું થશે. મારી ડાયરીમાં મેં લખ્યું છે: "યુદ્ધ પહેલાંની અને યુદ્ધ પછીની સ્થિતિ વચ્ચેનું અંતર સમજવામાં નિષ્ફળતા એ એક સોવિયેટની ભૂલ છે. પોલિટબ્યુરો કોમિન્ફર્મને માત્ર કોમિન્ટર્નનું નવું સ્વરૂપ જ સમજે

છે અને તેને પોતાની ઇચ્છા પ્રમાણે નચાવી શકાશે એમ માને છે પરતુ તે ભૂલી જાય છે કે યુદ્ધ પહેલાં આ જુદાજુદા પક્ષોના હાથમાં સત્તા ન હતી અને આજે તેઓ જુદા જુદા રાષ્ટ્રોનુ સંચાલન કરે છે અને તેમના માથા પર પોતપોતાના દેશનાં ઘણા બધનો અને જવાબદારી છે સોવિયેટ સરકાર તેમની પાસેથી જે પ્રકારની તાબેદારીની આશા રાખે છે તેવી તાબેદારીનો, સત્તા હાથમા આવ્યા પછી તેઓ સ્વીકાર કરે એવી આશા રાખી શકાય નહિ

આમ છતાં ૧૯૪૮ના જૂનની ૨૮મીએ યુગોસ્લાવ કમ્યુનિસ્ટ પક્ષનો કોમિન્ફર્મમાથી એકાએક બહિષ્કાર થવાથી અને ટીટો તથા તેના ચૂટી કાઢેલા સાથીઓ તેમનું વલણ ન બદલે તો તેમને ઉખેડીને ફેંકી દેવાની યુગોસ્લાવ જનતાને અપીલ થવાથી અમને આશ્ચર્ય થયુ

ટીટો સાથેની અથડામણનુ મુખ્ય કારણ એ હતું કે યુગોસ્લાવ કમ્યુનિસ્ટ પક્ષ પર પ્રત્યક્ષ નિયન્ત્રણ મેળવવાનો સોવિયેટે પ્રયાસ કર્યો સોવિયેટ જાસૂસોની હીલચાલ અને ઉથલપાથલના પ્રયાસનો યુગોસ્લાવિયાએ વિરોધ કર્યો અને ક્રેમલિનના અપમાન આર્થિક વ્યવહાર પ્રત્યે રોષ દર્શાવ્યો, ત્યારે આ અથડામણ પરાકાષ્ઠા પર પહોચી યુગોસ્લાવ પોતે સુરક્ષણ સસ્થાઓનું પરિવર્તન કરી શકે તેમ નથી એમ જ્યારે સોવિયેટ અધિકારીઓ જોઈ શક્યા અને યુગોસ્લાવ નેતાઓમાં ફાટફૂટ પડાવવામા સોવિયેટ જ્યારે નિષ્ફળ નીવડયું તથા યુગો સ્લાવ કમ્યુનિસ્ટ પક્ષમા સોવિયેટ એજન્ટો તરીકે કામ કરી રહેલા માણસોને દેશદ્રોહી તરીકે ગિરફતાર કરવામાં આવ્યા ત્યારે સંબધ સંપૂર્ણ રીતે તૂટી પડયો સોવિયેટના લશ્કરી પ્રતિનિધિઓ તથા બીજા નિષ્ણાતોને પાછા બોલાવી લેવામા આવ્યા ત્યારે આ ફાટફૂટનું પહેલુ ચિહ્ન દેખાયુ

ત્યારે એ સ્પષ્ટ થયું છે કે સોવિયેટ કમ્યુનિસ્ટ પક્ષને સોવિયેટ ખાતેની બીજી હાથ નીચેની સંસ્થાઓ પર જેવા અધિકાર છે તેવા જ અધિકારોની માગણી, પરદેશના કમ્યુનિસ્ટ પક્ષો પાસેથી પણ કરે છે અને જેવી રીતે "દુશ્મન" બુર્ઝવા રાજ્યોમા જાસૂસી દળ છે તેવાં જ દળો અનુગામી રાષ્ટ્રોમાં રાખવાની પણ માગણી કરે છે રશિયાએ યુગોસ્લાવિયા પાસે જે માગણી કરી તેનો અર્થ એ હતો કે દરેક પ્રકારની માહિતી સ્વતન્ત્ર રીતે મેળવવાની તેને સ્વતન્ત્રતા

રહે, દેશમાં તે પોતાના જાસૂસોની જાળ પાથરી શકે અને યુગોસ્લાવ કમ્યુનિસ્ટ દળનો એવી રીતે વિકાસ કરી શકે કે જેથી તેની પ્રથમ વફાદારી સોવિયેટ યુનિયન પ્રત્યે રહે. આવી માગણીઓનો યુગોસ્લાવિયાએ સ્વીકાર કર્યો નહિ.

કોમિન્ફર્મમાંથી ટીટો અને યુગોસ્લાવ કમ્યુનિસ્ટ દળનો બહિષ્કાર થયા પછી, જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ રશિયાની ધમકીઓ અને દબાણ પણ વધતાં ગયાં. યુગોસ્લાવ સરકારને રશિયાએ "દુશ્મન" સરકાર જાહેર કરી. હંગેરી અને યુગોસ્લાવિયાની સરહદ પર રશિયન યાંત્રિક સેનાઓનું ખુલ્લું પ્રદર્શન કરવામાં આવ્યું. કરારની શરતો પ્રમાણે આ પ્રદેશમાં એ સેનાઓને જવાની છૂટ હતી.

ટીટોએ સોવિયેટ સ્વામીઓની તાબેદારી ન સ્વીકારી તેનું એક પરિણામ એ આવ્યું કે બીજા અનુગામી રાષ્ટ્રોના પ્રતિનિધિઓ પ્રત્યે પણ રશિયા શંકાશીલ બન્યું. ખાસ કરીને મૉસ્કો ખાતેના આ દેશોના એલચીઓની વધુ દુર્દશા થઈ. આ એલચીઓ પોતાની સરકાર અને સોવિયેટ સરકાર વચ્ચેની મંત્રણાનું સાધન ન હતા. બન્ને સરકારો વચ્ચેની મંત્રણાથી તેઓ અજાણ હતા તેમને કોઈ વિશ્વાસપાત્ર માનતું ન હતું. તેઓ અમારી સાથે હળીમળી શકતા ન હતા, તેમજ રશિયનો પણ તેમનું સન્માન કરતા ન હતા. હકીકતમાં, પશ્ચિમી પ્રતિનિધિઓ કરતાં પણ તેમના પ્રત્યે રશિયનો વધુ અવિશ્વાસની નજરે જોતા હતા. આની સાબિતી અમને આ સમય દરમ્યાન થયેલા ભોજન સમારંભોમાં મળતી હતી. આવા પ્રસંગે તેમનો સમય ચૂપચાપ પસાર થતો. ભયના માર્યા એક શબ્દ પણ તેઓ બોલી શકતા ન હતા.

ટીટોના ખરા સ્વરૂપને ઓળખી ન શક્યા એ ઝેન્ડોફ અને તેના સાથીઓની ભૂલ હતી ટીટોને જો કે કમ્યુનિઝમનું શિક્ષણ અને દીક્ષા મૉસ્કોમાં મળી હતી, તો પણ, યુદ્ધ દરમ્યાન મૉસ્કોમાં જે કમ્યુનિસ્ટ પૂતળાઓ વિરાજમાન હતાં તેમાંનો ટીટો ન હતો આ પૂતળાંઓ જ્યારે રશિયન સેનાના બળ પર પોતાના દેશમાં પ્રતિષ્ઠા ભોગવતા હતા ત્યારે ટીટોએ યુદ્ધ સમયમા પોતાના દેશના પહાડોમાં શત્રુઓ સામે મોરચા માંડ્યા હતા. ટીટો સ્વતંત્ર પ્રકૃતિનો અને પોતાના બળ પર આધાર રાખનારો માણસ હતો અને તેનો

રાષ્ટ્રવાદ પણ નષ્ટ થયો ન હતો. ટીટો એક સ્વાભિમાની, આત્મવિશ્વાસુ ગેરીલા નેતા હતો. રશિયનો તેના દેશમા જે કઈ કરવા માગતા હતા તેની અને બરાબર ખબર હતી મુખ્યત્વે પોતાના પ્રયત્નથી તેણે જે વ્યકિતગત સત્તા મેળવી હતી તે ક્રેમલિનને સોપી દેવા તે તૈયાર ન હતો

ટીટો સામે રશિયનોએ જે આરોપો કર્યા છે તે સર્વાંશે હાસ્યાસ્પદ છે "પ્રવદા" ગમે તેટલું લખે, પણ આ ઝઘડો સત્તા સાથે સંકળાયેલો છે એ વાત છુપાવી શકાય તેમ નથી ગુપ્ત પોલીસની જાળ બિછાવવામાં ક્રેમલિનનો કોઈ જાતનો વિરોધ હોઈ શકે નહિ ઊલટુ, ટીટોએ એમ ન કર્યું હોત તો સોવિયેટ જ વાંધો ઉઠાવત ટીટોનો જો કોઈ દોષ હોય તો તે એ હતો કે આ જાળ સોવિયેટ "સલાહકારો" દ્વારા બિછાવી ન હતી જમીનનું સમૂહીકરણ જલ્દી નહિ કરવા માટે ટીટોનો જરા પણ દોષ કાઢી શકાય તેમ ન હતુ, કારણ કે એમ કરવા માટે મજબૂત રીતે સ્થપાયેલુ શાસન તંત્ર અને ટ્રેકટર વિગેરે સાધનોની આવશ્યકતા હતી ખુદ સોવિયેટ સરકાર, રશિયન ક્રાંતિ પછી બાર વર્ષે આ દિશામા પગલુ ભરી શકી હતી આવી સ્થિતિમાં રશિયાને જે વાંધો હતો તે એ કે રશિયાને પૂછયા ગાછયા વિના ટીટોએ સ્વતંત્ર નિર્ણયો કર્યા હતા આ પ્રકારની સ્વતંત્રતા રશિયા કોઈને પણ આપી શકતું નથી

કોઈ પણ કમ્યુનિસ્ટ પક્ષ, જે સોવિયેટ પરદેશનીતિનું જ માત્ર સાધન ન બને અને જેની સાથે બાલ્કન તથા પૂર્વ યુરોપની બાકી રશિયન સત્તાઓ સંબધ રાખે, તેવા કમ્યુનિસ્ટ પક્ષના અસ્તિત્વનું જોખમ સોવિયેટ ખેડી શકે નહિ જો તે આમ કરવા દે, તો એક એવુ બાલ્કન રચાવાનો તેને ભય હતો કે જે ક્રેમલિનની અંદર ન રહેતા એક બીજુ સત્તાનુ કેન્દ્ર બની જાય એટલે મૉસ્કો માટે ટીટો અને તેની પદ્ધતિનો વિનાશ તથા પોતાના પૂતળાપક્ષની સ્થાપના આવશ્યક બની ગઈ રાજકીય ચાલ, આર્થિક દબાણ અથવા કતલ, કોઈ પણ ઉપાયથી સોવિયેટ આ કામ પૂરુ કરવાનો પ્રયાસ ચાલુ રાખશે.

ટીટો અને ક્રેમલિન વચ્ચેની ફાટફૂટ એ ખૂબ જ ગભીર સવાલ છે રશિયાનો વિસ્તાર કરવાના સ્ટેલિનના હેતુ પર આ ફાટફૂટ જો કે ગભીર પ્રહાર રૂપ છે તો પણ, પશ્ચિમ પ્રત્યેના ટીટોના વલણમા તે ખાસ પરિવર્તન લાવનારી

મથી ટીટો, પશ્ચિમી પ્રજાતંત્રોને હજી પણ પ્રત્યાઘાતી, સામ્રાજ્યવાદી અને યુદ્ધોત્સુક જાહેર કરે છે કમ્યુનિઝમ પર તેનો અને તેના સાથીઓનો પ્રેમ એવો ને એવો જ છે ટીટોની સરમુખત્યારી કમ્યુનિસ્ટ સરમુખત્યારીનો જ એક ઉગ્ર નમૂનો છે આમ છતાં તેની સ્થિતિ મુશ્કેલ બનાવવામાં આપણું હિત નથી એથી ઊલટું, સાચી વાત તો એ છે કે આપણે જો તેને દુર્બળ બનાવીએ તો યુગોસ્લાવિયામાં આર્થિક દુર્દશાના કારણે અંધાધૂંધી ફેલાય અને તેના પરિણામે મૉસ્કોને સંપૂર્ણ રીતે આધીન રહે એવું કોઈ કમ્યુનિસ્ટ શાસન ત્યાં અનિવાર્ય બને.

કમ્યુનિસ્ટ શાસનમાં ગુલામ બનેલા લોકોને સ્વતંત્ર બનાવવામાં બની શકતી સહાયતા આપવી એ આપણી નીતિ છે અમેરિકા યુગોસ્લાવ જનતાની સ્વતંત્રતા ઈચ્છે છે એમા શક નથી ટીટોની સરમુખત્યારીની સામે આપણો અનિવાર્ય વિરોધ છે આમ છતાં આપણે એ વાત લક્ષમા રાખવી જોઈએ કે આખી દુનિયા પર સત્તા જમાવવાની ક્રેમલિનની વિસ્તારનીતિનો ટીટોએ સામનો કર્યો છે અને સ્ટેલિન ભૂલચૂકથી પર હોવાની દંતકથાની હાંસી ઉડાવી છે તે પોતે યુગોસ્લાવિયાના સ્ટેલિનવાદનું પ્રતીક છે, તો પણ સોવિયેટ સામ્રાજ્યવાદનું હથિયાર બનવાનો તેણે ઈનકાર કર્યો છે તેના આ કૃત્યથી, કમ્યુનિસ્ટ સત્તા હેઠળના પ્રદેશો, જ્યાં મૉસ્કોના કડક અનુશાસનનો કમ્યુનિસ્ટ પક્ષોએ અનિચ્છાએ સ્વીકાર કર્યો છે ત્યાં રાષ્ટ્રિય ભાવનાની નવી શકિત અને નવી આશા ઉત્પન્ન થઈ છે હજુ સુધી જો કે તેમણે ગેરકમ્યુનિસ્ટ પક્ષો સાથે સમજૂતી કરીને પોતાનો અધિકાર વ્યાપક બનાવવાની ઈચ્છાનું ચિહ્ન બતાવ્યું નથી, તો પણ તેઓ એમ કરવા અશકત હોય એ પણ સંભવિત છે, કારણ કે શાસનની હાલની પદ્ધતિ બદલવાનું પરિણામ વિનાશમાં પણ આવી શકે છે

ટીટો જાણે છે, કે યુગોસ્લાવજનતાનો મોટો ભાગ મૉસ્કો વિરુદ્ધ તેને ટેકો આપશે જ પરંતુ પશ્ચિમનો વિરોધ કરે તો આવો સહકાર મળવાનો સંભવ નથી વળી તે અને તેના મુખ્ય સહાયકો એક ઊંડા વ્યકિતગત ભ્રમમાં ફસાયા છે આ ભ્રમ કમ્યુનિસ્ટ ધર્મ પ્રત્યેની તેમની નિષ્ઠાથી વધ્યો

છે. તે સત્તા પરનો પોતાનો અધિકાર છોડવા માટે તૈયાર નથી. એટલે તેની સમક્ષ ત્રણ માર્ગ છે. કાં તો તે પોતાના વિશ્વાસમાં પરિવર્તન કરે, અથવા વિરોધના માર્ગનો ત્યાગ કરે અને નહિ તો પછી વિનાશ પામે. આવી સ્થિતિમાં પોતાની કમ્યુનિસ્ટ શ્રદ્ધામાં પરિવર્તન કરવાની દિશામાં તે આગળ વધી રહ્યો છે અને નવા સિદ્ધાંતો સ્થાપી રહ્યો છે. આ બાબતમાં એ વાત પણ યાદ રાખવી જોઈએ કે ટીટોના ઘણા મુખ્ય સહાયકો, સિદ્ધાંત અથવા વ્યવહારમાં કમ્યુનિસ્ટ નથી, પરંતુ રાષ્ટ્રવાદી છે અને પોતાના સિદ્ધાંતો કરતાં પોતાની શકિતના બળથી કમ્યુનિસ્ટ પક્ષમાં સત્તા મેળવી શકયા છે. તેઓ વાસ્તવવાદી છે.

આવી સ્થિતિમાં રાજકીય, આર્થિક અથવા આદર્શાત્મક આકર્ષણ ટીટો અને તેની સરકારને પશ્ચિમ પ્રત્યે આકર્ષિત કરશે. હુ માનુ છુ કે આ બળોને પ્રોત્સાહિત કરવાં જોઈએ. એટલે યુગોસ્લાવિયા સાથે આપણે વેપાર વધારવો જોઈએ. જો એમ નહિ થાય તો માત્ર આર્થિક દબાણથી રશિયા દોઢ કરોડ લોકોની સામનો કરવાની શકિત અને ઈચ્છાને નાબૂદ કરી નાખશે.

ટીટોની સફળતા રશિયા માટે એક ગંભીર આઘાત છે. તેના પરિણામે સમસ્ત બાલ્કનમાં ઉથલપાથલ મચી ગઈ છે અને ત્યાં ભીષણ દમન ચાલી રહ્યું છે. આમ છતાં હુ માનુ છુ કે જ્યાં સુધી ટીટોનું બળ જળવાઈ રહેશે ત્યાં સુધી મધ્ય યુરોપ પર સંપૂર્ણ અધિકાર કે નિયંત્રણ મેળવવામાં રશિયાને ખૂબ મુશ્કેલી પડશે. આ દેશોમાં, ખાસ કરીને પોલેન્ડ અને ઝેકોસ્લોવેકિયામાં રાષ્ટ્રિયતાની ઊંડી ચેતના છે. લોકો આગ્રહીનું સ્વરૂપ ઓળખે છે. આવી સ્થિતિમાં આંતરરાષ્ટ્રિય કમ્યુનિઝમનો ત્યાં કડક સામનો કરવામાં આવશે. મધ્ય યુરોપનાં રાષ્ટ્રો કે જ્યાં કમ્યુનિઝમ લોકપ્રિય છે તેઓ પણ એવું કમ્યુનિઝમ અપનાવવાનું પસંદ કરશે કે જેમાં રાષ્ટ્રિય વિશેષતાઓ હોય. આ વાત "શાસન અથવા વિનાશ"ની ક્રેમલિન નીતિની વિરુદ્ધ છે. એટલે કોમિન્ફર્મના માધ્યમનો ઉપયોગ કરીને સોવિયેટ કમ્યુનિસ્ટ દળને પોતાના ઘરની સાફસૂફી કરવાના કંટાળાજ્ઞ કાર્યમાં રોકાવું પડશે. આ કામને તે અધૂરું છોડી શકે નહિ. ગમે તેટલો ભોગ આપીને પણ તે આ કાર્ય પૂરું જ કરશે. જો તેમ નહિ થાય તો સંકટ સમયમાં આ વસ્તુ સોવિયેટ યુનિયન પ્રત્યેના વિશ્વાસઘાત તરીકે સિદ્ધ થશે.



નીતિનો અમલ કરી રહ્યું હતું એથી જર્મનીના ભાગલા દિન પ્રતિદિન અનિવાર્ય બની રહ્યા હતા.

ભવિષ્યની અમેરિકન નીતિને લાગતું વળગતું હતું ત્યાં સુધી, આ બાબતમાં અમારો દૃષ્ટિકોણ એવો હતો, કે જો જરૂર પડે તો પૂર્વ અને પશ્ચિમ વિસ્તારના ક્રમચલાઉ ભાગલા માટે આપણે તૈયાર રહેવું જોઈએ. સમસ્ત જર્મનીમાં સોવિયેટ હેતુઓ પાર પાડવાનું સહેલું બને એવા બનાવટી એકીકરણ માટે અમે તૈયાર ન હતા. અમે જોઈ રહ્યા હતા, કે અમારા વિસ્તારના સાચા પ્રજાતંત્રાત્મક અને પ્રગતિશીલ બળોનું મન, વચન અને કર્મથી સમર્થન કરવું એ એક જ માર્ગ અમારા માટે યોગ્ય છે. આ સમર્થન એટલા પ્રમાણમાં હોવું જોઈએ, કે પૂર્વના નિરંકુશ ષડ્યંત્રો દ્વારા થનારી ઉથલપાથલો અને દખલગીરીમાંથી તેનું રક્ષણ થઈ શકે. મેં આ બાબતમાં ક્રિયાત્મક સહકાર અને સમર્થન ઉપર વધુ ભાર મૂકયો હતો, કારણ કે અત્યાર સુધી અમે કેવળ નૈતિક સહકાર અને સમર્થન આપી શકયા હતા એમ મને લાગતું હતું.

આ મહત્ત્વના પ્રશ્નોના કારણે મૉસ્કો મંત્રણા ઘણી લંબાશે એમ અમે ધારતા હતા. રશિયનોના ઘરઆંગણે આ પરિષદ મળતી હોવાથી તેઓ ધીરજને એક સારો ગુણ સમજશે એવી આશા રાખવામાં આવતી હતી. તેનો જવાબ એટલી ધીરજથી આપવા માટે આપણે તૈયાર રહેવું જોઈએ. પરદેશપ્રધાન માર્શલને કોઈ જરૂરી કામ માટે વૉશિંગ્ટન પાછા ફરવું પડે તો પોતાને બદલે જેમના દ્વારા મંત્રણા ચાલુ રાખી શકાય એવા સહાયકમંત્રીઓની ગોઠવણ કરીને, અને એ માટે તૈયાર થઈને અમારું પ્રતિનિધિમંડળ આવશે, એવી મને આશા હતી.

નિવાસની બાબતમાં તો મૉસ્કોમાં મકાનોની ખૂબ તંગી હોવાથી, સોવિયેટ સરકારે પોતાની સર્વોત્તમ હોટેલ "મૉસ્કો" ખાલી કરાવીને એ માટે ગોઠવણ કરી આપી હતી. એ ઉપરાંત બીજી કેટલીક હોટેલો પણ ખાલી કરાવવામાં આવી હતી. આવનારા પ્રતિનિધિઓની સગવડ માટે આ હોટેલોને તદ્દન નવું જ રૂપ આપવામાં આવ્યું હતું. નોકરો માટે નવા પોષાક શીવડાવવામાં આવ્યા હતા. દરેક પ્રકારની તૈયારી થઈ ગયા પછી એક સવારે ટેકસીઓનો એક મોટો કાફલો આ હોટેલોની સામે આવીને ઉભો રહ્યો.

સ્પાસોભવનમાં સૂવા માટેની ગોઠવણ અમે પરદેશપ્રધાન તથા તેમના બે ત્રણ અધિકારીઓ માટેજ કરી શકયા હતા; પરંતુ પ્રતિનિધિઓને કોઈ પણ સમયે ભોજન આપવાનો પ્રબંધ અમે કરી લીધો હતો. અમે જાણતા હતા, કે મંત્રણા લાંબી ચાલશે. યુદ્ધસમયમાં કર્યું હતું તેમ નૃત્યગૃહને અમે ફરીથી કાર્યાલયમાં ફેરવી નાખ્યું. બિલિયર્ડનો ઓરડો તથા બધા મોટા ઓરડા કાર્યાલયો તથા પુસ્તકાલયો રૂપે બદલાઈ ચૂકયા હતા. ભોજનગૃહ અને રસોડું, રેસ્ટોરાંમાં ફેરવાઈ ગયું હતું. દુનિયાના બીજાં અમેરિકન એલચીખાતાંઓને આ કામ થકવી દેનારૂં લાગત, પણ દુનિયાથી અલગ મૉસ્કોમાં રહેનારા અમારા લોકો માટે નવા અને જૂના મિત્રોને મળવાનો આ અવસર આનંદજનક અને ઉત્સાહપ્રેરક હતો.

આ પ્રારંભિક સમયમાં જે કોઈ મુશ્કેલી અમારા સમક્ષ ઉપસ્થિત થઈ હોય તો તે મૉસ્કો આવનારા અમેરિકન પત્રકારોની સંસ્થાનો પ્રશ્ન હતો. લંડન પરિષદમાં મૉસ્કો તરફથી ખાત્રી આપવામાં આવી હતી, કે સોવિયેટ સરકાર પત્રકારો પર કોઈ જાતનો પ્રતિબંધ નહિ મૂકે. કુદરતી રીતે દરેક અખબાર આ સગવડનો લાભ લેવા માગતું હતું. પરિણામે અમેરિકન પરદેશખાતાને મોટી મુશ્કેલીનો સામનો કરવો પડયો. ખૂબ કાપકૂપ કરીને જે યાદી તૈયાર કરવામાં આવી તેમાં પત્રકારોની સંખ્યા લગભગ સો જેટલી હતી. પરંતુ કોઈ પણ દેશના વીસ કરતાં વધુ અખબારી પ્રતિનિધિઓને અહીં આવવાની અમે મંજૂરી નહિ આપીએ એમ જ્યારે રશિયાએ જાહેર કર્યું ત્યારે શોરબકોર મચી ગયો અને તેને વિશ્વાસઘાત તરીકે જાહેર કરવામાં આવ્યો. પરદેશકચેરી અને અખબારો તરફથી વિરોધના તાર આવવા લાગ્યા. એટલે હું શ્રી. વિશીન્સ્કીને મળ્યો. વાતચીતમાં સ્થળોની તંગી પ્રત્યે મારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું, પરંતુ એની તો મને પહેલેથી ખબર હતી. હું આ કારણને જો કે, યોગ્ય માનતો હતો. તો પણ, સાથોસાથ એ પણ જાણતો હતો, કે ક્રેમલિન અખબારી પ્રતિનિધિઓને જાસૂસ સમજીને તેમને અનિચ્છનીય ગણે છે.

આવી સ્થિતિમાં કેટલાક પ્રતિનિધિઓને રહેવાની ગોઠવણ સ્પાસોભવનમાં કરવાની અને હોટેલના પ્રત્યેક ઓરડામાં એકને બદલે બે પ્રતિનિધિઓ રાખવાની મારી યોજના મેં રજૂ કરી. આ યોજના અનુસાર ૮૯ પત્રકારોને સ્થાન

# મૉસ્કો પરિષદ

....."રાષ્ટ્રોની સમાનતા અને તેમના પ્રદેશોનું રક્ષણ, ગુલામ રાષ્ટ્રોની મુક્તિ અને તેમના સાર્વભૌમત્વના અધિકારોની પુનઃસ્થાપના, પ્રત્યેક રાષ્ટ્રને પોતાની ઈચ્છા અનુસાર પોતાના જીવનનું નિયમન કરવાનો અધિકાર, પીડિત રાષ્ટ્રોને આર્થિક સહાય, પ્રજાતંત્રને લગતી સ્વતંત્રતાનો ઉદ્ધાર અને હિટલરી શાસનનો વિનાશ, આ બધાં સોવિયેટનાં યુદ્ધધ્યેય છે."

....સ્ટેલિન : ૬ ઠ્ઠી નવેમ્બર ૧૯૪૨નું એક ભાષણ.

૧૯૪૭ના માર્ચની ૧ ૦મી તારીખે પરદેશપ્રધાનોની જે પરિષદ મૉસ્કોમાં શરૂ થઈ, તે પોતાની સફળતાઓને બદલે પોતાની નિષ્ફળતા માટે હંમેશાં યાદગાર બની રહેશે. હું તેને "અત્યંત સફળ નિષ્ફળતા" કહું છું. આ મંત્રણાનાં કારણે જર્મની અને ઓસ્ટ્રિયા પ્રત્યેનું સોવિયેટનું વલણ તદ્દન સ્પષ્ટ બની ગયું અને તેના પરિણામે બ્રિટન, ફ્રાંસ અને અમેરિકાની નીતિઓમાં એક એવી એકરૂપતા ઉત્પન્ન થઈ, કે જે બીજી કોઈ પણ રીતે ઉત્પન્ન થવાનું અસંભવિત હતું.

જાન્યુઆરીની શરૂઆતથી જ અમે આ મંત્રણાની તૈયારી કરવા લાગ્યા હતા. એલચીખાતાના વ્યવસ્થાવિભાગે નિવાસ, ભોજન અને વાહનવ્યવહારની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી. એલચીખાતાના ઉચ્ચ અધિકારીઓ, મંત્રણા માટે આવનારા પ્રતિનિધિઓની જાણ માટે, મંત્રણાનું સ્વરૂપ કેવા પ્રકારનું રહેશે તથા સોવિએટ પ્રતિનિધિઓ કેવું વલણ અખત્યાર કરશે તેનું અનુમાન કરવામાં

અને એ માટેની તૈયારીઓમાં રોકાઈ ગયા મુખ્ય પ્રશ્ન જર્મનીને લગતો છે અને તેની સાથે યુરોપના ભાવિ પર પણ વિચાર ચલાવવામા આવશે એ સ્પષ્ટ જ હતું

સોવિયેટ સરકાર કોઈ પણ મક્કમ યોજનાને બિન-અસરકારક બનાવવા માટે કેવા કેવા ઉપાયો અમલમાં મૂકી શકે છે એ સબંધમાં, ઓસ્ટ્રિયાને લગતો અમારો અનુભવ અમને પૂરેપૂરૂ દિશાસૂચન કરે છે એમ અમે માનીએ છીએ અમારૂ અનુમાન એવું હતું, કે જર્મનીની મધ્યસ્થ સરકારના સંબંધમા પણ એ જ ઉપાય અજમાવવામા આવશે અમે માનતા હતા, કે કમ્યુનિસ્ટ એક પક્ષીય ચોકઠામા સમાવેશ થઈ શકે એવી કોઈ યોજના ન હોય ત્યા સુધી ફેડરલ સરકારની સ્થાપનાનો ક્રમેવિન વિરોધ કરશે અમને એવી પણ ખાત્રી હતી, કે પશ્ચિમના ક્ષેત્રમાં રશિયા દરેક પ્રકારની સગવડોની માગણી કરશે પરંતુ સોવિયેટ સત્તા હેઠળના વિસ્તારમાં એવી સગવડો આપવા માટે તે તૈયાર થશે નહિ.

એ તો સ્પષ્ટ જ હતું, કે યુદ્ધ નુકસાની વિષે મંત્રણામા સારી પેઠે ચર્ચા થશે. યુદ્ધનુકસાની તરીકે એક મોટી રકમનો સ્વીકાર કરાવવામા સોવિયેટ યુનિયનને જો સફળતા મળે, તો તેના આંતરિક સવાલોનો પૂરેપૂરો ઉકેલ થઈ જાય! એ ઉપરાંત આ ગોઠવણથી પશ્ચિમ દેશોના કબજા હેઠળના જર્મન વિસ્તારમા સંગીન અર્થતંત્રનો વિકાસ થવાના માર્ગમા પણ પોતે વિઘ્નો નાખી શકે આ રીતે બીજુ મહત્ત્વ અમે રૂહરના પ્રશ્નને પણ આપતા હતા

પોતાના કબજા નીચેના જર્મનપ્રદેશના આર્થિક એકીકરણની બ્રિટિશ અને અમેરિકન યોજનાઓનો મૉસ્કો તથા પરદેશી કમ્યુનિસ્ટ પક્ષોએ જે ઉગ્ર વિરોધ કર્યો હતો એ અમે ભૂલ્યા ન હતા "આ યોજનાઓ સોવિયેટથી વિરુદ્ધ, પોટ્સડામ કરારની ભાવનાથી વિરુદ્ધ, પશ્ચિમ જર્મનીમા "આપખુદ મૂડીવાદ"ની દબણગીરી સુગમ બનાવનાર તથા દેશની રાજકીય અને આર્થિક એકતામા ભંગાણ પાડનાર છે"— આ જાતની તેમણે જાહેરાત કરી હતી

આમ છતા પોતાના પાપો માટે બીજાઓ પર દાષનો ટોપલો ઓઢાડી દેવાની સોવિયેટ નીતિથી પરિચિત હોવાથી જર્મનીના બે ભાગમા પાડી નાખવાના પ્રયાસ માટે પણ અમારા પર સોવિયેટ પ્રતિનિધિ દોષારોપણ કરે એ અમે સંભવિત માનતા હતા ખરી રીતે, પોતાના જર્મન વિસ્તારમાં સોવિયેટ જે

આપી શકાય તેમ હતું. પરંતુ શ્રી. વિશીન્સ્કી પૂરેપૂરો વિનય જાળવવા છતાં, પોતાની વાત પર મક્કમ રહ્યા. દરેક પત્રકાર સામે તેમણે કાંઈને કાંઈ વાંધો ઉઠાવ્યો. છેવટે ઘણા દિવસોની વાતચીત પછી જ્યારે તેમણે સોળ વધુ એટલે, કે કુલ ૩૬ અમેરિકન પત્રકારોને મૉસ્કો આવવાની મંજૂરી આપી, ત્યારે મને તથા પરદેશખાતાને–બન્નેને સંતોષ થયો.

૮મી માર્ચથી મંત્રણામાં ભાગ લેવા માટે પ્રતિનિધિઓ આવવા લાગ્યા. શ્રી. બેવિન અને શ્રી. બીદો રેલગાડીમાં આવ્યા. આ બન્ને સાથે મારે પરિચય હતો. નિયમ પ્રમાણે મૉસ્કો ખાતેના બીજા એલચીઓ સાથે તેમના સ્વાગત માટે હું સ્ટેશને ગયો અને ત્યાં તેમને મળ્યો. શ્રી. જ્યોર્જ માર્શલ ૯મી માર્ચે ૩ા વાગે વિમાનમાં આવી પહોંચ્યા. જ્યારે શ્રી. વિશીન્સ્કી અને બીજા પરદેશી એલચીઓ સાથે મેં તેમનો પરિચય કરાવ્યો ત્યારે સ્વસ્થ અને સરસ રીતભાતવાળા શ્રી. માર્શલે તેમના પર પ્રભાવ પાડ્યો. મૉસ્કો ખાતેના એલચીઓને શંકા હતી, કે આંતરરાષ્ટ્રિય મંત્રણાઓના બિલકુલ અનુભવ વિનાની આ વ્યકિત, જેમને પોતે "મધ્યપૂર્વના વેપારીઓ જેવા" ગણે છે તેમની પાસે કેવી રીતે પોતાનું કામ કઢાવશે !

પરંતુ મારા હૃદયમાં આવી કોઇ શંકા ન હતી. હું શ્રી. જ્યોર્જ માર્શલને દરેક પ્રકારની મુશ્કેલ પરિસ્થિતિઓમાં જોઈ ચૂક્યો હતો. મને લાગ્યું હતું કે આ વ્યકિત પોતાની ઈમાનદારી , માનભરેલી સાદાઈ અને પવિત્રતાના આધારે દરેક સભામાં સરસાઈ ભોગવી શકે તેમ છે. હું જાણતો હતો, કે જ્યાં સુધી સમગ્ર સ્થિતિ પર તે કાબૂ નહિ મેળવે ત્યાં સુધી મૌન જાળવશે અને ત્યારબાદ કદી ભૂલ કરશે નહિ. જરૂર પડે તો આ વ્યકિત ધૈર્યની મૂર્તિ બની શકે છે અને કોઇ તેના પ્રત્યે ઉદ્ધત બની શકતું નથી.

બીજે દિવસે સવારે, એટલે કે માર્ચની ૧૦મીએ ઝારના જમાનાની "યાર" રેસ્ટોરાંની સુંદર ઐતિહાસિક ઈમારતમાં પરિષદ શરૂ થઈ. આ ઈમારત હવે વિમાની ઉદ્યોગના કબજામાં છે. આ ઈમારત જોઈને મને તે સમૃદ્ધ સામંતશાહીની યાદ આવી કે જેને આ રશિયન ગીત દ્વારા અમરતા મળી છે:—

> પ્રિયે તમે "યાર"માં ન જશો;
> વ્યર્થ તમારૂં ધન ફૂંકશો નહિ.

ઉત્તમ માર્ગ એ છે, કે સીતાર લો
અને સુખસ્વપ્નનો તાર છેડો

જો આ ગીતમાં થોડો ફેરફાર કરવામા આવે તો પરિષદની લાગી અને અર્થશૂન્ય ચુમ્માળીસ બેઠકોનું બરાબર ચિત્ર ઉપસ્થિત થઈ શકે છે આમ છતાં પરિષદનો શુભ પ્રારંભ થયો જર્મન લશ્કરીવાદને ખતમ કરવાની બાબતમા ચારે પરદેશ પ્રધાનોમા એટલી ઝડપથી સમજૂતી થઈ, કે "ન્યુયોર્ક ટાઈમ્સ"ના પ્રતિનિધિએ આ સમજૂતીને પરિષદનું શુભ ચિહ્ન જાહેર કર્યું

આ સમજૂતી પછી શ્રી જ્યોર્જ માર્શલે અમેરિકા તરફથી, જર્મન આક્રમણકારો સામે દુનિયાનું રક્ષણ કરવા માટેની ૪૦ વર્ષની સંધિની યોજના રજૂ કરી આ યોજના સૌથી પહેલાં ૧૯૪૬ના જુલાઈમાં પેરિસમા રજૂ થઈ હતી ત્યાં શ્રી મોલોટોવે તેને અપૂર્ણ કહીને, જો કે તેનો વિરોધ કર્યો હતો, છતાં સપૂર્ણ રીતે તેનો અસ્વીકાર કરવામા આવ્યો ન હતો પેરિસમાં આ યોજનામાંથી બચવાની યુક્તિ શ્રી મોલાટોવે કરી હતી પરંતુ મૉસ્કોમા આવી કોઈ છટકબારી શક્ય ન હતી એટલે તેનો અસ્વીકાર કરવામા આવ્યો

સતત છ સપ્તાહ સુધી લાંબી લાંબી બેઠકો મળતી રહી કાઉન્સિલે નીચેના મુખ્ય પ્રશ્નો પર દરરોજ વાદવિવાદ કર્યો

જર્મનીનુ આર્થિક એકીકરણ કવી રીતે કરવું, જર્મનીની કામચલાઉ સરકારની રૂપરેખા અને તેની મર્યાદા કેવી રીતની રાખવી, યુદ્ધનુકસાની માટેની સોવિયેટની માગણીનો સ્વીકાર કરવો કે નહિ, જર્મની ખાતેની મિત્રસેનાઓની સખ્યામાં કેટલો ઘટાડો કરી શકાય, જર્મન શાંતિકરાર તૈયાર કરવા માટે બોલાવવામા આવનારી શાંતિપરિષદમા ક્યાં ક્યા રાષ્ટ્રોને સામેલ કરવાં, ઓસ્ટ્રિયા ખાતેની જર્મન અસકયામતની વ્યાખ્યા કેવી કરવી અને ઓસ્ટ્રિયાના કારિન્થિયા પ્રાંતના એક ભાગ માટેની યુગોસ્લેવિયાની માગણી પર વિચાર

કટલીક મામૂલી વાતો પર સમજૂતી થઈ ગઈ પરંતુ કોઈ પણ મહત્વના પ્રશ્ન વિષે સમજૂતી થઈ શકી નહિ. ૧૯મી બેઠક બાદ શ્રી. બેવિન અને શ્રી બીદોં વચ્ચે જે વાતચીત થઈ, તે અમુક અંશે પરિસ્થિતિનું ચિત્ર રજૂ કરે છે

શ્રી બેવિને પૂછ્યું, "આપને કયા સુધી પહોંચ્યા?"
શ્રી. બીદોએ જવાબ આપ્યો, "ભગવાન જાણે"

એટલે શ્રી બેવિને કહ્યું, "ભગવાન પણ પરદેશપ્રધાનોની આ સમિતિના સભ્ય છે, એની મને ખબર ન હતી"

બેઠક શરૂ થયાને લગભગ એક માસ જેટલો સમય વીતી ગયા પછી ૭મી એપ્રિલે શ્રી બેવિને કહ્યું, "મેઈ પણ બાબતમાં કોઈ જાતની સમજૂતી થતી હોય તેમ લાગતું નથી" થોડી ક્ષણો પછી, બીજા દિવસે કયા વિષયની ચર્ચા પહેલા હાથ ધરવી તેની ચર્ચા પરદેશપ્રધાનોમાં થઈ રહી હતી ત્યારે શ્રી બેવિને બેપરવાહીથી કહ્યું, "કાલે કયા વિષય પર ચર્ચા થશે તેની મને જરા પણ ચિંતા નથી"

દરમિયાન, એવા કેટલાક નાટકીય બનાવો બન્યા, જે પરસ્પરની અવ ગ્રમણ, નીતિ વિષેના ઝઘડા, વિચારોની દિશા વિગેરેના ફણગા રૂપે હતા. આમાથી એક બનાવ સ્પાસોભવનમા જ બન્યો

પરદેશપ્રધાન જ્યોર્જ માર્શલે પરિષદ માટે આવેલા સઘળા પ્રતિનિધિ ઓના માનમા સ્પાસોભવનમાં એક ભોજન સમારંભ યોજ્યો હતો કમનસીબે "સાર" સંબંધી પ્રશ્ન તે દિસે અવગ્રમણની પરાકાષ્ટા પર પહોંચ્યો હતો. સાર ફ્રાંસ માટે કોલસાનું મુખ્ય ક્ષેત્ર હોવાથી ફ્રેન્ચ ઉદ્યોગોની દૃષ્ટિએ તેનું વધારે મહત્ત્વ છે આ બાબતમાં શ્રી બીદોએ એવો ઉકેલ સૂચવ્યો હતો, કે સારને જર્મનીથી અલગ પાડીને ફ્રાંસની આર્થિક અને ચલણવિષયક માળામાં તેને પરોવી દેવું છેલ્લા કેટલાક દિવસો દરમિયાન આ વિષે પુષ્કળ વાદવિવાદ ચાલતો મોલોટોવ આ પ્રશ્ન સાથે ઉંદરબિલાડીની રમત રમી રહ્યા હતા. તેઓ ફ્રેન્ચ દરખાસ્તની વિરુદ્ધ પણ ન હતા અને તેના પક્ષમાં પણ ન હતા પણ સમય વીતાવી રહ્યા હતા. બ્રિટન અને અમેરિકાએ આ દરખાસ્તનું સમર્થન કર્યા પછી તેમણે હવે પોતાની બાજી શ્રી બીદો સમક્ષ ખુલ્લી કરી જો બીદો રૂહર પરના નિયન્ત્રણમા સોવિયેટ સરકારની શરતને ટેકો આપે તો ફ્રેન્ચ દરખાસ્તનો સ્વીકાર રશિયા કરી શકે શ્રી બીદોએ તેના જવાબમા કહ્યુ, કે રૂહરના પ્રશ્ન પર પણ વિચારણા થશે, પરંતુ હાલમા તો આપણી સમક્ષ સારનો પ્રશ્ન છે અને તેના પર અભિપ્રાય માગવામાં આવ્યો છે એટલે શ્રી મોલોટોવે કહ્યુ, કે "મારે આ

વિષયમાં આથી વધારે કંઈ કહેવું નથી." પરિણામે બધાની સંમતિ ન હોવાના કારણે ફ્રેન્ચ દરખાસ્ત ઊડી ગઈ અને અમે બીજા મુદ્દા પર ગયા. એટલે જ્યારે ભોજન સમારંભમાં શુભેચ્છા વ્યકત કરવાનો સમય આવ્યો ત્યારે બીજાની જેમ આ કાર્ય માટે રૂઢ શબ્દોનો ઉપયોગ ન કરતા તેમણે ભરેલો પ્યાલો હોઠ પર લગાવતાં કહ્યું, "સ્વતંત્રતા પ્રત્યે જેમને પ્રેમ છે એવા અહીં હાજર રહેલા સૌ કોઈની તંદુરસ્તી ઈચ્છું છું." ભોજનમાં હાજર રહેલા શ્રી. મોલોટોવ અને શ્રી વિશીન્સ્કી, સોવિયેટ સ્વતંત્રતા વિષેના ફ્રેન્ચ રાજપુરુષોના વિચારોથી પરિચિત હતા. આનો સ્પષ્ટ અર્થ એ થયો, કે આ તંદુરસ્તીની શુભેચ્છામાં તેમણે આ બન્નેને જાણી જોઈને બાકાત રાખ્યા છે.

અમારા પ્રતિનિધિમંડળમાં પણ રોજ રોજ નાની મોટી સુખાન્ત અને દુઃખાન્ત ઘટનાઓ બન્યા કરતી હતી. સભ્યો રોજના વીસથી સોળ કલાક સુધી કામ કરતા હતા. વળી મંત્રણાનું કંઈ પરિણામ આવતું નહતું. આવી સ્થિતિમાં ઉશ્કેરાટ સ્વાભાવિક છે. મારી પત્ની આ ઉશ્કેરાયેલી વ્યક્તિઓને ઠંડા પાડવાના કલામાં નિપુણ નીવડી. તે દરેકની સગવડોનું ધ્યાન રાખતી હતી.

કોઈ કોઈ વખત તો, સામાન્ય રીતે જેમાં બધા સંમત બને એવી વાતોમાં પણ આખરી નિર્ણય પર પહોંચવામાં બહુ સમય લાગી જતો. દાખલા તરીકે "પ્રજાતંત્ર"ની વ્યાખ્યા નક્કી કરવામાં અમારા પ્રતિનિધિમંડળના સભ્યોને છ કલાક લાગ્યા. આ શબ્દના કારણે ભૂતકાળમાં ઘણી મુશ્કેલીઓ ઊભી થઈ ચૂકી હતી. હવે આ શબ્દની સ્પષ્ટ વ્યાખ્યા કરવાનો સમય આવી ગયો હતો.

શ્રી જ્યોર્જ માર્શલે જાતે સંશોધન કરીને આ શબ્દની જે વ્યાખ્યા ૧૪મી માર્ચની બેઠકમાં રજૂ કરી તે આ પ્રમાણે છે, "અમારા નાગરિકો અને સરકારની દૃષ્ટિએ 'પ્રજાતંત્ર' શબ્દ કેટલાક એવા અફર અધિકારો સૂચવે છે કે જે નથી કોઈ કોઈને આપતું, કે નથી કોઈ છીનવી શકતું. એમાં કોઈ પણ જાતના ભય અથવા કોઈ પણ પ્રકારની જબરદસ્તી વિના, પોતાના મન અને આત્માનો વિકાસ થાય એવી રીતની છૂટછી માટેના દરેક વ્યક્તિના અધિકારનો સમાવેશ થયેલો છે. જે સમાજમાં મનુષ્યોને નિર્ભય રીતે પોતાના વિચાર દર્શાવવાની સ્વતંત્રતા ન

હોય તે સમાજને અમે પ્રજાતંત્રાત્મક માનતા નથી. એવા સમાજને કાર્ય કરવાનો પોતાના અધિકાર, જીવન, સ્વતંત્રતા અને સુખો છીનવાઈ જવાનો ભય રહેલો હોય છે."

એપ્રિલની ૧૫મીએ રાત્રે જનરલીઝિમો સ્ટેલિન સાથેની શ્રી. જ્યોર્જ માર્શલની મુલાકાત માટે અમે જઈ રહ્યા હતા, ત્યારે રસ્તામાં હું વિચાર કરી રહ્યો હતો, કે આ વ્યાખ્યા સ્ટેલિને વાંચી હશે કે નહિં શ્રી. જ્યોર્જ માર્શલ તો, જ્યાં સુધી પરિષદનું સંપૂર્ણ ચિત્ર પોતાની સમક્ષ રજૂ ન થયું ત્યાં સુધી, સ્ટેલિન સાથેની મુલાકાતની વાત ટાળતા રહ્યા. હવે જ્યારે એ વસ્તુ સ્પષ્ટ થઈ ગઈ હતી, કે ભલે ગમે તેટલો સમય અને શકિત લગાડવામાં આવે, તો પણ, સમજૂતીની કોઈ વાસ્તવિક ભૂમિકા શોધી કાઢવાનું સંભવિત નથી, ત્યારે તેમણે સ્ટેલિનની મુલાકાત લઈને અમેરિકાની સ્થિતિ સ્પષ્ટ રીતે તેમની સમક્ષ રજૂ કરવાનું યોગ્ય માન્યું. આમ પણ, શ્રી. બેવિન અને શ્રી. બીદોં સ્ટેલિનને મળી આવ્યા પછી, એક શિષ્ટાચાર તરીકે પણ આ મુકલાકાતમાં તેઓ વધુ વિલંબ કરી શકે તેમ ન હતું.

આ મુલાકાત, મારી પહેલી મુલાકાતને ખૂબજ મળતી આવે છે. વાતચીત કરવાના ઓરડામાં અમે પહોંચ્યા પછી જનરલીઝિમો સ્ટેલિને મિત્રતાપૂર્વક શ્રી. માર્શલનું સ્વાગત કર્યું. મારી સાથે તથા અમારા દુભાષિયા શ્રી. બોહલેન સાથે પણ તેમણે ટૂંક વાતચીત કરી. એ પછી મેજના બીજા છેડા પર અમારા પૂર્વ સ્થાને અમે બેસી ગયા. સ્ટેલિનની એક બાજુએ મોલોટોવ અને બીજી બાજુએ રશિયન પરદેશ વિભાગના દુભાષિયા ટ્રોયનોવસ્કી બેઠા હતા. પોટસડામ પરિષદ પછીથી અત્યાર સુધી અમારી સમક્ષ જે જે મુશ્કેલીઓ ઊભી થઈ હતી તેનો શ્રી. જ્યોર્જ માર્શલે અસરકારક રીતે ઉલ્લેખ કર્યો. હાલના વાર્તાલાપ પર પ્રકાશ પાડતાં તેમણે કહ્યું, કે "આખા યુરોપ સાથે સંકળાયેલા પ્રશ્નો સંબંધે આપણે વિચાર કરી રહ્યા છીએ. અમે જો કે, એક લાંબી મુદતના કરારનો વિચાર કરીએ છીએ. તો પણ, આપણી સમક્ષ ઘણા એવા તાત્કાલિક મહત્ત્વના પ્રશ્નો છે. જેને યુરોપની પીડિત અને દુ:ખી જનતા સાથે ઘણો સંબંધ છે.

શ્રી. જ્યોર્જ માર્શલ પૂર્વ અને પશ્ચિમનો સંબંધ બગડવા વિષે તથા આખી દુનિયા પર પડનારાં દુ:ખદાયક પરિણામો વિષે કહી રહ્યા હતા, "

સ્ટેલિન તે ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા. ક્યારેક રશિયન સિગરેટનો એકાદ દમ ખેંચતા હતા. અથવા ભૂરી પેન્સિલથી સામે પડેલા કાગળ પર પોતાની ટેવ પ્રમાણે ચિત્રો દોરતા હતા શ્રી માર્શલની વાત દરમિયાન તેમણે એક પણ વખત તેમને ટોક્યા નહિ અથવા તો કોઈ પ્રકારની ટીકા કરી નહિ અલબત્ત, ધીરાણપટા અથવા એવા બીજા જરૂરી પ્રશ્નો સબધમા અમેરિકાની વિનતિનો જવાબ મળવામા ઢીલ થતી હોવાની જ્યારે ફરિયાદ કરવામા આવી ત્યારે સ્ટેલિને એકાદ વખત મોલોટોવના કાનમા ગુસપુસ કરી હતી

શ્રી માર્શલે તેમની વાત પૂરી કરી ત્યારે, એ જ પ્રકારની શાત મૈત્રીભરી રીતે સ્ટેલિને કહેવાનુ શરૂ કર્યું તેમણે કહ્યુ "આપણા હાલના મતભેદોની આટલી કરુણ અને દર્દભરી વ્યાખ્યા કરવી એ ભૂલ છે હુ તો આ ઝઘડાઓને કૌટુબિક ઝઘડા જેવા ગણુ છુ જર્મનીના પ્રશ્ન સાથે સકળાયેલી હાલની પરિષદના સંબધમા હાલમાં જે મતભેદ ઊભા થયા છે, તે તપાસ માટે નીકળેલી લશ્કરી ટુકડીઓની પહેલી ટક્કરા અને અડચણો જેવા છે ભૂતકાળમા પણ આવા ઝઘડા થયા છે એવો નિયમ છે કે લોકો જ્યારે વાદવિવાદથી થાકે છે, ત્યારે કોઈ પણ પ્રકારની સમજૂતી પર પહોચવાનું જરૂરી લાગે છે પરિષદમા આપણને કોઈ મોટી સફળતા ન મળે એ બનવાજોગ છે, પર તુ હુ માનું છુ, કે તમામ મહત્ત્વના પ્રશ્નો જેમાં જર્મનીમાથી સેનાઓ પાછી ખેચી લેવાનો સવાલ, યુદ્ધનુકસાની અને આર્થિક એકતાનો પણ સમાવેશ થાય છે, એ વિષે કોઈને કોઈ પ્રકારની સમજૂતી થઈ જવાનો સભવ છે આ બાબતમા નિરાશ ન થતા ધીરજથી કામ લેવાનું જરૂરી છે '

"જવાબ આપવામા ઢીલ થવાની બાબતમા તો, અમેરિકા પાસેથી ઉધાર માગતી વખતની સોવિયેટ સરકારની વિનંતિ પર હુ શ્રી માર્શલનું ધ્યાન ખેચુ છુ એ વિનંતિનો અમને ઉત્તર આપવામા અમેરિકાએ એક વર્ષ કાઢી નાખ્યુ હતું શું એ સમય ઘણો વધારે નથી?"

આ બાબતમા, સોવિયેટનો વિનતિપત્ર ગૂમ થઈ જવાની જે વાત અમારા તરફથી કહેવામાં આવી તે કેટલી હદ સુધી તેઓના માનવામા આવી એ હુ જાણતો નથી પર તુ ૮૮ મિનિટની આ વાતચીત બાદ અમે જ્યારે પાછા

ર્યા ત્યારે મને લાગ્યું કે આ મુલાકાતથી ખાસ કોઈ ફાયદો થયો નહિ. સ્ટેલિન પાસેથી આવી ઘણી ખાત્રીઓ હુ પહેલાં મેળવી ચૂકેલો છું પણ હવે એ બાબતમા શંકાશીલ બની ગયો છુ મને તો આ વાત પેલી પુરાણી રશિયન કહેવતના નમૂના જેવી લાગી જેમા કહેવામાં આવ્યું છે, કે "તમે એટલા જોરથી બોલો છો કે હુ તમારી વાત સાંભળી શકતો નથી"

આ મુલાકાત પછી પણ સ્ટેલિનની ખાત્રીભરી વાતોનુ સમર્થન કરે એવી કોઇ વાત રશિયન પ્રતિનિધિઓના વ્યવહારમાં જોવામાં આવી નહિ. જર્મનીના આર્થિક એકીકરણની વાત જો કે, એક સિદ્ધાંત તરીકે પોટસડામ પરિષદમા જ સ્વીકારાઈ ચૂકી હતી, તો પણ તેની શરતોનો પ્રશ્ન આવ્યો ત્યારે ભીષણ મતભેદ ઊભો થયો સોવિયેટ સરકારે એકીકરણની વાતને મૌખિક ટેકો અલબત્ત આપ્યો, પરંતુ સોવિયેટ વિસ્તારમાં કેટલુ અનાજ પેદા થાય છે અને સોવિયેટે કેટલી યુદ્ધનુકસાની વસૂલ કરી લીધી છે તે જણાવવાનો ઈનકાર કરવાનું ચાલુ જ રાખ્યુ એથી ઊલટુ, બ્રિટિશ અને અમેરિકન વિસ્તારોના આર્થિક એકીકરણની તેણે કડક ટીકા કરી અને તે પોટસડામ કરારની વિરુદ્ધ તથા જર્મનીના ટુકડા કરનારી હોવાનુ જણાવ્યું આ ઉપરાંત સોવિયેટ કબજા હેઠળના પ્રદેશમા જે અલગ આર્થિક નીતિ હતી તેમાં કોઇ પણ પ્રકારનુ પરિવર્તન કરવાનો સાફ ઈનકાર કર્યો. જ્યાં સુધી રૂહરના નિયંત્રણમા સોવિયેટ યૂનિયનને હિસ્સો આપવામા ન આવે ત્યા સુધી બનાવટી છૂટછાટ આપવા પણ સોવિયેટ તૈયાર નથી એ સ્પષ્ટ હતુ આ પ્રકારની સમજૂતી દેખીતી રીતે જ સમસ્ત જર્મનીની આર્થિક નીતિનું—પોતાની ઈચ્છા પ્રમાણે—ગળુ દબાવી દેવાની છુટ ક્રેમલિનને આપવા બરાબર હતી

જેમાં જર્મની પર સંપૂર્ણ અને કડક કેન્દ્રિત નિયંત્રણ ન હોય એવી, જર્મન પર શાસન કરવા માટેની તમામ સરકારોનો સોવિયેટે વિરોધ કર્યો. આવી કોઈ પણ સરકાર સામે દેખીતી રીતે જ અમારો વિરોધ હતો જર્મની જેવો દેશ, કે જ્યાં વ્યકિતગત અધિકારોની કોઇ પ્રબળ પ્રણાલિકા ન હોય અને સરકારી સત્તા પર નિયંત્રણની કાંઇ વ્યવસ્થા ન હોય, ત્યા વધારે કડક અને કેન્દ્રિત તંત્રવાળી સરકાર સ્થાપવી એ ભયંકર હતું એ ઉપરાત આવી સરકાર પર કોઇ લઘુમતી બળજબરીથી કબજો કરે એવો પણ ભય હતો. પશ્ચિમના દેશો એવી કોઇ

કેન્દ્રિય સરકારની તરફેણમા હતા કે જેમા કેન્દ્રની સત્તા ખૂબજ મર્યાદિત હોય અને ઘણાખરા જુદા જુદા વિભાગોમા વહે ચાઈ ગયા હોય. ફ્રાસનો દૃષ્ટિકોણ તો આ સબંધમા અમારાથી પણ વધુ ઉગ્ર હતો તે કેન્દ્રીય સરકારની જવાબદારીઓને વિશેષ મર્યાદિત બનાવવા ઈચ્છતુ હતું

જર્મનીના શાસિત પ્રદેશની સરહદ જ્યા સુધી નકકી કરવામા ન આવે ત્યા સુધી કોઈ પણ પ્રકારની કામચલાઉ સરકારની સ્થાપના જર્મનીમાં અશકય હતી આ બાબતમા પણ ઓડરના પ્રશ્નના કારણે કોઈ પણ પ્રકારની સમજૂતી થઈ શકી નહિ યુદ્ધ દરમ્યાન રશિયન સેનાઓ જ્યારે પૂર્વ જર્મનીમા દાખલ થઈ ત્યારે લાખો જર્મનો ઓડર નદીની પૂર્વના વિભાગ ખાલી કરીને પશ્ચિમ ભાગમાં નાસી આવ્યા આ વિસ્તારમા રશિયનોએ પોલો લોકોને વસાવ્યા પોટ્સડામમા પ્રમુખ ટ્રુમને આ સ્થિતિનો સમય ચાઉ સ્વીકાર કર્યો. પોલેન્ડની પશ્ચિમની સીમાનો આખરી નિર્ણય શાંતિકરાર ઘડવાના પ્રસગે કરવો એમ નકકી થયુ આ પ્રશ્નનો પોટસડામમા નિર્ણય થઈ ચૂકયો છે એ વાત પર મોલોતોવે હવે ભાર મૂકયો સત્તા વાર રીતે તેનુ સમર્થન કરવાની વિધિજ માત્ર બાકી રહી છે, એમ તેમણે જણાવ્યુ પોતાની વાતના સમર્થન માટે "એ તો બધાને સારી રીતે જાણીતુ છે, કે" એવા પ્રકારની દલીલોનો તેમણે ઉપયોગ કર્યો પોતાનો સ્વાર્થ સાધવા માટે રશિયા તર ફથી આવા ઘણા તર્કો મૉસ્કો પરિષદમા રજૂ કરવામા આવ્યા

યુદ્ધનુકસાનીના પ્રશ્ન વિષે પણ કોઈ જાતની સમજૂતી થઈ શકી નહિ. વર્સાઈલની સંધિના અનુભવના આધારે પોટસડામમા એવો નિર્ણય કરવામા આવ્યો હતો કે આ નુકસાની મૂળ અસકયામતમાથી વસૂલ કરી શકાય, એટલે કે લેણદાર રાજ્ય, જર્મન ઔદ્યોગિક મશીનરીને જર્મનીમાથી ઉખેડીને લઈ જઈ શકે સોવિયેટને લાગ્યુ, કે આધુનિક જર્મન ઉદ્યોગોને સમૂળગા ઉઠાવીને સોવિયેટ યૂનિયનમાં લઈ જવામાં આવે, તો સોવિયેટ અર્થતત્રમા ચમત્કારિક સુધારણા થઈ શકે પરતુ પાછળથી આ ઉદ્યોગોને ખસેડવાનુ અને પોતાને ત્યા ચાલુ કરવાનુ કાર્ય સોવિયેટ યૂનિયનને ઘણ મુશ્કેલ લાગ્યું અનુભવ ન હોવાના કારણે આમા નુકસાન પણ સારી પેઠે થયું એટલે મૉસ્કો પરિષદમાં પોટસડામ કરારનો સ્વીકાર ન કરતાં તેણે ચાલુ ઉત્પાદનમાથી યુદ્ધ નુકસાની પૂરી કરવાની માગણી કરી

૧૦૦ અબજની નુકસાની ચાલુ ઉત્પાદનમાંથી પૂરી કરવાની શ્રી મોલોટોવની માગણીનો અર્થ એ હતો કે જર્મન ઉદ્યોગો દરરોજ જેટલુ ઉત્પાદન કરે છે તેનો એક બહુજ મોટો હિસ્સો વરસો સુધી સોવિયેટ યૂનિયનને મળતો રહે જર્મન ઉદ્યોગોને સ્વાવલંબી બનાવવા માટે અમેરિકન સરકાર ત્રણ વર્ષ સુધી તેમા પોતાના નાણાં રોકવાનો નિર્ણય કરી ચૂકી હતી એટલે આવી માગ ણીથી, એક તો જર્મનીને સ્વાવલંબી બનવામાં બહુ વાર લાગે, બીજુ, અમેરિકન સહાયતાનો પ્રત્યક્ષ લાભ સોવિયેટને મળે અમારાં નાણાથી રશિયાને લાભ પહોંચાડવા અમે તૈયાર ન થયા આમ છતા જો સોવિયેટ સરકાર જર્મન ઉદ્યોગો સાથે અટકચાળા ન કરવાની ખાત્રી આપે અને જે ઉદ્યોગો જ્યાં હોય ત્યા જ રહેવા દે, તો ચાલુ ઉત્પાદનમાથી અમુક ભાગ યુદ્ધનુકસાની તરીકે રશિયાને આપવાની વાત પર વિચાર કરવા અમે એ સ્થિતિમા પણ તૈયાર હતા પર તુ મોલોટોવ એ માટે તૈયાર ન હતા તેમને એ કહેવત લાગુ પડતી હતી, કે "પોતાની રોટી તો ખાઇ જવી જ અને પાછી થોડી સાથે લઈ જવાની પણ ઈચ્છા રાખવી'

જર્મની પર કબજો રાખનારી સેનાની સંખ્યા ઘટાડવાનો પ્રશ્ન ગૂચવી નાખવાનો પ્રયાસ સોવિયેટ તરફથી કરવામાં આવ્યો તેમણે આ બાબતમાં પોતાની સત્તા હેઠળના પ્રદેશમાં બે લાખનું સૈન્ય રાખવાની જાહેરાત કરી પર તુ પછી એવી દલીલ થવા લાગી, કે બ્રિટિશ અને અમેરિકન વિસ્તારોનું એકીકરણ થઈ ચૂક્યું હોવાથી, ઘટાડો અટકી પડ્યો છે ફ્રેંન્ચ અધિકાર હેઠળના વિસ્તારમાં ૫૦ હજાર સૈનિકો રહ્યા પર તુ બ્રિટને ૧૧ લાખ અને અમેરિકાએ ૭૦ હજારથી ઓછા સૈનિકો રાખવાનુ સ્વીકાર્યું નહિ.

શરૂઆતથી જ સ્પષ્ટ જણાતું હતું, કે બ્રિટિશ અને અમેરિકન વિસ્તા રોનું આર્થિક એકીકરણ નિષ્ફળ બનાવવાન પ્રયાસ સોવિયેટ યૂનિયન કરી રહ્યુ છે એટલેજ ચા નુ ઉત્પાદનમાંથી નુકસાની ભરી આપવા બાબત સોવિયેટ આટલો ભાર મૂકતુ હતું આ એકીકરણ માટે એ કિમત અમારી પાસેથી માગવામાં આવી હતી શ્રી જ્યોર્જ માર્શલે આ યોજનાનો વિરોધ કરતા કહ્યુ, કે "તે જર્મન આર્થિક જીવનને નષ્ટ કરનારી છે યુદ્ધનુકસાની ભરી આપવાની અમે તરફેણ કરીએ છીએ.

પરતુ તેની સાથોસાથ અમે જર્મન ઉદ્યોગોને પણ અમુક અંશે સફળ બનેલા જોવા ઈચ્છીએ છીએ આ ઉદ્યોગો પર યુરોપની આબાદીનો આધાર છે "

આમ છતાં જર્મની વિષે કોઈ પણ જાતની સમજૂતી પર પહોંચવામા જે મુશ્કેલીઓ ઉભી થઈ, એથી પશ્ચિમના પ્રતિનિધિઓને જરા પણ આશ્ચર્ય ન થયું ઓસ્ટ્રિયાને લગતી સંધિના પ્રશ્ન પર આગળ વધવાની તેમને આશા હતી શરૂઆતમા બધુ કામ સારી રીતે ચાલ્યુ પણ ખરૂ અને કેટલીક બાબતો સિવાય બીજા બધા પ્રશ્નોમાં સમજૂતી થઈ પણ ગઈ યુગોસ્લાવિયાની યુદ્ધનુકસાની અને ઓસ્ટ્રિયાના એક પ્રદેશની માગણી પર સોવિયેટ યૂનિયને વધુ ભાર મૂકયો પર તુ સોવિયેટ પ્રતિનિધિમડળની વાતો પરથી સ્પષ્ટ જણાતુ હતું, કે જો ઓસ્ટ્રિયા ખાતેની "જર્મન અસકયામત" માટેની ક્રેમલિનની વ્યાખ્યાનો સ્વીકાર કરવામા આવે તો યુગોસ્લાવિયાની માગણીનું સમર્થન તે પડતું મૂકી શકે છે પરતુ એ વાત સ્વીકારવાનો અર્થ એવો થાત, કે ઓસ્ટ્રિયાના ઉદ્યોગોનો એટલો મોટો ભાગ રશિયન નિયત્રણ નીચે ચાલ્યો જાત, કે સ્વતંત્ર અને સ્વાવ લબી દેશ તરીકે જીવત રહેવાનું ઓસ્ટ્રિયા માટે અશકય બની જાત આગળના એક કરારમા ઓસ્ટ્રિયા ખાતેની જર્મન અસકયામત પરના રશિયન અધિકારનો સ્વીકાર થઈ ચૂકયો હતો

પર તુ આ બાબતમા સમજૂતીના બધા પ્રયાસ નિષ્ફળ નીવડયા ઓસ્ટ્રિયાના પ્રતિનિધિમંડળને એથી ઊ ડી નિરાશા થઈ આમ છતાં પ્રતિનિધિમડળના નેતા યુવાન પરદેશપ્રધાન હેર ગ્રુ બરે સોવિયેટ દબાણનો હિંમતથી સામનો કર્યો ઓસ્ટ્રિયાના લોકો થાકેલા અને ભયભીત છે નાઝી વર્ચસ્વમાથી તેઓ, જો કે ઘણા વર્ષથી મુકત થઈ ચૂકયા છે, તો પણ પોતાના મુકિત દાતાઓના હાથમાથી મુકિત મેળવવાની તેમને ઉત્કટ આશા છે મ મારી ડાયરીમાં ઓસ્ટ્રિયા વિષે લખ્યું હતું, કે "સોવિયેટ યૂનિયન ઓસ્ટ્રિયા સાથે એવી સંધી કરવા માગે છે, કે જેથી સોવિયેટની વિરુદ્ધ અને જર્મનીની તરફેણનો પ્રચાર અટકાવવાના પડદા પાછળ અને જર્મન અસકયામત પર નિયન્ત્રણ રાખવાના બહાના નીચે તે ઓસ્ટ્રિયાની આતરિક બાબતોમાં દખલગીરી કરી શકે"

મૉસ્કો પરિષદનો સર્વોત્તમ ઉપસહાર શ્રી જ્યોર્જ માર્શલે નીચેના શબ્દોમાં લખ્યો છે

"મૉસ્કોમાં સમજૂતી અશકય બનવાનું કારણ એ હતું, કે સમસ્ત જર્મનીના નિરંકુશ નિયંત્રણની સત્તા ધરાવતી કેન્દ્રિત સરકારની સ્થાપના માટે સોવિયેટ સરકારે ભાર મૂકયો. વસ્તીનો વધારો અને પૂરતા વિસ્તારના અભાવે આવી સરકારની આર્થિક નીતિનો નાશ થઈ જાય અને તેને પોતાના ઉત્પાદનનો મોટો ભાગ યુદ્ધનુકસાની તરીકે સોવિયેટ યુનિયનને આપવાની ફરજ પડે. એવી જ રીતે ઓસ્ટ્રિયાને પણ ગુલામ બનાવવાનો પ્રયાસ સોવિયેટ પ્રતિનિધિમંડળ તરફથી કરવામાં આવ્યો હતો. અમેરિકન દૃષ્ટિકોણે આ પ્રકારની યોજના જર્મની અને યુરોપના આર્થિક જીવનનો ભાંગીને ભૂકકો કરી નાખે અને ત્યાં અંધાધૂંધી તથા સરમુખત્યારીની સ્થાપનાનું અનિવાર્ય કારણ બને."

મૉસ્કોપરિષદના નાટકનું અંતિમ દૃશ્ય ક્રેમલિનના કેથરાઈન હૉલમાં એક મોટા ભોજનસમારંભના રૂપમાં રજૂ થયું લાલ મખમલના પડદાથી સુશોભિત એ હૉલમાં સોવિયેટ યુનિયનનું શાસન કરનારી સમસ્ત વ્યક્તિઓ સાથે પહેલી વાર મારી મુલાકાત થઈ. અહીં સોવિયેટ પરદેશકાર્યાલયના તમામ ઉચ્ચ અધિકારીઓ, કેટલાક સોવિયેટ માર્શલો તથા પોલિટબ્યુરોના બધા સભ્યો હાજર હતા. સ્ટેલિન અને મોલોટોવ સૌથી છેલ્લા આવ્યા અને તેમણે હાજર રહેલા બધા મહેમાનોનું એક પછી એક જુદું જુદું સ્વાગત કર્યું ત્યારબાદ જનરલિઝિમોના નેતૃત્વ નીચે બધા ભોજનગૃહમાં દાખલ થયા

ક્રેમલિનના આશ્ચર્યકારક ભોજન સમારંભોની મેં ઘણી વાતો સાંભળી છે, જેમાં વોડકા અને શેમ્પેનની રેલછેલ હોય છે. પરંતુ આ ભોજનસમારંભ એવો ન હતો. આ સમારંભ એકંદર રીતે અમેરિકન સમારંભોના જેવો શિષ્ટાચારપૂર્ણ હતો એક મોટા ટેબલના વચ્ચેના ભાગમાં જનરલિઝિમો સ્ટેલિન અને શ્રી જ્યૉર્જ માર્શલ તથા જમણી બાજુએ શ્રી બેવિનની ખુરશી હતી. સ્ટેલિનની બરાબર સામેના ટેબલની બીજી બાજુએ શ્રી. મોલોટોવ અને તેમની બાજુમાં શ્રી. બિદોની ખુરશી હતી શ્રી ઝેન્રોફની ખુરશી મારી બાજુમાં હતી. આ પહેલાં તેમની સાથે મારે મુલાકાત કદી થઈ ન હતી એટલે આ ગોઠવણથી મને આનંદ થયો. મારી સામે પોલિટબ્યુરોના યુવાન સભ્ય શ્રી વૉઝ્નેસેન્સ્કી હતા

ભોજનમા શરાબ પાચ વખત આવ્યો પહેલી વાર સ્ટેલિને પ્રમુખ ટ્રુમેન અને શ્રી જ્યોર્જ માર્શલ પ્રત્યે શુભેચ્છા દર્શાવી બીજીવાર તેમણે પરિષદમા હાજર રહેલા લોકોની તંદુરસ્તી ઈચ્છી એ પછી ત્રણે વાર પશ્ચિમી રાજપુરુષો દ્વારા શુભેચ્છા વ્યક્ત કરવામા આવી વાતાવરણ ગભીર અને મૌન હતુ આમ છતા કોઈ જાતની અમૈત્રીભરી ભાવના વ્યક્ત થતી ન હતી એક કલાકમાં જ ભોજન પૂરુ થયુ એ પછી જનરલિસિમો સ્ટેલિન અમને ક્રેમલિન ખાતેના થિએટરમા લઈ ગયા ત્યા "પત્થરના ફૂલ" નામની સોવિયેટ રંગીન ફિલ્મ અમને બતાવવામાં આવી આ ફિલ્મની કહાણી, યુરલ પર્વતની એક લોકકથા સાથે સંબધ ધરાવતી હતી કથા, ફોટોગ્રાફી અને અભિનય એ બધુ સરસ હતુ આ ફિલ્મ માટે શ્રી સ્ટેલિનનું અભિમાન સ્વાભાવિક જણાતું હતું

અર્ધી રાત્રે અમે ઘેર પાછા ફર્યા બેશક જો નિરાશાનું વાતાવરણ આટલુ ગાઢ ન હોત તો આ સધ્યા સુંદર નીવડત. પરતુ એ દિવસે ઘણા માણસો આ પરિષદને પરદેશપ્રધાનોની આખરી પરિષદ માનતા હતા. વળી જર્મનીના ભાગલા નક્કી થવાથી તે દિવસે બર્લિનના સકટની તૈયારીઓ સંપૂર્ણ થઈ ચૂકી હતી આવી સ્થિતિમાં સપૂર્ણ આનંદ અશક્ય હતો



## બર્લિનની નાકેબંધી

"ઉપકારક મૂર્ખ,-એ શત્રુ કરતાં પણ વધુ ભયંકર છે"– એ કહેવત ખોટી નથી.

સ્ટેલિન : [સને ૧૯૨૯ના એપ્રિલમાં સોવિયેટ કમ્યુનિ દળની કેન્દ્રિય સમિતિ સમક્ષ આપેલાં ભાષણમાંથી.]

મૉસ્કો અને લંડનમાં મળેલી વિદેશમંત્રીઓની કોન્ફરન્સમાં જર્મનીની દૂષિત અને વિકૃત સમસ્યાઓને લીધે કોઈપણ જાતના સમાધાન પર આ શકાયું નહીં, પરિણામે ૧૯૪૮ના પૂર્વાર્ધમાં મિત્રરાજ્યોના પારસ્પરિક સંબંધો વધુ બગડ્યા

સોવિયેટ સરકારે પોત્સદમમાં સ્વીકારેલી જર્મનીના આર્થિક એકીકરણની વાત સ્વીકારવાનો ઈનકાર ચાલુ જ રાખ્યો. આ સ્વીકૃતિના બદલામાં એણે જર્મનીનાં ચાલુ ઉત્પાદનમાંથી નુકસાનીના બદલાની પૂરવણી ઉપરાંત બીજી કેટલી રયાસતો માગી. બીજી તરફ "શાસન અથવા વિનાશ"નો સોવિયેટ કાર્યક્રમ જોઈ પશ્ચિમનાં રાજ્યોમાં પારસ્પરિક ઘનિષ્ઠતા વધવા લાગી. બ્રિટન અને અમેરિકન સેત્રોનાં આર્થિક એકીકરણ પછી ફ્રેન્ચ ક્ષેત્રને પણ એની અંદર મેળવી લેવા ફ્રાન્સે સ્વીકાર્યું.

ક્રેમલિનના સત્તાધારીઓ માટે આ એક સ્પષ્ટરૂપે પ્રત્યક્ષ પડકાર હતો એમણે પશ્ચિમના કાર્યક્રમની અસફળતા માટે અને જર્મનજનતામાં પશ્ચિમની નીતિની લોકપ્રિયતા નષ્ટ કરવા માટે પહેલાં તો દરેક પ્રકારની યથાસંભવ કૂટનીતિ

ચાલ શરૂ કરી પણ છેવટ સુધી જ્યારે નિરાશા જ મળી ત્યારે ૧૯૪૮ના જૂનની ૨૪મીએ બળનો ઉપયોગ કરવાનું નક્કી કર્યું બર્લિનના પશ્ચિમ ભાગને અને જર્મનીના પશ્ચિમ ભાગને જોડનારા બધાય જળ માર્ગ અને સ્થળ માર્ગ રોકી દીધા બર્લિનના સાડા બાવીસ લાખ માણસોને ભૂખ્યા મારવાનો અને આ રીતે પશ્ચિમના રાજ્યોની આર્થિક નીતિ અને મુદ્રા-સુધારણાને નિષ્ફળ બનાવવાનો તથા બર્લિનમાંથી પશ્ચિમીસત્તાઓને બળજબરીથી ધક્કેલી કાઢવાનો ક્રેમલિનનો આ છેલ્લો દાવ હતો

ત્રણસો એકવીસ દિવસ પછી, એટલે ૧૯૪૯ના મેની ૧૨મી તારીખે સોવિયેટ દ્વારા આ નાકેબન્ધી ઉઠાવી લેવામા આવી અને ફરીથી પહેલાની જેમ અવર જવર શરૂ થઈ ગઈ અગીયાર મહિના સુધી પશ્ચિમી બર્લિન સાથેનો બધો વ્યવહાર વિમાનો દ્વારા ચાલુ રાખવામા આવ્યો હતો એ દરમિયાન ૧૫,૯૦,૭૮ ટન ખોરાક, કોલસા તથા બીજો સામાન, પશ્ચિમ બર્લિનને ભૂખ, બીમારી અને આર્થિક મુશ્કેલીથી બચાવવા માટે વિમાનો દ્વારા પહોંચાડવામા આવ્યો હતો જર્મની ઉપર પ્રભુત્વ જમાવવાના સોવિયેટ પ્રયત્નને આ પ્રમાણે કાંઈ નહીં તો થોડા વખત માટે પણ પરાજિત અને પરાભૂત કરવામાં આવ્યો ક્રેમલિનને માર્શલ ટીટો દ્વારા નીચું જોવાપણું થયું હતું ત્યારપછી ફરી એકવાર નીચું જોવાનો પ્રસંગ આવ્યો

સોવિયેટ અધિકારીઓએ આટલું મોટુ સાહસ શા માટે કર્યું? છેવટે પોતાની પ્રતિષ્ઠા પણ ન જળવાઈ શકે એવી પરિસ્થિતિમા એમણે પરાજય કેવી રીતે સ્વીકાર્યો? હવે પછી સોવિયેટ જર્મનીને પોતાની સત્તા નીચે લાવવાની ચાલ છોડી દીધી હોય એમ માનવાને કશુંય કારણ નથી આ પરિસ્થિતિમાં આવું નીતિપરિવર્તન ભવિષ્યની બાબતમા શો સંકેત કરે છે?

જર્મનીની બાબતમાં સોવિયેટ કાર્યક્રમની પ્રારંભિક પ્રવૃત્તિઓ મે જોઈ હતી કારણકે, જર્મનીના પરાજય પછી જ્યારે તેનો કબજો લેવામાં આવ્યો ત્યારે હું ત્યાંજ હતો ૧૯૪૬થી માસ્કોના એલચીખાતામાં કામ કરતાં કરતાં, જનરલ કલેની સાથે આ બાબતમાં બર્લિનના પ્રવાસ વખતે વાતચીત અને પરામર્શ થયા કરતા હતાં આમ છતાં ૧૯૪૮ના જૂનમાં આપણી સામે જર્મનીનો પ્રશ્ન જે

સ્વરૂપમાં હતો, તે પૂરી રીતે સમજવા માટે ઐતિહાસિક સિંહાવલોકનની જરૂર છે.

લેનિનને શીખવ્યું હતું, કે કમ્યુનિઝમના વિકાસ માટે યુરોપના દેશોમાં જર્મની સર્વોત્તમ છે. એ જર્મનીને "ક્રાન્તિની કરીનું મુખ્ય બાધનસૂત્ર" કહેતો હતો. નાઝીવાદના આગમન પછી પણ સ્ટેલિન અને તેના સાથીઓ આ દૃષ્ટિકોણ પર વિશ્વાસ રાખતા હતા. યુદ્ધની શંકા ઉપસ્થિત થવા છતાંય સોવિયેટ સાધનો અને જનશકિત તથા જર્મન ટેકનિકલ યોગ્યતા અને શાસનસંબંધી નિપુણતાના સુખદ સહયોગની કલ્પના કરવામાં આવતી હતી. પરંતુ યુદ્ધે આ બધાં સ્વપ્નોને નષ્ટ કર્યાં. જર્મન આક્રમણે કમ્યુનિસ્ટોનાં આ મંતવ્યને વધુ દૃઢ બનાવી દીધું કે જર્મની, સમાન અધિકાર ભોગવતું તટસ્થ રાષ્ટ્ર ન થાય, પણ એક અનુગામી રાષ્ટ્ર રૂપેજ રહે એ જરૂરી છે.

ક્રેમલિનને ખાત્રી હતી કે, જ્યારે સોવિયેટ ફોજ જર્મનીમાં પ્રવેશ કરશે ત્યારે કાંતો ત્યાં કમ્યુનિસ્ટ બળવો ફાટી નીકળશે અથવા તો "લોકપ્રિય મોર્ચા"ના રૂપમાં કોઈ વામપક્ષનું આન્દોલન શરૂ થશે, પરિણામે પોતાના ઉદ્દેશ્યની સફળતા માટે મૉસ્કોને સહાયતા મળશે. હિટલરના પ્રભાવ નીચે આવ્યા પહેલાંની છેલ્લી ચૂંટણીમાં જર્મન કમ્યુનિસ્ટોએ પોતાની જે શકિત બતાવી આપી હતી એ જોતાં ક્રેમલિનની આવી આશા અનુચિત નહોતી. પરંતુ કમ્યુનિસ્ટ વિચારો ન ધરાવતી જર્મન બહુમતીએ તેમને સહકાર આપ્યો નહીં, અને પરિણામે સોવિયેટ નેતાઓને ઊંડી નિરાશા અનુભવવી પડી. આ બાબત મૉસ્કોમાં એવો તાત્કાલિક પ્રત્યાઘાત થયો, કે સોવિયેટ સત્તા નીચેના પ્રદેશને પૂર્વ યુરોપનાં અનુગામી રાષ્ટ્રો જેવો બનાવવાની પ્રવૃત્તિ શરૂ થઈ. પરિણામે પૂર્વજર્મનીની આર્થિક પદ્ધતિ, પૂર્વ યુરોપની આર્થિક પદ્ધતિને અનુસરનારી બનાવી.

પશ્ચિમ જર્મનીનાં આર્થિક અને રાજનૈતિક જીવનને, પશ્ચિમ યુરોપનાં એવાંજ જીવન સાથે સબદ્ધ કર્યા સિવાય, પશ્ચિમની સત્તાઓ સમક્ષ બીજો કોઈ વિકલ્પ નહોતો. જો કે તેઓ જર્મનીના આ ભાગલાને અનિચ્છનીય અને અસ્થાયી માનતા હતા, છતાં વિવશ થઈને તેઓને એમ કરવું પડ્યું. આ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ જર્મનીને એક બીજાથી અલગ પાડનારી એક રેખા દિવસે દિવસે ધીરે ધીરે સ્પષ્ટ રૂપ પકડવા લાગી. ઓડર અને નેસ્ર નદીની સીમા સુધી ફેલાયેલી આ પોલાદી

દીવાલની અંદર બર્લિનમાં રહેલી મિત્ર ફોજે કેમલિનને પીડારૂપ અને પડકારતી જણાવા લાગી

ખાસ બર્લિનની સમસ્યા સમજવા માટે આપણને 'કાઝાબ્લાન્કા કૉન્ફરન્સ'ના નિર્ણયો તપાસવાની જરૂર રહેશે ૧૯૪૩ના જાન્યુઆરીમાં મળેલી આ કૉન્ફરન્સમા જર્મનીનાં "બિનશરતી આત્મસમર્પણ"ની વાત મિત્રરાજ્યોએ નક્કી કરી પરાજિત જર્મનીમાં કોઈપણ પ્રકારની શાસનવ્યવસ્થા સંભવિત ન હોવાના કારણે, એ વખતે એક એવી યુરોપિયન પરામર્શ સમિતિની લંડનમાં સ્થાપના કરવામા આવી કે જે પરાજિત જર્મનીમાં વિજયી નીવડેલા મિત્રરાજ્યોની સમક્ષ ઉપસ્થિત થનારી સમસ્યાઓ ઉપર વિચાર ચલાવીને એ બાબતમા પોતાની ભલામણો તૈયાર કરે એ સમિતિએ ૧૯૪૪ના સપ્ટેમ્બરમા પોતાની યોજના તૈયાર કરી નાખી હતી એ યોજના પ્રમાણે જર્મનીને તેના પરાજય પછી કામચલાઉ રીતે મિત્રશાસનની નીચે રાખવાનો નિર્ણય કર્યો હતો એમ સમજવામા આવ્યું હતુ, કે આ જાતની વ્યવસ્થા નાઝીવાદના પ્રભાવને નષ્ટ કરવા માટે જરૂરી છે એ સમિતિએ નક્કી કર્યા પ્રમાણે અમેરિકા, રશિયા, બ્રિટન અને ફ્રાંસને, જર્મની અને બર્લિન બંનેના અમુક અમુક નિશ્ચિત પ્રદેશની શાસનવ્યવસ્થા સોંપવામા આવી હતી જર્મની અંતર્ગત યા ટામા સ્થાયી સરકારની સ્થાપના થઈએ પહેલાં જર્મનીને વિભિન્ન વિભાગોમા વહેંચી નાખવાની આ યોજનાનો સ્વીકાર કર્યા પછી, સમસ્ત જર્મની સાથે સબંધ ધરાવતી સમસ્યાઓ, વિષે એક બીજા સાથે મળીને કામ કરનારી ચારેય વિભાગોના કમાન્ડરોની એક નિયંત્રણ સમિતિ બનાવવાનો નિર્ણય કર્યો હતો

પરિણામે ૧૯૪૫ના મેની ૮મીએ ફોજોએ કરેલ આત્મસમર્પણ પછી ૫મી જૂને મિત્રરાજ્યોએ પોત પોતાના જર્મન વિભાગોનુ શાસન સભાળી લીધું બર્લિનની પૂર્વ દિશાએ આવેલો બધા પ્રદેશ સોવિયેટ વિભાગની અંદર હતો. આથી બર્લિનના જુદા જુદા ભાગોની શાસનવ્યવસ્થામાં કોઈપણ પ્રકારની અગવડ ન આવે એ કારણે ૧૯૪૫ના જૂનની ૧૪મીએ પ્રસિડેન્ટ ટ્રુમૅને જનરલિસિમો સ્ટેલિન પર એક સદેશ મોકલ્યા, જેમા બર્લિનના વ્યવહારમાર્ગોને મુક્ત રાખવાની પ્રાર્થના કરવામા આવી બે દિવસમા જનરલિસિમોનો જવાબ મળી

ગયો; અને જેથી સોવિયેટ વિભાગમાં રહેલી અમેરિકન ફોજોને ત્યાંથી ખસેડીને બર્લિનના અમેરિકન વિભાગ તરફ જવા માટે રવાના કરવામાં આવી.

આ ફોજોને ખસેડતી વખતે જ્યારે સોવિયેટ ક્ષેત્રની સીમા ઉપર સોવિયેટ રક્ષક દળોએ ફોજોને રોકી ત્યારે અમેરિકનોને ભવિષ્યમાં બનનારા બનાવોનો કાંઈક ખ્યાલ આવ્યો. અમને એમ કહેવામાં આવ્યું, કે આગળ વધતાં પહેલાં પ્રત્યેક ગાડી અને પ્રત્યેક વ્યક્તિની ગણત્રી કરવામાં આવશે, જેથી સોવિયેટ સરકારને પહેલેથી જણાવેલા આંકડા સાથે આની તુલના કરી શકાય. વરસાદ ચાલુ હતો. જ્યાથી જુવાઈના સમારોહની તૈયારીઓ થઈ શકે એટલા માટે અમે એક દિવસ અગાઉ જ બર્લિન પહોંચવા માગતા હતા. પણ અમારી બધી પ્રાર્થનાઓ અને વિરોધો નકામા ગયા.

૧૯૪૫ના જુલાઈમાં પોત્સદમમાં નિશ્ચય કરવામાં આવ્યો હતો, કે અધિકૃત દશામાં સમસ્ત જર્મનીને એક આર્થિક એકમના રૂપમાં સમજવામાં આવે. આ સમજૂતી પછીય પૂર્વ વિભાગમ સોવિયેટ લૂંટ ચાલુ રહી તથા આપેલાં વચન પ્રમાણે પશ્ચિમના ક્ષેત્રને સામગ્રીઓ પહોંચાડવામાં ન આવી. મિત્રરાજ્યોની નિયંત્રણ સમિતિના સદસ્યો, જર્મનીને એકજ પ્રકારની આર્થિક પદ્ધતિની નીચે કેવી રીતે લાવી શકાય, એ મુદ્દા વિષે કોઈપણ વાતમાં સંમત થઈ શક્યા નહીં. પરિણામે, વિદેશી વ્યાપાર, બેંકિંગ, ટપાલ, તાર અથવા રેલ્વે વગેરેનો સમાનરૂપે લાભ ઉઠાવવા માટે કોઈ મધ્યસ્થ નીતિ તૈયાર થઈ શકી નહીં. પશ્ચિમ અને પૂર્વનાં ક્ષેત્રનો એકબીજા સાથેનો વ્યાપાર બહુજ ઓછો થઈ ગયો પશ્ચિમ ક્ષેત્ર ઉપર આની ઘણી ખરાબ અસર થઈ. ત્યાંની જનતાને ભૂખથી બચાવવા માટે અને ત્યાંનું જીવનપોષણ પૂર્વની માફક ચાલુ રાખવા માટે એંગ્લો-અમેરિકન દળને અર્ધો ખર્વ ડોલર એટલે કે રા ખર્વ રૂપિયા પ્રતિવર્ષે ખરચવા પડ્યા. પરિણામે અમેરિકાએ પોતાના વિભાગમાંથી નુકસાની ભરવાનું બંધ કર્યું. આથી બંને પક્ષો મુશ્કેલીમાં મૂકાયા. આ બાબત વિદેશમંત્રીઓની પેરિસ કોન્ફરન્સમાં રજૂ કરવામાં આવી.

૧૯૪૬ના એપ્રિલથી જુલાઈ સુધી ચાલુ રહેલી પેરિસની આ બેઠકમાં સોવિયેટ યૂનિયને રૂહર ઉપર ચારેય સત્તાઓ નિયંત્રણની અને જર્મનીમાં

કોઈ કેન્દ્રીય સરકારની સ્થાપના બ બતમાં ભાર મૂકયો. પશ્ચિમનાં મિત્રરાષ્ટ્રો કોઇ ફેડરલ પદ્ધતિની સરકાર સ્થાપવા માગતાં હતાં. આ બાબતમાં સોવિયેટના નેતાઓની નીતિ સને ૧૮૫૦માં માકર્સે જાહેર કરેલા એક સિદ્ધાંતના આધારે રચાઈ હતી. એ સિદ્ધાંત આ પ્રમાણે હતો— "પ્રજાતંત્રવાદીઓ કાં તો જર્મનીમાં ફેડરલ પ્રજાતંત્ર સ્થાપવાની બાબત પર ભાર મૂકશે અથવા તો – જો એમ નહિ બને તો તેઓ સ્વાયત્તશાસનો સ્થાપીને કેન્દ્રીય સરકારને પંગુ બનાવી મૂકવાનો પ્રયત્ન કરશે. એ પરિસ્થિતિમાં મજૂરો અને શ્રમજીવી વર્ગોની સહકારી શકિતઓનું કેન્દ્રીકરણ સાધવાનો સબળ પ્રયત્ન કરવો જોઈએ. જર્મની જેવા દેશમાં પ્રત્યેક ગામ, કસબા અને પ્રાન્તમાં અધિકારોનું વિભાજન થશે તો તે ક્રાન્તિકારી કાર્યોમાં મોટું વિઘ્ન ઊભું કરશે. આ ક્રાન્તિકાર્યો માત્ર કેન્દ્રીય શકિતની પૂર્ણતા દ્વારાજ સાધી શકાય છે." સો વર્ષ પૂર્વે કહેવાયેલા આ શબ્દો યાદ રાખવા જેવા છે. કારણકે અત્યારની કમ્યુનિસ્ટ પ્રવૃત્તિઓની એ કૂંચી છે.

બંને પક્ષ એવી નીતિઓનું સમર્થન કરી રહ્યા હતા કે જેમાં પરસ્પર સમાધાન પર આવી શકાય એવી સંભાવના નહોતી. આથી ૧૯૪૬ના જુલાઈમાં અમેરિકન સરકારે જાહેર કર્યું કે — પોતે પોતાના અધિકૃત પ્રદેશની, બીજા પ્રદેશ પર અધિકાર ધરાવતી સત્તા કે સત્તાઓ સાથે મળીને, એક આર્થિક એકમના રૂપમાં શાસનવ્યવસ્થા ચલાવવા તૈયાર છે. આ બાબતમાં બ્રિટિશ સરકારે સંમતિ પ્રગટ કરી અને ૧૯૪૭ના જાન્યુઆરીથી બ્રિટિશ અને અમેરિકન અધિકૃત પ્રદેશ એક આર્થિક એકમની અંદર સંયુક્ત થઈ ગયા.

ત્યારપછી મૉસ્કો અને લંડન કૉન્ફરન્સોમાં પરિસ્થિતિ વધુ સ્પષ્ટ થઈ ગઈ. સોવિયેટ સરકાર જર્મનીમાં પૂર્ણ સ્વરૂપે કેન્દ્રિત થયેલી કોઈ સરકારની સ્થાપના થાય એમ ચાહતી હતી, કે જેથી કમ્યુનિસ્ટો એમાં પ્રવેશીને એનો કબજો લઈ શકે. જર્મન જનતામાં, દુઃખદ અને ગોટાળા વાળી પરિસ્થિતિને કારણે નિરાશા જન્મે તો એ કમ્યુનિઝમ તરફ આકર્ષાય, આટલા માટે સોવિયેટ સરકારે આર્થિક એકીકરણનો પણ વિરોધ કર્યો હતો. સાથે સાથે સોવિયેટ અધિકારીઓએ જર્મની ઉપર રાજનૈતિક અને આર્થિક નિયંત્રણ માટે, યુદ્ધનુકસાનીની તાત્કાલિક વસૂલાત ઉપર પણ ભાર મૂકયો હતો.

જર્મનીમા કોઈપણ પ્રકારની સરકારની સ્થાપનાની બાબતમાં બ્રિટિશ અને અમેરિકન દૃષ્ટિકોણ એ હતો કે સમસ્ત જર્મનીનું આર્થિક એકીકરણ સધાયા પછી એ બાબતનો નિર્ણય સ્વયં જર્મનો દ્વારા જ કરવામાં આવે તો ઠીક. યુદ્ધનુકસાનીની બાબતમાં પણ તેઓ એમ માનતા હતા, કે જર્મનીના ઉદ્યોગોનું ધોરણ નક્કી થયા પછીજ એના આધારે યુદ્ધનુકસાનીની છેલ્લી રકમ નક્કી કરવી. નુકસાની ભરવાનો બોજો એટલો બધો ન હોવો જોઈએ કે જર્મની એ ચૂકવી ન શકે. અને અમેરિકા દ્વારા જર્મનીને આપવામાં આવેલી — આવતી મદદ દ્વારા જ એ રકમની વસૂલાત કરવી.

મુદ્રા સુધારણાનો વિરોધ સોવિયેટ યુનિયને એટલા માટે કર્યો કે સંગીન અને દૃઢ મુદ્રા-પદ્ધતિનો અભાવ, પશ્ચિમ જર્મનીની આર્થિક દુર્દશાને વધારવાનું કારણ બની શકત. જુની મુદ્રા-પદ્ધતિ એવી નકામી થઈ પડી હતી, કે કેટલાય પ્રદેશોમાં વસ્તુઓની કિંમત એ મુદ્રાથી નક્કી કરવાને બદલે સિગરેટોની સંખ્યા દ્વારા નક્કી કરવામાં આવતી હતી. આથી ૧૯૪૮ના જૂનની ૧૮મીએ પશ્ચિમના પ્રદેશોમાં એક નવું ચલણ ચાલુ કરવામાં આવ્યું. પરિણામે વસ્તુઓનું ઉત્પાદન વધ્યું, મજૂરો કામ ઉપર ચડવા લાગ્યા, કૃષિજન્ય વસ્તુઓનો ફેલાવો દેશમાં થવા લાગ્યો તથા સામાન્ય રીતે આર્થિક સ્થિતિમાં ઘણો સુધારો થયો.

૨૨મી જૂને ત્રણેય પશ્ચિમની સત્તાઓની વિનંતિથી બર્લિનના સિક્કા સંબંધી સમસ્યાઓ ઉપર વિચાર કરવા માટે ચારેય રાષ્ટ્રોની આર્થિક વિચારણા કરનારાઓની એક મિટિંગ મળી. સોવિયેટ પ્રતિનિધિઓએ બર્લિનના સિક્કા ઉપર ચારેય રાષ્ટ્રોનું નિર્મંત્રણ રાખવાની યોજનાનો વિરોધ કર્યો. એમણે કહ્યું, કે આસપાસ રહેલાં સોવિયેટ ક્ષેત્રથી બર્લિનના સિક્કા જુદી જાતના ન હોઈ શકે. પરિણામે વાટાઘાટો પડી ભાંગી. પરંતુ ત્યારપછી તુરતજ સોવિયેટ અધિકારીઓએ સોવિયેટ પ્રદેશ તથા સમસ્ત બર્લિનમાં મુદ્રા-સુધારણા કરવાની જાહેરાત કરી. બીજે દિવસે પશ્ચિમના મિત્રરાષ્ટ્રોએ બર્લિનના પશ્ચિમ વિભાગમાં નવા સિક્કાઓની શરૂઆત કરી દીધી. આ સિક્કાઓ પશ્ચિમના અધિકૃત પ્રદેશમાં એ પહેલાંજ ચાલુ હતા.

૧૯૪૮ના જૂનની ૨૪મીએ "ટેકનિકલ મુસીબતો"નું બહાનું કાઢીને

સોવિયેટ રાજ્યે, પશ્ચિમ પ્રદેશ તરફથી બર્લિન જતી બધી રેલ્વે-સડકો, રાજમાર્ગ અને જલમાર્ગો ઉપર અવર જવર બંધ કરીને બર્લિનની નાકેબંધી ચાલુ કરી. પશ્ચિમના રાષ્ટ્રોએ હવાઈ માર્ગનો ઉપયોગ કરીને આનો જવાબ વાળ્યો.

આ પરિસ્થિતિનો ઉકેલ એકમાત્ર રાજદ્વારિક કુનેહથી જ આવી શકે એમ હતું. આથી ૬ઠ્ઠી જુલાઈને દિવસે વોશિંગ્ટન, લંડન અને પેરિસમાં રહેલા સોવિયેટ એલચીઓને પશ્ચિમની સત્તાઓ તરફથી એકજ પ્રકારનાં લિખિત મંતવ્યો મોકલવામાં આવ્યાં. એમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું હતું, કે "જર્મનીના પરાજય પછી થયેલી સમજૂતી પ્રમાણે બર્લિનનાં જુદાં જુદાં ભાગો ઉપર પોતાનો અધિકાર ન્યાયસંમત છે. ભલે કમ્યુનિસ્ટો કહેતા હોય, કે પશ્ચિમના અધિકારીઓ સોવિયેટ ક્ષેત્રના એક શહેરમાં અતિથિ જેવા છે. પરંતુ આ બાબતમાં સાચી હકીકત ઉપર જણાવી તે છે. કોઈપણ પ્રકારની ધમકી, દબાણ કે બીજી કોઈપણ જાતની બાબતોને લીધે પશ્ચિમી સત્તા આ અધિકારને છોડી દેવા તૈયાર નથી. આથી અમારી માગણી છે, કે જર્મન જનતાનાં હિત માટે નાકેબંધી તુરતજ ઉઠાવી લેવામાં આવે. જોકે પશ્ચિમી રાષ્ટ્રો સુલેહ અને સમજુતી માટે હંમેશાં તત્પર રહે છે. પરંતુ અત્યારના દબાણ નીચે બર્લિન અથવા બીજા કોઈપણ જર્મનપ્રશ્નની બાબતમાં કોઈપણ પ્રકારની સમજૂતી માટે તૈયાર નથી.

આના જવાબમાં સોવિયેટ સરકારે પોતાના લિખિત જવાબમાં જણાવ્યું કે "અત્યારની મુશ્કેલી અમેરિકા, બ્રિટન અને ફ્રાંસે જાતે જ ઊભી કરી છે. જર્મનના 'પશ્ચિમ પ્રદેશમાં અને બર્લિનના પશ્ચિમ વિભાગમાં નવા સિક્કા ચાલુ કરીને પશ્ચિમી સત્તાઓએ એક સંકટ ઊભું કર્યું છે. જર્મનીના સોવિયેટ પ્રદેશની તથા બૃહદ્ બર્લિનની જર્મનજનતાનાં રક્ષણ માટે જ અમે અત્યારનું પગલું ભર્યું છે. જ્યાં સુધી સુલેહ અને સમાધાનનો પ્રશ્ન છે ત્યા સુધી અમે કોઈપણ પ્રકારની પ્રારંભિક શરતો આ બાબતમાં સ્વીકારવા તૈયાર નથી. વળી ચારેય સત્તાઓની કૉન્ફરન્સ બોલાવવામાં આવે તો એ બર્લિનના પ્રશ્ન સુધી જ સીમિત રહી શકે નહીં. પરંતુ સમસ્ત જર્મનીની ચારેય સત્તાઓ દ્વારા ચાલુ નિયંત્રણના જેવા મહત્વપૂર્ણ પ્રશ્નો પર પણ એવી કૉન્ફરન્સમાં વિચારવામાં આવે એ જરૂરનું છે."

જો કે સોવિયેટ સરકારનો આ જવાબ પૂરેપૂરો અસંતોષજનક હતો, તો પણ એ જવાબમાં માર્ગ સાવ બંધ કરવામાં આવ્યો નહોતો. બર્લિનના પ્રશ્નથી ઉત્પન્ન થયેલી નાજુક પરિસ્થિતિને ધ્યાનમાં લેતાં પશ્ચિમી ર ષ્ટ્રોએ વિચાર્યું કે સંભવિત રીતે પ્રત્યક્ષ અને બિનસરકારી રૂપે આ વસ્તુ જો ચર્ચાય તો સમાધાનનો કોઈ માર્ગ નીકળી શકે. સ્પષ્ટરૂપે બર્લિનના સંકટમાં પૂરેપૂરી વિસ્ફોટક શક્તિ રહેલી હતી. આથી મને, મારા બ્રિટિશ અને ફ્રાંસ સહયોગીઓ સાથે વિચારણા કર્યા પછી જનરલિઝિમો સ્ટેલિનને મળવાનો પ્રયત્ન કરવા માટે આદેશ મળ્યો. સ્થિતિનું સ્પષ્ટીકરણ કરવાનું અને બર્લિન તથા સમસ્ત જર્મની સંબંધી ઊભા થયેલા મતભેદોનો સમાધાન અને ઉકેલ માટે પ્રત્યક્ષ વાતચીત થઈ શકે એવો કોઈ માર્ગ ગોતવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. મૉસ્કોના નવા ફ્રેન્ચ એલચી મોશિયે ચટાઈગ્નો આવ્યાને જો કે ઘણોજ થોડો વખત થયો હતો, તોપણ આટલા થોડા વખતમાં અમારા નિકટના મિત્ર બની ચૂકયા હતા. એમની નિર્ણયશક્તિમાં મને સંપૂર્ણ વિશ્વાસ હતો. બીજી તરફ બ્રિટિશ એલચી સર મોરિસ પિટરસન બીમારીના કારણે રજા ઉપર હતા. વાતચીતની ગંભીરતા જાણીને બ્રિટિશ સરકારે એમને સ્થાને વિદેશમંત્રી શ્રી. બેવિનના પર્સનલ સેક્રેટરી શ્રી. ફ્રેન્ક રૉબર્ટસને વિચારણા કરવા માટે મૉસ્કો રવાના કરી દીધ. મૉસ્કો સાથે એમને જૂનો સંબંધ હતો તથા એ અત્યંત યોગ્ય અને રાજનીતિજ્ઞ નવયુવક હતા. આ બંનેથી વધુ યોગ્ય વ્યક્તિ મને મળી શકત નહીં. બંનેની સાથે મારે ખુલાસાવાર વાતચીત થઈ અને છેવટે અમે ત્રણેય સર્વસંમત એક નિશ્ચય ઉપર આવ્યા.

પહેલાં અમે મોલોટોવ સાથે વાતચીત કરવાનો સમય માગવાનું ઠરાવ્યું. શ્રી. મોલોટોવના મુખ્ય સેક્રેટરી શ્રી. એરફીવે ટેલિફોન ઉપર અમને જવાબમાં જણાવ્યું, કે "તેઓ આજકાલ રજા ઉપર છે આ પરિસ્થિતિમાં તમે શ્રી ઝોરિન સાથે વાતચીત કરી શકો છો." મેં શ્રી. એરફીવને અમારી વાતચીતનું મહત્વ સમજાવતાં પૂછ્યું કે "શ્રી મોલોટોવ સાથે બે ત્રણ દિવસ પછી મુલાકાત થવાનો સંભવ છે?" જવાબમાં તેણે જણાવ્યું, કે "આ બાબતમાં તેમને પૂછીને જવાબ આપી શકીશ." ત્યારપછી એજ દિવસે એમના તરફથી ખબર મળ્યા, કે "શ્રી. મોલોટોવની રજા તો હજી હમણાંજ શરૂ થઈ છે આથી એમની સાથે મુલાકાત થઈ શકે

એમ નથી. આથી શ્રી. ઝોરિનને મળવું ઠીક છે." આ બાબતમાં અમારું અનુમાન હતું, કે શ્રી. મોલોટોવ ક્યાંઈ વધુ દૂર ગયા નહિ હોય, પણ મૉસ્કોથી થોડે દૂર કોઈ ગામડામાં હોવા જોઈએ. અમને લાગ્યું કે અમારો ઈરાદો શો છે એ ત્યાંનું વિદેશકાર્યાલય જાણવા ચાહતું હતું. આથી શ્રી. ઝોરિનની મુલાકાત પછી બીજે દિવસે શ્રી. મોલોટોવની મુલાકાત અમે લઈ શક્યા.

૩ર્મી જુલાઈની સાંજે અમે શ્રી. ઝોરિનને મળ્યા. અમે ત્રણે જુદું જુદું પોતપોતાનું વક્તવ્ય રજૂ કર્યું. એ વક્તવ્યો એક સરખાંજ હતાં. એમાં રૂબરૂ વાતચીત કરવાની બાબત પર ભાર મૂકવામાં આવ્યો હતો. અને વિનંતિ કરવામાં આવી હતી, કે જનરલિઝિમો અને શ્રી. મોલોટોવ સાથે બર્લિનની સ્થિતિ અને તેની વ્યાપક અસરની બાબતમાં અમે વાતચીત કરવા ઈચ્છીએ છીએ.

શ્ર ઝોરિન સાવ નીરસ અને સમાધાનની ભાવના વગરના જણાયા. એમણે કહ્યું કે "શ્રી. મોલોટોવ રજા ઉપર છે. એથી મુલાકાત અસંભવિત છે. તમારા પત્ર ઉપરથી અમેરિકા વગેરેની નીતિમાં પરિવર્તન થવાનો કોઈજ સંકેત જણાતો નથી. આ સ્થિતિમાં જનરલિઝિમો અથવા શ્રી. મોલોટોવ સાથે મુલાકાત કરવાથી કશોજ લાભ નથી. તોપણ તમારી આ વિનંતિને વિચારણાર્થે હું મારી સરકાર ઉપર મોકલું છું."

મારો ઉદ્દેશ તો જનરલિઝિમો સ્ટેલિનની મુલાકાત કરવાનો હતો. આથી જવાબમાં મેં કહ્યું, કે શરૂઆતનું નિવેદન અમે જાણી જોઈને જ ટૂંકું મોકલ્યું છે. પણ વાતચીત દરમિયાન એની વ્યાખ્યા અને એનો વિસ્તાર કરવામાં આવશે.

જો કે શ્રી. ઝોરિનના જવાબથી અમે અંધકારમાં જ હતા તોપણ અમને આશા હતી, કે શ્રી. મોલોટોવ આ મહત્ત્વના પ્રશ્નને પોતાના હાથમાં લેશે. બીજે દિવસે આ વાતને સમર્થન મળી ગયું અને સાંજે જ શ્રી. મોલોટોવે અમને મળવા માટે બોલાવ્યા.

શ્રી. મોલોટોવની મુલાકાત વિદેશકાર્યાલયમાં થઈ. એમણે શરૂઆતમાં જ સીધો પ્રશ્ન પૂછયો, કે વર્તમાન અને ભવિષ્યના સંબંધમાં પશ્ચિમી સરકારો કેવા પ્રકારની વાતચીત કરવાનું વિચારી રહી છે? હું કાંઈ એકલો જ શ્રી. મોલોટોવ સાથે વાતચીત કરવા ઈચ્છતો નહોતો. આથી મેં કહ્યું, કે આ

ખુલાસા વાતચીત દરમિયાન જ થઈ શકશે. ત્યારપછી શ્રી. મોલોટોવે ફરીવાર, સમસ્ત જર્મનીના સંબંધમાં જ વાતચીત થવી જોઈએ એ બાબત પર ભાર મૂકયો. તથા આ બાબતમાં અનેક રીતે પૂછપરછ કરીને અમારી ધારણા શી છે એ જાણવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. પણ હું સતત એકજ જવાબ આપતો ગયો કે એ બાબત જ્યારે વિગતવાર વાતચીત શરૂ કરીશું ત્યારે સ્પષ્ટતાથી ચર્ચશું છેવટે શ્રી. મોલોટોવે કહ્યું, કે આ બાબતમાં હું મારી સરકારને સૂચના કરીશ અને મને આશા છે, કે જનરલિસિમો સ્ટેલિન, ત્રણેય સરકારના પ્રતિનિધિઓને મળવાનું સ્વીકારશે.

શ્રી. રોબર્ટ્સ તથા શ્રી. ચટાઈગ્નો સાથે તે દિવસે મોડી રાત સુધી મેં વાતચીત કરી. જનરલિસિમો સ્ટેલિનની મુલાકાત થવામાં હવે કોઈ પણ પ્રકારનો સંદેહ રહ્યો નહીં. જેથી આપણી હકીકત આપણે કેવી રીતે રજૂ કરવી એ વિષે વિચાર કરવામાં આવ્યો. અમારા ત્રણેય વતી એકજ જણ વાતચીત કરે એમ પણ અમે નકકી કર્યું હતું. બધાથી મોટો હોવાને કારણે એ બોજો મારા પર લાદવામાં આવ્યો. પોતપોતાની સરકારને મોકલવાની સૂચના પણ અમારે અકબીજાએ જોઈ લેવી. અને ત્યાંથી જે આદેશ મળે એ પણ સૌએ મળીને વિચારવો એવું અમે નકકી કર્યું.

એક વાત નકકી હતી, કે આ બાબતમાં ઘણી મુશ્કેલીઓ ઊભી થશે. પહેલી મુશ્કેલી તો એ હતી કે જુદી જુદી રાજ્યાનીથી મૉસ્કો ઘણું દૂર હતું. બીજી મુશ્કેલી એ હતી કે અમારા વિદેશકચેરીના કેટલાક નવજુવાન વિશેષજ્ઞો એમ સમજી બેસશે કે આ લોકો કરતાં અમે વધુ સારી રીતે વાટાઘાટો કરી શકત. આવી સ્થિતિમાં પોતપોતાની વિદેશકચેરીઓ સાથે ચતુરાઈથી અને સાવેસાવે, દૃઢતાથી વર્તવાનો અમે નિશ્ચય કર્યો; જેથી વાતચીત કરવામાં કાંઈક સ્વતંત્રતા જળવાઈ રહે. સૌથી વધુ મહત્ત્વનો નિર્ણય એ હતો, કે જર્મનીમાં રહેલા આપણા લશ્કરી કમાન્ડરોની સ્થિતિનું સાવધાનીપૂર્વક રક્ષણ કરવું.આ બાબતમાં હું તો સદા જનરલ ક્લે તથા બર્લિનમાં રહેતા એલચી શ્રી. મર્ફીના નિકટના સંપર્કમાં રહેતો હતો.

જનરલિસિમો સ્ટેલિન સાથે અમારી પહેલી મુલાકાત સને ૧૯૪૮ના

ઓગસ્ટની રાત્રે ૯ વાગે થઈ. શરૂઆતથી જ જનરલિઝિમોનું વર્તન મિલનસાર હતું અને તેઓ વિનોદી હતા. એ દરેક રીતે ઉચિત હતું. હવાઈ માર્ગ સિવાય બર્લિનના બધા વ્યવહારમાર્ગોની નાકેબંધી કરીને અમને એ વખતે એવી લાચારી યુક્ત મુશ્કેલીમાં મૂકવામાં આવ્યા હતા, કે કાં તો અમે પરાજય સ્વીકારીને બર્લિન છોડી જઈએ, અથવા તો પશ્ચિમ જર્મનીમાં જુદી સરકારની સ્થાપનાનો ત્યાગ કરીને દુ:ખદ સ્થિતિમાં બર્લિનમાં જ રહીએ. ચોકખી રીતે જ એ વખતે અમારી સ્થિતિ મને અનુકૂળ જણાતી નહોતી. યુદ્ધ વખતે અસાધારણ સફળતાઓ મેળવી હોવા છતાંય મને સંદેહ હતો, કે આવડાં મોટાં શહેરને હવાઈ માર્ગ દ્વારા જરૂરી સામાન કેમ પહોંચાડી શકાશે. ખાસ કરીને ઠંડી ઋતુમાં, પૂર્વજર્મનીમાં હવાઈ માર્ગનો વ્યવહાર બધી રીતે અનિશ્ચિત બની જાય છે, જો કે આ બાબતમાં જનરલ કલે દૃઢ નિશ્ચયી અને ખાત્રીવાળા હતા. અને મને લાગતું હતું, કે શક્ય હશે ત્યાં સુધી તેઓ નાકેબંધીને વ્યર્થ બનાવવા માટે બધુંજ કરી છૂટશે. ઉપરાંત સર્વોત્કૃષ્ટ બ્રિટિશ અને અમેરિકન વિમાનીઓનો એમને સહકાર મળ્યો હતો. અને બર્લિનની જનતાનું નૈતિક ધોરણ પણ એ વખતે ઊંચું હતું.

મજકુર વાતચીતના સંબંધમાં આવી કેટલીક હકીકતો અમારા માટે આશાપ્રદ હતી. અમને ખાત્રી હતી કે વાતચીત આગળ વધશે ત્યાં સુધીમાં કદાચ આવી બીજી હકીકતો પણ તૈયાર થશે. આ સ્થિતિમાં મેં નીચે જણાવેલા શબ્દોમાં મારી હકીકત જનરલિઝિમો સમક્ષ રજૂ કરી:-

"અમારો ઉદ્દેશ, સોવિયેટ વક્તવ્યમાં જણાવવામાં આવેલા આરોપોનું વિસ્તારથી ખંડન કરવાનો નથી. આમ છતાં પશ્ચિમી સરકારો તરફથી અમે કાંઈક સ્પષ્ટીકરણ કરીએ તો એ ખૂબ જ મહત્ત્વનું છે એમ અમને લાગે છે. ત્રણે ય સરકારો એક વાત ફરીથી ભારપૂર્વક કહેવા ઈચ્છે છે કે બર્લિનમાં રહેવાના એમના અધિકાર બાબત કોઈપણ વાંધો કાઢી શકાય એમ નથી. આવો અધિકાર વિવાદથી પર છે. અને તેથી જ કોઈપણ જાતનાં દબાણથી એ છોડી શકાય એમ નથી. સોવિયેટ સરકારે લીધેલું પગલું અમારા અધિકારમાં હસ્તક્ષેપ કરવા જેવું છે. આ બાબત તરફ અમારી સરકારો ગંભીરતાથી જુએ છે. અમારી ફોજોને અને જનતાને ઉપયોગી સામાન પહોંચાડવા માટે અમે સંભવિત દરેક ઉપાયો કરશું

આમ છતાં આપણા પરસ્પર સંબંધોને અમે બગાડવા ચાહતા નથી અને માનીએ છીએ કે સોવિયેટ સરકારની પણ સંબંધો બગાડવાની ઈચ્છા નથી અમને જણાવવામાં આવ્યું છે, કે "ટેકનિકલ મુશ્કેલીઓ" ને કારણે સોવિયેટ સરકારે આ પગલું લીધું છે એમ હોય તો અમે માનીએ છીએ, કે એક બીજા સાથે મળીને એ મુશ્કેલીઓ દૂર કરવાનો માર્ગ શોધી શકાય એમ છે જો સોવિયેટનું આ પગલું સિક્કા-નીતિના સંબંધમાં હોય તો એની કાંઈ જરૂર નથી એ પ્રશ્નનો નિકાલ ચારેય સત્તાઓના પ્રતિનિધિઓ બર્લિનમા મળીને લાવી શકે એમ છે ચારેય સત્તાઓની વચ્ચે કોઈપણ પ્રકારની વાતચીત શરૂ કરાવવા માટે આ પગલું લેવાયું હોય, તો પણ એ નકામું છે જર્મની સંબંધે કોઈપણ પ્રકારની વાતચીત માટે સોવિયેટ સરકારનાં કોઈપણ આમંત્રણને અમે આજસુધીમાં પાછું ઠેલ્યું નથી આમ છતાં સોવિયેટ સરકારનો ઉદ્દેશ જો બર્લિનમાંથી અમને ભગાડ વાનો હોય તો આ પહેલાં અમે સ્પષ્ટ કહી ચૂક્યા છીએ, કે એવા પ્રયત્નો અમે સફળ થવા દેશું નહીં, છતાં અમને ખાત્રી નથી કે આ છેલ્લું કારણ આ બાબતમાં વાસ્તવિક કારણ હોય.

"અમે માનીએ છીએ કે સોવિયેટ સરકાર ચાલુ સ્થિતિને વધુ બગાડવા ચાહતી નથી આથી બર્લિનમાં જે ભીષણ અને ભયાનક સ્થિતિ પેદા થઈ છે, તેની, જર્મનજનતા, વિશ્વશાન્તિ તથા ચારેય સત્તાઓનાં હિતને માટે પરસ્પર સમાધાન કરીને તુરત જ સમાપ્તિ કરવામાં આવે અમને લાગે છે કે અત્યારન પરિસ્થિતિ કોઈપણ પ્રકારનાં સમાધાનનાં વાતાવરણને અનુકૂળ નથી. બર્લિનની નાકેબંધી આ કામમાં અડચણ રૂપ છે એ નાકેબંધીને ઉઠાવી લઈને સમાધાનના માર્ગમાં જે અડચણ છે તેને દૂર કરવામાં આવે."

જનરલિઝિમો સ્ટેલિને જુસ્સાદાર શબ્દોથી પ્રતિવાદ કર્યો કે સોવિયેટ સરકાર પશ્ચિમની સરકારોને જર્મનીમાંથી બળજબરીથી ધકેલી મૂકવા માગતી નથી એમણે કહ્યુ–"ગમે તેમ તોપણ આપણે મિત્રરાષ્ટ્રો છીએ" પરન્તુ સાથે સાથે એમણે એક વાત સ્પષ્ટ કરી કે ફ્રેંકફર્ટમાં પશ્ચિમી જર્મનસરકારની સ્થાપના કરીને તથા બર્લિનમાં પશ્ચિમી સિક્કાઓનો પ્રચાર કરીને પશ્ચિમનાં રાષ્ટ્રોએ, બર્લિનમાં રહેવાનો પોતાનો ન્યાયયુક્ત અધિકાર ખોઈ નાખ્યો છે.

બર્લિનની નાકેબંધી રશિયાએ આત્મરક્ષા માટે કરી છે.

અમે સ્પષ્ટીકરણ કર્યું કે ફ્રેંકફર્ટમાં સ્થાપિત જર્મનસરકાર એ કેન્દ્રીય સરકાર નથી. આથી સંયુક્ત જર્મનીમાં કોઈ કેન્દ્રીય સરકારની સ્થાપનામાં કોઈપણ જાતની અડચણ આવશે નહીં.

બે કલાકથી ય વધુ વખત સુધી વાતચીત ચાલુ રહી. કેટલાય વિવાદગ્રસ્ત પ્રશ્નોની બાબતમાં અમે સંમત થયેલા અથવા સંમતિની નજીક પહોંચેલા જણાયા. વાતચીતનું વાતાવરણ મૈત્રી ભરેલું હતું. જનરલિઝિમો અને શ્રી. મોલોટોવે સિક્કા સંબંધે કેટલાય "ટેકનિકલ" પ્રશ્નો પૂછ્યા. અમે કહ્યું, કે એ બાબતમાં તો વિશેષજ્ઞ વધુ ખુલાસા આપી શકે, અમે એ બાબતમાં કાંઈ કરી શકતા નથી. આ બાબતમાં કોઈ અડચણ હોય તો ચારેય રાષ્ટ્રોના વિશેષજ્ઞ ભેગા મળીને એ પ્રશ્નની પરસ્પર પતાવટ કરી શકે છે.

વાતચીત જ્યારે ખૂબ જ આગળ વધી ગઈ અને વધુ આગળ વધવાની કાંઈ શક્યતા ન રહી ત્યારે જનરલિઝિમોએ ખુરશીની પીઠનો ટેકો લઈને, એક સિગરેટ સળગાવી, હસતાં હસતાં મારી તરફ જોઈને પૂછ્યું–

"શું તમે આજ રાતે જ આ પ્રશ્નનો નિકાલ કરવા ચાહો છો?"

મેં કહ્યું, કે 'એથી વધુ સારૂં બીજું શું હોઈ શકે?"

જનરલિઝિમોએ કહ્યું- "ઘણું જ સારૂં! આ બાબતમાં મારી યોજના આવી છે: બર્લિનમાં સોવિયેટ ક્ષેત્રની અને પશ્ચિમી ક્ષેત્રની-બંનેની મુદ્રાઓનો પ્રચાર એક સાથે જ કરવામાં આવે. એની સાથે જ વ્યવહાર માર્ગોનો પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવે. બીજી વાત એ કે જર્મનીમાં પશ્ચિમી સરકારની સ્થાપનાના નિશ્ચયને અમલમાં મૂકતો રોકવાની કોઈપણ શરત હું કરવા માગતો નથી, છતાં આ વાતની નોંધ લેવામાં આવે કે સોવિયેટ સરકારની એવી ઈચ્છા છે ખરી"

આ પ્રસ્તાવ મને આશાજનક જણાયો. વર્ષોથી હુ સિદ્ધાન્તોની બાબતમાં વ્યાપક નિર્ણયો કરવાનું જ પસંદ કરૂં છું. જનરલિઝિમોની યોજના મને સૈદ્ધાન્તિક નિર્ણય રૂપે જણાઈ. આ બાબતમાં બર્લિનમાં રહેતા મિત્રરાષ્ટ્રોના પ્રતિનિધિઓને જે સંદેશાઓ મોકલવાના હતા એ અમે શ્રી. મોલોટોવ અને એમના સહાયકોની સાથે મળીને કરી શકતા હતા. આથી મેં એ યોજનાને સ્વીકારી લીધી અને

અમલમાં આવ્યા પછી ચારેય સરકારો તરફથી એ સંબંધમાં છેલ્લી જાહેરાત મોસ્કોમાંથી થવાની હતી.

અમે ઑગસ્ટની ૨૩મીએ સ્ટેલિનને બીજી વાર મળ્યા. એ વખતે પણ એ વિનોદી હતા. મૈત્રીભરી રીતે એમણે અમારું સ્વાગત કરતાં કહ્યું, "સજ્જનો ! મેં એક બીજી નવી યોજના બનાવ' છે."

મેં મનમાં જ વિચાર્યું કે સ્ટેલિનની નીતિનિપુણતા વિષેની પ્રખ્યાતિ ઉચિતજ છે. એમણે અમારા મનની વાત જાણી લીધી. મેં કહ્યું કે અમારી પાસે પણ એક નવી યોજના છે.

"ઘણું જ સારું આપણે એ બંને યોજનાની તુલના કરી શકીએ છીએ". સ્ટેલિને કહ્યું.

એક એક વાત લઈને અમે બંને યોજનાઓની તુલના કરવા લાગ્યા. બંને યોજનાઓ ઘણી બાબતોમાં મળતી આવતી હતી. એ જાણીને મને આનન્દ થયો. તો પણ કેટલાક પ્રશ્નોની બાબતમાં શ્રી. મોલોટોવનો મત જુદો હતો, એથી મેં નીચે જણાવેલી બે બાબતો વિષે સ્પષ્ટીકરણ માગ્યું:-

૧ ... જનરલિઝિમો નાકેબંધીને પૂર્ણરીતે ઉઠાવી લેવાના પક્ષમાં છે કે માત્ર જૂનની ૧૮ મી પછી મૂકાયેલા પ્રતિબંધોને જ ઉઠાવવા ઈચ્છે છે?

૨ ... બર્લિનમાં શરૂ કરવામાં આવનારા સિક્કાઓ પર ચાર સત્તાઓનાં નિયંત્રણની બાબતમાં જનરલિઝિમોનો શો મત છે?

પહેલા પ્રશ્નના જવાબમાં મોલોટોવે તુરત જ જણાવ્યું કે ૧૮ મી જૂન પછી જ લાગુ થયેલા પ્રતિબન્ધો ઉઠાવી લેવામાં આવશે. આ બાબતમાં મેં કહ્યું, કે પશ્ચિમી સરકારો આ વાત કબૂલશે નહીં. આ સંબંધે જનરલિઝિમોએ સૂચના કરી કે "હમણાં હમણાં મૂકવામાં આવેલા દરેક પ્રતિબન્ધો ઉઠાવી લેવામાં આવશે." આમ કહેવું વધુ ઉચિત ગણાશે. આ વિષે સ્પષ્ટતા કરવામાં આવી કે મુશ્કેલીમાં મૂકનારા દરેક પ્રતિબન્ધોને ઉઠાવી લેવાનો ઈરાદો છે.

આ બાબત ઘણી જ મહત્ત્વની હતી; કારણ કે ઘણા પ્રતિબન્ધો ૧૮ મી જૂન પહેલાં જ અમલમાં આવ્યા હતા. આ પ્રશ્નનું આ પ્રમાણે સમાધાન થયા પછી અમે બીજા પ્રશ્ન તરફ વળ્યા.

આ પ્રશ્નના જવાબમાં જનરલિઝિમો સ્ટેલિને કહ્યું, કે "બર્લિનમાં અને પૂર્વ જર્મનીના સોવિયેટ ક્ષેત્રમાં એક જ પ્રકારના સિક્કાઓ ચાલુ કરવામાં આવશે. બર્લિન અને પૂર્વનું ક્ષેત્ર બંને સ્થાનોએ આ મુદ્રાના ફેલાવા ઉપર સોવિયેટ બેંક નિયંત્રણ રાખશે. પરન્તુ "જો પ્રશ્ન કરવામાં આવે કે " આ ક્રમ એ બેંક પોતે કોઈનાય નિયંત્રણ વિના કરશે? તો એનો જવાબ નકારમાં હશે, આ નિયંત્રણ બર્લિનના ચારે ય કમાન્ડરોના હાથ નીચે નિયુક્ત કરવામાં આવેલાં આર્થિક કમિશનની- તથા ચારે ય કમાન્ડરોની પોતાની દેખરેખ નીચે થશે એ બેંકનાં બધાં કામો ઉપર ધ્યાન રાખશે."

"મુખી"ના મુખમાંથી નીકળેલા આ શબ્દો પૂરેપૂરા સંતોષજનક જણાયા. પરન્તુ અમે ખૂબ ઊંચે ઊઠીએ એ પહેલાં જ જનરલિઝિમોએ એક કડવો ઘુંટડોય અમારે ગળે ઉતારી દીધો. પશ્ચિમી જર્મન સરકારની સ્થાપનાના સંબંધમાં પણ સમાધાનના ખરડામાં કાંઈક ઉલ્લેખ જરૂર થવો જોઈએ. આ વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો. મેં યાદ આપ્યું કે આ યોજનાને સ્થગિત રાખવા માટે પહેલાં કોઈ શરત કરવામાં આવી નહોતી. ત્યારે જનરલિઝિમોએ આ બાબતમાં કાંઈક ઉલ્લેખ હોવાની જરૂરીઆત ઉપર ફરીવાર ભાર મૂકીને, આ વાક્ય જોડી દેવાનો આગ્રહ કર્યો-"લંડન સમાધાનીના ખરડા પર પણ વિચાર કર્યો. એમાં પશ્ચિમી જર્મન સરકારની સ્થાપનાની વાત સામેલ હતી. વાતચીત પરસ્પર સમજૂતી અને સદ્ભાવનાનાં વાતાવરણમાં થઈ."

કોઈપણ વાંચકને આ શબ્દો સાવ નિર્દોષ લાગશે. એથી ય વધુ એ શબ્દો ઈચ્છનીય અને મિત્રતાદર્શક જણાશે. પરન્તુ આ પ્રસંગે એ અત્યંત વિસ્ફોટક હતા. જર્મન જનતા તથા સમસ્ત પશ્ચિમયુરોપના લેખકો સારી રીતે જાણે છે, કે આ પ્રશ્ન ઉપર "પરસ્પર સદ્ભાવનાના વાતાવરણમાં" વાતચીત થવી ત્યાં સુધી અસંભવિત છે, કે જ્યાં સુધી અમે સોવિયેટ શરતોને ગુપ્ત રૂપે સ્વીકારી ન હોય તથા નાકેબંધીની છૂટછાટના બદલામાં પશ્ચિમી સરકારની સ્થાપનાનો વિચાર છોડી ન દીધો હોય. આ વાતનો પ્રભાવ પશ્ચિમ જર્મનની જનતા ઉપર ખૂબ વધુ પડત.

ભરોસાપાત્ર સાધનો દ્વારા મને પૂર્વસૂચના મળી ચૂકી હતી, કે સોવિયેટના

અનુગામી રાષ્ટ્રના રાજનીતિજ્ઞો કોઈ મહાન રાજનૈતિક-કૂટનૈતિક વિજયની દૃઢતાપૂર્વક જાહેરાત કરી ચૂક્યા છે. એ જાહેરાત આની જ બાબતમાં કરવામાં આવી હતી. માછલી પકડવાના કાંટાને ભારે ચતુરાઈથી છૂપાવવામાં આવ્યો હતો, તેમ છતાં દોરી તો દેખાતી જ હતી.

મેં કહ્યું કે જનરલિઝિમેની આ ઈચ્છા હું મારી સરકારને જણાવીશ. પરન્તુ અમેરિકન સરકાર, જ્યાં સુધી આ ફકરાની નીચે "આ પ્રશ્નની બાબતમાં કોઈ પણ સમજૂતી થઈ શકી નહીં" આ વાક્ય જોડી દેવામાં ન આવે ત્યાં સુધી આ હકીકત સ્વીકારે એવી મને આશા નથી.

જ્યાં સુધી વ્યાવહારિક ઉદ્દેશોનો સંબંધ છે, ત્યાં સુધી મને લાગ્યું કે એ વાતચીત ખરી રીતે પૂરી થઈ ગઈ. શરૂઆતમાં સોવિયેટ સરકારને આશા હતી, કે નાકાબંધી પૂરેપૂરી રીતે ઉઠાવી લેવાના બદલામાં અમે પશ્ચિમી જર્મનીમાં સરકારની સ્થાપનાની અમારી યોજના તજી દેશું. એ નાકાબંધી પણ કામચલાઉ રીતે જ ઉઠાવી લેવામાં આવશે અને સિક્કા સંબંધી યોજનામાં નિયન્ત્રણનો વાસ્તવિક અધિકાર અમને પ્રાપ્ત નહીં થાય; પણ એની છાપમાત્રથી જ અમે સંતુષ્ટ થઈ જઈશું. અમારી સાથે પહેલી બે વારની વાતચીત પછી શ્રી. મોલોટોવને તે કમી ખબર પડી ગઈ કે આમ થવું અસંભવિત છે. આ સ્થિતિમાં એણે એના કરતાં ઓછા લાભની વાત ઉપર ભાર મૂક્યો. સિક્કાની શરૂઆતના બદલામાં આંશિક નાકાબંધી ઉઠાવી લેવાનો પ્રસ્તાવ એણે અમારી સમક્ષ મૂક્યો. એક તરફ બર્લિનની અર્થનીતિ ઉપર સોવિયેટ સત્તાનો કબજો હતો અને બીજી તરફ નિર્દોષ જેવી જણાતી જાહેરાત દ્વારા જર્મન જનતાને એવું બતાવવાની ચાલ હતી કે અમે વેચાઈ ગયા છીએ.

એ દરમિયાન પશ્ચિમી જર્મન પ્રતિનિધિઓની, બંધારણ બનાવવા માટે 'બોન'માં બેઠક મળવાની હતી. જનરલિઝિમો સ્ટેલિને નિશ્ચય કર્યો હતો કે આ યોજનામાં થઈ શકે તેટલું મોડું કરવું. જો મોડુ થશે તો પશ્ચિમી જર્મનોનો વિશ્વાસ છિન્નભિન્ન થઈ જશે. પશ્ચિમનાં મિત્રરાષ્ટ્રો પણ આ બાબતમાં મુશ્કેલીથી સમાધાનની હદ સુધી પહોંચી શક્યાં હતાં આ વસ્તુનો સ્વીકાર કરવા માટે ફ્રાન્સને બહુ મુશ્કેલીથી સમજાવી શકાયું હતું. આવી પરિસ્થિતિમાં જો આ યોજનાનો

ત્યાગ કરવામાં આવત તો લાંબા વખત સુધી એનો નીવેડો આવી શકત નહીં.

ત્રણે ય સરકારોએ જનરલિઝિમો સ્ટેલિનના સમાધાનપત્ર ઉપર વિચાર કર્યો. ત્રણેય ને એક બાબતની ખાત્રી હતી કે જનરલિઝિમોના છેલ્લા વક્તવ્યથી ગેરસમજણ ફેલાવાનો સંભવ છે. આથી એનો તેઓ સ્વીકાર ન કરી શક્યા. તેઓ એવી જાહેરાત કરવા તૈયાર હતા કે સમસ્ત જર્મનીની કેન્દ્રીય સરકાર. સ્થાપવા માટે કોઈ સમાધાન પર પહોંચવા માટે તૈયાર છીએ. અને એમાંથી માર્ગ ગોતવા માટે હૃદયથી પ્રયત્ન કરશું. તેઓ સીધી વાતનું સમર્થન કરવા તૈયાર હતા કે લંડનમાં થયેલું ત્રણ રાષ્ટ્રોનું સમાધાન આ કામમાં કોઈપણ જાતનું વિઘ્ન ઊભું નહીં કરે. પણ આથી વધુ આગળ વધવા માટે તેઓ તૈયાર નહોતા.

ત્યારપછીની મુલાકાત વખતે શ્રી. મોલોટોવના વ્યવહારમાં સોવિયેટની નિરાશા સ્પષ્ટ હતી. એ પહેલાં એનું વર્તન મિષ્ટ અને સંયમી હતું. પણ પછી એ ભીષણ બની ગયું. બર્લિનમાં રહેતા લશ્કરી કમાન્ડરોને જે આદેશ મોકલવાનો હતો, એના એકેએક શબ્દ ઉપર એ ચર્ચા કરવા લાગ્યા. તોપણ સોવિયેટની ખાનદાની પારખવા માટે અમે એ આદેશપત્ર તૈયાર કરવા માટે દરેક પ્રકારે તૈયાર હતા. ઑગસ્ટની ૨૭મીએ અમે એ આદેશની બાબતમાં કાંઈક સમાધાન ઉપર પહોંચ્યા. અત્યંત ટૂંકા સંદેશમાં અમે બર્લિનમાં રહેતા કમાન્ડરોને એક અઠવાડિયાની અંદર નાકેબંધી ઉઠાવી લેવાનો અને ચારેય સત્તાઓના નિયંત્રણ નીચે બર્લિનમાં સોવિયેટ મુદ્રાના ફેલાવા સંબંધે કોઈ વ્યાવહારિક માર્ગ ગોતી કાઢવાનો આદેશ દીધો.

મોલોટોવે કોઈપણ પ્રકારની ચર્ચા વગર, ચલણ સંબંધી વિસ્તૃત વાતો બર્લિનમાં લશ્કરી ગવર્નરો દ્વારા જ તૈયાર કરાવવામાં આવે એ વાતનો સ્વીકાર કર્યો, એને મેં અપશુકન માન્યું; કારણ કે પહેલાં એ આ બાબતનો મૉસ્કોમાં નિર્ણય કરવાની વાત ઉપર ભાર મૂકતા હતા.

અશાન્ત બનાવી મૂકે એવી એક બીજી વાત એ હતી કે પ્રેસ જાહેરાતનો ખરડો મોલોટોવ જ લખીને આપે, એવું પ્રથમથી જ નક્કી હતું. છતાં એનો એમના તરફથી ઈનકાર કરવામાં આવ્યો.

છેવટની બેઠકમાં શ્રી. રોબર્ટ્સે પોતાની સરકારના આદેશ અનુસાર,

બર્લિનમાં વધતી જતી ગડબડ તરફ શ્રી મોલોટોવનું ધ્યાન ખેંચ્યું હતું. તે એ, કે જે દિવસે અમારી વચ્ચે સમાધાનનો ખરડો તૈયાર થયો તેજ દિવસે કમ્યુનિસ્ટોએ ઉપદ્રવ મચાવીને બર્લિન સીટીહૉલનો કબજો લીધો હતો. શ્રી. રોબર્ટસે સૂચના કરી કે બર્લિનમાં સમાધાનને ઉપયોગી શાન્ત વાતાવરણ સ્થાપવા માટે સોવિ-યેટના લશ્કરી ગવર્નરને આદેશ આપવામાં આવે. આના જવાબમાં શ્રી.મોલોટોવે તપી જઈને કહ્યું, કે માર્શલ સોકોલોવસ્કીને આ પહેલાંજ જરૂરી આદેશ મોકલવામાં આવ્યો છે. હવે કોઈપણ પ્રકારના નવા આદેશની જરૂર નથી.

ત્યારપછીની સૂચનાઓથી બર્લિનની લશ્કરી વ્યક્તિઓ વચ્ચે બે દિવસ સુધી જે વાતચીત થઈ એથી અમારા સંદેહો અને શંકાઓ વધુ મજબૂત બન્યાં. સોવિયેટના લશ્કરી ગવર્નરે એ આદેશ અને જનરલિઝિમો સ્ટેલિન સાથે થયેલી સ્પષ્ટ વાતચીત, એ બંને વાતોને માનવાનો સાફ ઈનકાર કર્યો.

જનરલિઝિમો સ્ટેલિન સાથે અમારી જે છેલ્લી મુલાકાત થઈ હતી તે બાબતમાં બર્લિનના લશ્કરી ગવર્નરો સાથે થયેલી વાતચીત પછી ફરી અમારે મળવાનું નકકી થયું. પરન્તુ મુલાકાત પહેલાં જ જનરલિઝિમો મૉસ્કોમાંથી રજાઓ ઉપર કયાંઈ બીજે સ્થળે ચાલ્યા ગયા. પોલિટબ્યુરોની એવી ઈચ્છા હતી કે બર્લિનની વાતચીતનું કાંઈ સમાધાન ન થાય અને મતભેદોને કારણે વાટાઘાટો બંધ પડે. આ વાત સ્પષ્ટ જણાઈ. પરંતુ આમ છતાં સોવિયેટ કમાન્ડરના ખુલ્લા વિરોધ અને ઉપેક્ષાથી મને આશ્ચર્ય થયું.

બધી વાતચીતનાં છેલ્લાં પરિણામથી મને કાંઈ જ આશ્ચર્ય થયું નહીં. મોલોટોવે સોદો કરવાનો પ્રયત્ન કર્યો, પણ એ નિષ્ફળ નીવડયો નાકેબંધીનાં સામર્થ્ય અને પ્રભાવની બાબતમાં પૂરી ખાત્રી હોવાથી પોતાની પ્રતિષ્ઠાને ધકકો પહોંચાડયા વગર પશ્ચિમી જર્મન સરકારની સ્થાપનામાં ઢીલ થાય એવો પ્રયત્ન સ્ટેલિને કર્યો, પણ જ્યારે અમે એ બાબતનો ઈનકાર કર્યો ત્યારે એને એ બાબતમાં રસ રહ્યો નહિ ક્રેમલિનની દૃષ્ટિએ જો કોઈ વાત બાકી હતી તો તે એટલી જ કે આ બધી વાતચીતની આ રીતે સમાપ્તિ થવાથી પોતે વધુમાં વધુ એનો પ્રચાર કરી શકે અને પશ્ચિમ ઉપર વધુમાં વધુ દોષ મૂકી શકાય સ્ટેલિન કે મોલોટોવને ખાત્રી નહોતી કે હવાઈ માર્ગે બર્લિનને જરૂરી સામાન પહોંચાડી શકાશે. ઊલટું,

એમને તો એવી ખાતરી હતી કે બર્લિનના શિયાળાના નાના, દુઃખદ, ઠંડા અને ભૂખે મારતા દિવસો, બર્લિનની જનતાનાં નૈતિક ધોરણને નષ્ટભ્રષ્ટ કરી નાખશે અને એવી વિકટ સ્થિતિ ઉત્પન્ન કરશે કે પશ્ચિમી સત્તાઓ સમાધાન માટે અથવા શહેર ખાલી કરીને ભાગી જવા માટે લાચાર બની જશે.

સોવિયેટની દૃષ્ટિએ એવાં કોઈપણ સમાધાનથી લાભ નહોતો કે જેથી બંધારણ માટેની પ્રતિનિધિ સભા સ્થગિત ન થઈ શકે. ક્રેમલિનની ચાલાકીઓની એક એ વિશેષતા છે કે મુખ્ય પ્રશ્નને પ્રત્યક્ષ રજૂ કરવામાં આવતો જ નથી. નાકેબંધી ઉઠાવી લેવા માટે એ સીધી શરત રૂપે રજૂ કરવાને બદલે સિક્કાનો પ્રશ્ન કે જે ગૌણ હતો અને પાછળથી જે ગૌણરૂપે સાબિત થયો, એજ મુખ્ય પ્રશ્નરૂપે રજૂ કર્યો હતો. વાતચીત દરમિયાન મને એ વાતની પાકો નિશ્ચય હતો કે લંડનમાં લેવાયેલા નિર્ણયો પડતા મૂકવાની જો અમે ખાત્રી આપીએ તો પંદર જ મિનિટમાં સમાધાન થાય અને નાકેબંધી ઉઠાવી લેવામાં આવે. પણ એવી ખાત્રી આપવાનું અમારા માટે અશક્ય હતું.

આ પરિસ્થિતિમા ક્રેમલિને જો કોઈ ભૂલ કરી હોય તો તે એજ, કે જે ભૂતકાળમાં જર્મનીએ કરી હતી એટલે કે એણે પોતાના પ્રતિસ્પર્ધીની શક્તિની કિંમત ઓછી આંકી. મને એથી આશ્ચર્ય ન થયું મને પોતાને પણ અમારી શક્તિ માટે સંદેહ હતો, જો કે મોલોટોવ અને એના સાથીદારો કરતાં અમારા સામર્થ્યનું મને ઘણું વધુ જ્ઞાન હતું.

જ્યારે મોલોટોવે પોતાનો છેલ્લો સંદેશ અમને પહોંચાડ્યો, કે જેમાં સ્ટેલિન દ્વારા આપવામાં આવેલાં બધા મહત્ત્વપૂર્ણ આશ્વાસનોને ઊલટાવી નાખવામાં આવ્યા હતા તથા સરકારી રૂપે બર્લિનના સ્થળમાર્ગ તથા હવાઈ માર્ગના નિયંત્રણની અમારી પાસે માગણી કરવામાં આવી હતી, ત્યારે એ બાબતમાં મને કોઈ પણ પ્રકારની દિલચસ્પી રહી નહોતી. જો એક પ્રકારની દિલચસ્પી હતી તે એ હતી, કે આ આખા ઝઘડાને સોવિયેટ જનતાની સમક્ષ કેવી રીતે રાખી શકાય. સોવિયેટ સેન્સર પદ્ધતિને કારણે હજી એ બાબતમાં રશિયન પત્રો મૌન હતા. પરન્તુ જ્યારે છેવટે એ ઉપરથી પ્રતિબન્ધ ઉઠાવી લેવાયો, ત્યારે સોવિયેટ પ્રચારયન્ત્ર પોતાની છેલ્લી હદ સુધી જઈ

પહોંચ્યું. આ બાબતમાં સર્વોત્કૃષ્ટ લેખ "બર્લિનનું સંકટ કોણે ઊભું કર્યું" એ હતો. તેના લેખક હતા શ્રી. ટી. મેલનિકોવ. એ લેખ "લિટરરી ગેઝેટ"માં પ્રગટ થયો. એ વાંચવા જેવો છે. એથી જણાય છે કે સોવિયેટ જનતાને શું સમજાવવામાં આવ્યું અને એને કઈ વાત ઉપર વિશ્વાસ છે.

એ લેખમાં "બર્લિન સંકટ" ને "આન્તરરાષ્ટ્રિય ઘટનાઓનું નિર્માણ કેવી રીતે કરવામાં આવે છે એનો એક સાધારણ નમૂનો" જણાવીને, એ બાબતમાં પશ્ચિમી સત્તાઓ ઉપર દોષારોપણ કરવામાં આવ્યું છે. ઉપરાન્ત જણાવ્યું છે, કે "સંકટો ઊભાં કરવામાં નિષ્ણાત વ્યક્તિઓને વારંવાર ઉશ્કેરવાનું આ પરિણામ છે. આ સંકટનું મૂળ કારણ બર્લિનમાં પશ્ચિમી સિક્કા શરૂ કરવામાં છે. બર્લિનની અને જર્મન સોવિયેટ ક્ષેત્રની આર્થિક ભાંગ-તોડ, અસંગઠન અને સિક્કાઓના ફેલાવામાં પશ્ચિમ બહુ વિશ્વાસ મૂકે છે. જો આ સિક્કા વિષેનો ઝઘડો ઊભો કરવામાં ન આવ્યો હોત તો આ 'બર્લિનનું સંકટ' ઊભું થયું ન હોત.

"પશ્ચિમનાં રાષ્ટ્રોને ખાત્રી હતી કે હવાઈમાર્ગની સહાયતાથી બર્લિનમાં પોતે પોતાની આર્થિક નીતિ મજબૂત બનાવી શકશે. પણ હવાઈમાર્ગની નિરર્થકતા હવે સ્પષ્ટ જણાઈ આવે છે. બર્લિનના સોવિયેટ પ્રદેશમાંથી પશ્ચિમી ભાગને પ્રતિદિન ૯૦૦ ટનથી પણ વધુ ખાદ્યસામગ્રી મોકલવામાં આવે છે. પશ્ચિમી સિક્કાની નિષ્ફળતાની વાત પણ સ્પષ્ટ છે. બર્લિનના ભ.ડના ટર્ટુ જેવા મેજીસ્ટ્રેટોએ એવો નિર્ણય આપવો પડ્યો છે, કે ગ્રેંકડે ૭૫ ટકા પગાર સોવિયેટ સિક્કામાં દેવાવો જોઈએ.

"આ દિવાળીયાપણાને લીધે પશ્ચિમી રાષ્ટ્રોને જુલાઈની છેલ્લી તારીખોમાં બર્લિનના પ્રશ્ન સંબંધે સોવિયેટ સરકાર સાથે વાતચીત કરવા માટે લાચાર થવું પડ્યું. હવે તો વાટાઘાટો ભાંગી પડી છે. પરન્તુ આને લગતા પ્રગટ થયેલા દસ્તાવેજોથી એ પુરવાર થાય છે કે પશ્ચિમી પ્રતિનિધિઓ, બર્લિનને "અડ્ડો" બનાવીને જર્મનીનાં સોવિયેટ ક્ષેત્રની આર્થિક નીતિને નષ્ટ કરવાની રીત અજમાવતા હતા. પશ્ચિમી સત્તાઓ હવાઈ માર્ગો પર નિયંત્રણ ન મૂકવાની વાત પર ભાર મૂકતી રહી છે. જેથી બર્લિનમાં યુદ્ધ સામગ્રીની આયાત થઈ શકે અને પોતાના સૈનિક ઉદ્દેશોને પૂરા કરી શકે. આ બહાને તેમણે સમસ્ત પશ્ચિમી જર્મનીમાં

હવાઈ અડ્ડાની જાળ બિછાવી દીધી છે. વાતચીત દરમિયાન એમના દ્વારા જે અનુચિત માગણીઓ કરવામાં આવી છે એ એમની બર્લિન સંબંધી વિસ્તારનીતિનો પરિચય આપે છે.

"કોઈપણ પ્રકારે સમાધાન ન કરવાની પશ્ચિમી રાષ્ટ્રોની ભાવના આટલા ઉપરથી જ જણાઈ આવે છે કે સમાધાન કરવાનો ભાર એમણે નાના નાના માણસો ઉપર મૂકી દીધો હતો. ખરેખર જો એમને સમાધાન કરવાની ઈચ્છા હોત તો એ માટે તેઓ વિદેશમંત્રીઓની સમિતિને અથવા તો બર્લિનની નિયંત્રણ સમિતિને કામ સોંપત. વળી રાષ્ટ્રસંઘની સંરક્ષણ સમિતિમાં આ પ્રશ્ન રજૂ કરીને તેમણે સાબિત કરી બતાવ્યું છે કે પશ્ચિમી રાષ્ટ્ર આ બાબતમાં આપસમાં મળીને કાંઈ સમાધાન કરવા ચાહતાં નથી. રાષ્ટ્રસંઘની ચાર્ટરની ૧૦૭ મી કલમથી વિરુદ્ધ આમ શા માટે કરવામાં આવ્યું? આનાં બે કારણ છે. એક તો રાજનૈતિક:– બર્લિનના પ્રશ્નને રાષ્ટ્રસંઘમાં ખેંચી જવો અને બધો દોષ બીજા ઉપર ઢોળવો. બીજું કારણ પ્રચારાત્મક છે:– મૂળ જર્મન પ્રશ્ન ઉપરથી લોકોનું ધ્યાન હટાવીને અને બર્લિનનો પ્રશ્ન ઊભો કરીને મૂળપ્રશ્નને વિસરાવી દેવો.

"બર્લિનના પ્રશ્નની શરૂઆત ઉશ્કેરાટ સાથે કરવામાં આવી છે. અને એનો અંત પણ નવો ઉશ્કેરાટ પેદા કરે એજ પશ્ચિમી રાષ્ટ્રો ઈચ્છે છે. પણ સોવિયેટ રાજનીતિએ પશ્ચિમના પ્રતિક્રિયાવાદીઓની બધી ગણત્રીઓ ઊંધી વાળી છે. રાષ્ટ્રસંઘના સોવિયેટ પ્રતિનિધિ શ્રી. વિશીન્સ્કીએ બર્લિન સંબંધી ચર્ચામાં ભાગ લેવાની ના પાડીને પશ્ચિમનાં રાષ્ટ્રોની પોલ ખોલી નાખી છે."

હવાઈ વ્યવહારમાર્ગોની અસમર્થતાનું જે અપૂર્ણ ચિત્ર શ્રી. મેલનિકોવે દોર્યું છે એ સોવિએટ સરકારના વિચારોને રજૂ કરે છે.

૧૯૪૮ના ડિસેમ્બરમાં શહેરની મ્યુનીસિપલ ચૂંટણીમાં બર્લિનની જનતાએ જે વખતે દળને ટેકો ન આપ્યો ત્યારે ક્રેમલિનને સ્પષ્ટ જણાયું, કે બર્લિનમાં એમણે જે આક્રમણાત્મક પગલું ભર્યું હતું તે નિષ્ફળ નિવડ્યું છે. આથી ઊલટું, પ્રત્યુત્તરમાં કરવામાં આવેલી અમારી નાકેબંધી સોવિયેટ અધિકૃત પ્રદેશની અર્થનીતિને નુકસાન પહોંચાડવા લાગી. પશ્ચિમી જર્મનીમાંથી પૂર્વ જર્મની તરફ જે જહાજો આવતાં હતાં તેના ઉપર પ્રતિબંધ મૂકાઈ જવાથી, બર્લિનની નાકેબંધી કરતાં

લોકોને ઘણું વધુ નુકસાન સહન કરવું પડ્યું.

આવી સ્થિતિમાં, સમાધાનની વાતચીત ફરીથી શરૂ કરવા માટે કો ઉત્તમ ઉપાય શોધવા સિવાય ક્રેમલિન પાસે બીજો કોઈ માર્ગ નહોતો. આ હકીક હજી હમણાંની જ છે. આથી એનાં પિષ્ટપેષણની જરૂર નથી. પરિણામે નાકેબં ઉઠાવી લેવામાં આવી છતાં એના બદલામાં અમારે પશ્ચિમી જર્મન સરકારન અમારી યોજના કે સિક્કા સુધારણાની નીતિ છોડવી ન પડી. બર્લિનને ભૂખે મારવાની રશિયન નીતિથી કાંઈ ફાયદો ન થયો. ઊલટું, એથી પોતાને ઘણું નુકશાન થયું.

પરંતુ આનો અર્થ એ નથી, કે બર્લિનનો પ્રશ્ન હમેશને માટે ઉકલ ગયો. યુરોપમાં જર્મની એ એક એવી આધારભૂત કડી છે, કે જેને આધારે શક્તિ ચક્ર ઘૂમે છે. યુરોપમાં સોવિયેટ પ્રગતિ "સમાજવાદના અસમાન વિકાસ"ના સ્ટેલિનવાદી સિદ્ધાંત ઉપર આધાર રાખે છે. અર્થાત્ કમ્યુનિસ્ટ શક્તિનો વિસ્તાર સોવિયેટ પરિધિ ઉપર રહેલા દેશોના ધીરે ધીરે અને અસમાન રીતે થનારા "બુર્ઝવા પ્રજાતંત્રો"ના વિનાશ પર આધાર રાખે છે. આ પ્રમાણે વિદેશી કમ્યુનિસ્ટ આ વિસ્તારયોજનાઓનું ક્રિયાત્મક સમર્થન, દેશભક્તિનો સ્વાંગ ધારણ કરીને પણ કરી શકે છે. એનું એક ઉદાહરણ, ફ્રેન્ચ કમ્યુનિસ્ટ નેતા શ્રી. ડુકલોસેનું ૧૯૪૭ના જાન્યુઆરીની ૧૯મીએ પોલેન્ડની ચૂંટણી સંબંધે આપવામાં આવેલું ભાષણ છે. એમાં કહેવામાં આવ્યું છે કે—"ફ્રેન્ચ લોકો હવે ખૂબ શાંતિથી સૂઈ શકે છે. કારણ કે, હવે સિલેસિયા જર્મનના કબજામાં નથી."

સોવિયેટ યુનિયન જર્મનીના સોવિયેટ અધિકૃત ભાગમાં ઉતાવળે અને દૃઢતાથી કમ્યુનિસ્ટ સમાજની સ્થાપના કરી રહ્યું છે મોટા પ્રમાણમાં ત્યાં નવજુવાનો, અને સ્રીઓ સંસ્કૃતિ અને મજૂરવર્ગને લગતાં સંગઠન કરી રહ્યાં છે. ૧૯૪૮ના જુલાઈની ૧૪મીએ જર્મન આંતરિક શાસન પ્રબન્ધના અધ્યક્ષપદે ડા. કુર્તફિશરની નિમણૂકની જાહેરાત કરવામાં આવી છે. ડૉ. ફિશર જૂના બોલ્શેવિક છે. અને કોમિન્ટર્નની સેવાઓ વિષે એમનો વિસ્તૃત ઈતિહાસ છે. એમણે બર્લિનમાં પહેલાં જે ભાષણ કર્યું એ બહુ મહત્ત્વનું છે.

"મૂડીવાદ,' પશ્ચિમી સત્તાઓની સૈનિક સરકારોના સહકારથી સોવિયેટ

અધિકૃત પૂર્વજર્મનીની પ્રદેશનાં સમાજવાદી પ્રજાતંત્રથી વિરુદ્ધ ગૃહયુદ્ધ ચાલુ કરવાની તૈયારી કરી રહેલ છે. આ યુદ્ધમાં સફળતાથી લડવા માટે પહેલી જરૂર મજૂરવર્ગની એક દૃઢ સરકાર સ્થાપવી એ છે. શાસનના સશસ્ત્ર દળના રૂપમાં પોલિસ, એ આ સંબંધમાં એક મહત્ત્વનું દળ છે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સમાધાન થવાની વાત માત્ર ભ્રમ છે. આ સ્થિતિમાં સૌથી મહત્ત્વનું કામ એ છે, કે કોઈ અત્યંત સુસંગઠિત, શસ્ત્ર-અસ્ત્રથી સજ્જિત, શક્તિશાળી પોલીસદળની સ્થાપના કરવી. બીજી જરૂરી વાત એ છે, કે એ દળનો ઉદ્દેશ પૂર્ણ કરવા માટે તેના પર કડક નિયંત્રણ હોવું જોઈએ માત્ર આ રીતે જ પોલીસદળ પોતાનું કામ પૂરૂં કરી શકે છે."

જનરલ વૉલ્ટર સ્કીબરની સૂચના પ્રમાણે જર્મન યુદ્ધકેદીઓને ફાસિસ્ટ વિરોધી શિક્ષણ આપવામાં આવે છે. ચૂંટેલી વ્યક્તિઓને એવાં શિક્ષણાલયોમાં મોકલવામાં આવે છે. જે લોકો ત્યાંથી પાસ થઈને આવે છે, એમને સોવિયેટ અધિકૃત જર્મનીના પોતાના નિવાસસ્થાને મોકલી આપવામાં આવે છે. એમની પાસેથી આશા રાખવામાં આવે છે, કે એ કમ્યુનિસ્ટ મતનો પ્રચાર કરીને મિશનરીઓની જેમ સ્થાનિક કમ્યુનિસ્ટ દળોની સેવામાં મદદ કરશે. એમાંથી ઘણા લોકોને નવાં સ્થપાયેલાં પોલીસદળોમાં પણ સામેલ કરવામાં આવ્યા છે. એમાં કેટલાક જનરલો પણ છે. શ્રી. સ્કીવર આ પોલીસ સંઘટનના મુખ્ય મેડિકલ ઑફીસર હતા. ત્યારપછી એ પદ છોડીને પશ્ચિમ અધિકૃત જર્મનીમાં ચાલ્યા આવ્યા હતા.

૧૯૪૮ના સપ્ટેમ્બરમાં એ પોલીસદળની સમક્ષ ભાષણ કરતાં શ્રી. ફિશરે કહ્યું હતું— "સોવિયેટ પ્રદેશનાં પોલીસદળને એજ જાતનાં શસ્ત્ર-અસ્ત્રથી સુસજ્જ કરવામાં આવશે, કે જે શસ્ત્રોનો ઉપયોગ પહેલાં જર્મન ના કરતી હતી. પોલીસદળોની પાસે ટેન્કો, બખ્તરગાડીઓ, હલકાં તથા ારે તોપખાનાં વગેરે બધું હશે."

આવાં પોલીસદળો માટે જે અમલદારોને શિક્ષણ આપવા માટે ટ્યા છે, એમની નામાવલી જોતાં જણાય છે, કે એ દળો પાસે વિમાનો પણ શે. કારણકે ભૂતપૂર્વ-હવાઈ-દળના ઓછામાં ઓછા બે જનરલો (જર્મન હવાઈ

સેનાના અધિકારી) નાં નામો એ નામાવલીમાં છે. આ પ્રમાણે રાષ્ટ્રીય જર્મનીના પુનરુદ્ધારના એકમાત્ર અને શીધ્રતાભર્યા ઉપાયોથી કમ્યુનિઝમને સિદ્ધ કરવાની ચેષ્ટા કરવામાં આવે છે અને પૂર્વજર્મનીમાં રાષ્ટ્રિયતાનો આધાર કમ્યુનિઝમ પર રાખવામાં આવે છે.

સંભવ છે, કે સોવિયેટ યનિયન પોલેન્ડ, ઝેકોસ્લોવાકિયા અને પૂર્વ-જર્મનીને એક આર્થિક એકમના સૂત્રમાં પરોવીને પોલેન્ડ અને જર્મનીનો સંઘર્ષ નીવારવા માટે સમર્થ નીવડે. આવી સ્થિતિમાં આ સંઘર્ષનું મુખ કદાચ સિલેસિયાના નાના રૂહર પ્રદેશની દિશામાં વાળવામાં આવે.

સોવિયેટ કાર્યકલાપને ધ્યાનમાં લેતાં, પશ્ચિમજર્મનીની આર્થિક નીતિને પશ્ચિમ યુરોપ સાથે સંબદ્ધ કરવાનું મહત્ત્વ સ્પષ્ટ જણાય છે. ચોકકસ રીતે જર્મનિ દ્વારા પીડાતા પશ્ચિમ યુરોપના દેશો કરતાં પશ્ચિમ જર્મનીને કોઈ રીતે પહેલું સ્થાન આપી શકાય નહિ. આથી ઊલટું, યુરોપના જીર્ણોદ્ધારની યોજના પ્રમાણે જ પશ્ચિમ જર્મનીની અર્થનીતિને ફરીવાર સ્થિર કરવામાં આવશે અને રૂહરના જર્મન નિયંત્રણ ઉપર પ્રતિબંધ રહેશે. તોપણ જ્યાં સુધી પશ્ચિમ જર્મનીને લાગે વળગે છે ત્યાંસુધી જર્મન સમસ્યાનો ઉકેલ પશ્ચિમની અર્થનીતિ અને રાજનીતિની સાથે જોડાયેલો છે. એ આધારે કરવામાં આવેલો વિકાસ ભવિષ્યમાં સુરક્ષણ માટે સર્વોત્તમ શરત બનશે.

# રશિયામાં ધર્મ

કમ્યુનિસ્ટ પક્ષની તેરમી બેઠકના આદેશો સ્મરણમાં રાખવા જોઈએ:—"જે કુદરતી ઘટનાઓના સંપર્કમાં એડુતો આવે છે, તેની માત્ર ભૌતિક વ્યાખ્યા દ્વારા દેશમાં ધર્મવિરોધી પ્રચાર કરવો જોઈએ. તોફાન, વૃષ્ટિ, વીજળીની ગર્જના, અનાવૃષ્ટિ, જીવ-જંતુઓ વિગેરેનો ઉત્પાત, માટીનાં જુદાં જુદાં રૂપો, ખાતરની અસર વિગેરેના મૂળ પ્રવાહોની વ્યાખ્યા ધર્મવિરોધી પ્રચારનું સર્વોત્તમ સાધન છે.

"સોવિયેટ સ્કૂલોમાં નાસ્તિકવાદના શિક્ષણ પર ખાસ ધ્યાન આપવું જોઈએ. શિક્ષણસંસ્થાઓ અને પક્ષીય સંગઠનોએ વહેમો અને શુકન—અપશુકન વિરુદ્ધ ઝલાવવાની લડતમાં અધ્યાપકોને જરૂરી સૂચનાઓ મોઠે કરવામાં સહાય આપવી જોઈએ અને એ વાતનું ધ્યાન રાખવું જોઈએ, કે શાળાઓમાં બાળકોને વૈજ્ઞાનિક અને ભૌતિક દૃષ્ટિકોણના ઘડતરમાં મદદરૂપ બને એવાં જ નિરીક્ષણો અને સારાંશો તરફ તેમને આગળ વધારવામાં આવે."

—પાર્ટી ઓર્ગેનાઈઝેશન અંક: ૧૩-૧૪ જુલાઈ, ૧૯૪૫

લેનિને લખ્યું છે— "ધર્મ લોકો માટે અફીણ સમાન છે. ધર્મ એક એવો આધ્યાત્મિક શરાબ છે, કે જેમાં મૂડીના ગુલામો પોતાનું માનવરૂપ અને સુંદર માનવજીવનના પોતાના અધિકારોને ડૂબાડી છે."

નવા ક્રાંતિકારી રાજ્યે બીજા અનેક પ્રશ્નોની જેમ ધર્મ માટેનો લેનિનનો નિર્ણય પણ સ્વીકારી લીધો અને ૨૦ વર્ષ સુધી "નાસ્તિકોના એક લશ્કરી સંઘે" આ બાબતમાં પોતાના હાથમાં આગેવાની લઈને ધર્મવિનાશનું આંદોલન ચલાવ્યું. દેવળોનો નાશ કરવામાં આવ્યો, પાદરીઓને દંડવામાં આવ્યા અને અનેક સુંદર દેવળોને ધર્મવિરોધી સંગ્રહસ્થાનો, સ્કૂલો, તબેલાઓ અને ગોદામોમાં ફેરવી નાખવામાં આવ્યાં. પાદરીઓની સ્કૂલ બંધ કરવામાં આવી. યુદ્ધ પહેલાંના સમય સુધીમાં ધર્મને ભૂગર્ભમાં દફનાવી દેવામાં આવ્યો હતો અને સર્વત્ર ધર્મવિરોધી હીલચાલો નજરે પડતી હતી. આજે પણ ધાર્મિક સ્વતંત્રતા સંબંધી અનેક મહાન પ્રશ્નો જો કે, અનિશ્ચિત છે, તો પણ રશિયન આસ્તિકવાદની જીવનશક્તિની દૃઢતા નજરોનજર જોયા પછી મને તો એ સ્પષ્ટ થઈ ચૂક્યું છે, કે ૩૦ વર્ષના સતત ધર્મવિરોધી પ્રચાર અને દમન પછી પણ સોવિયેટ સરકાર આમ જનતા પર પોતાનું નિરંકુશ પ્રભુત્વ સ્થાપવામાં નિષ્ફળ જ નીવડી છે.

સોવિયેટ રાજ્યાનીમાં મારા પ્રથમ ઈસ્ટર તહેવાર દરમિયાન બહુ જ અસરકારક રીતે મને ખાત્રી થઈ ચૂકી, કે લેનિનની ધર્મવિરોધી જેહાદને ધાર્યા કરતાં ઓછી સફળતા મેળવનારા તેના પ્રયત્નોમાં ગણી શકાશે. આ તહેવાર રશિયાના રૂઢિચુસ્ત દેવળપંથનો સૌથી મોટો તહેવાર છે ઈસ્ટરથી ઘણાં અઠવાડિયાં પહેલાં જ મૉસ્કોના વિશાળ અને સુંદર દેવળમાં મધરાતની પ્રાર્થનામાં જોડાવાનું આમંત્રણ મને તથા બીજા એલચીખાતાઓના અનેક સભ્યોને મળી ચૂક્યું હતું ભીડથી બચી શકાય અને પ્રાર્થના પહેલાં દેવળના તમામ અધિકારીઓ સાથે પરિચય કરાવી શકાય એ માટે અમને એક કલાક વહેલાં પહોંચી જવાની સૂચના કરવામાં આવી હતી

એ રાત્રિ આશ્ચર્યોથી ભરપૂર હતી. સૌથી પહેલી આશ્ચર્યજનક ઘટના સાંજે બની એલચીખાતામાં ભોજન સમારંભ દરમિયાન મેં જ્યારે એક સોવિયેટ અધિકારીને મધરાતની પ્રાર્થનામાં જોડાવાના નિમંત્રણની વાત કરી ત્યારે તેના મુખમાંથી તરત જ એવા શબ્દો નીકળી પડ્યા, કે "હું ઈચ્છું છું કે હું પણ ત્યાં આવી શકતો હોત!" એ પછી તેણે ચારે તરફ

સાવચેતીની નજરે જોઈ લીધું કે કોઈ સોવિયેટ બિરાદરે આ વાત સાંભળી તો નથી!

આ માણસ ચુસ્ત કમ્યુનિસ્ટ હતો. એટલે મારે માનવું પડ્યું, કે તેનો રસ, દશ્ય જોવા પૂરતો અને ગાયનો સાંભળવા પૂરતો જ મર્યાદિત હતો. આ બન્ને વસ્તુઓ રશિયનોને પ્રિય હોય છે. આમ છતાં તેના મુખમાંથી એકાએક આ વાત નીકળવાથી અને તેના કથનની સચ્ચાઈથી હું ધારવા કરતાં વધારે આશ્ચર્યમાં ડૂબી ગયો

એ પછી મારી મોટર જ્યારે દેવળ પાસે પહોંચી, ત્યારે ફરી એક વખતે અમે આશ્ચર્યથી સ્તબ્ધ બન્યા. સામેનો સમચોરસ ચોક લાખો માણસોની મેદનીથી ખીચોખીચ ભરેલો હતો. દેવળની વધુમાં વધુ નજદીક પહોંચવાની ઈચ્છાથી લોકો એક બીજા સાથે ભીંસાઈ ગયા હતા અને દેવળનાં પ્રવેશ-દ્વાર બંધ હતાં. પચ્ચીસ સૈનિકોએ પૂરેપૂરી શક્તિનો ઉપયોગ કરીને ભારે મુશ્કેલીથી અમારા માટે માર્ગ કર્યો. લોકો શાંત અને વ્યવસ્થિત હતા. પરંતુ અત્યંત ગિરદીના કારણે માર પત્ની શ્રીમતી સ્મિથ અને મારાં મંત્રી કુમારી રૂથ બ્રીગ્સ બે વખત પડતાં પડતાં રહી ગયાં.

દેવળની મહાન ઈમારતનો અંદરનો ભાગ, બહારના કરતાં પણ વધુ લોકોથી ખીચોખીચ ભર્યો હતો. રાજદ્વારી અને લશ્કરી અધિકારીઓ સિવાય અહીં દરેક પ્રકારના લોકો હાજર હતા. જગ્યા મેળવવા માટે લોકો બપોરથી જ દેવળમાં એકઠા થવા લાગ્યા હતા. તેમનાં શરીરની ગરમી અને શ્વાસની ઉષ્ણતા ઠંડી હવામાં ઈમારતની ઊંચી છત પર જામી ગઈ હતી અને ત્યાંથી પાણીનાં ટીપા ક્યારેક ક્યારેક પડ્યા કરતાં હતાં.

ગાયકોની બે મંડળીઓ જેમાં સ્ત્રીઓ અને પુરુષો બન્ને હતા, તેમણે કોઈ પણ પ્રકારના વાદ્યોના સહકાર વિના, કૅથોલિક પંથના સુંદર ગીતો, માત્ર રશિયનો જ ગાઈ શકે એવી રીતે ગાયાં. સંગીત, પ્રાચીન દેવળની ભવ્યતા, અધિકારી પાદરીઓના રંગબેરંગી પોષાક અને હાજર રહેલી મેદનીની શ્રદ્ધાભરી ભક્તિ— એ બધાંએ મળીને એવું શાનદાર વાતાવરણ ઉપસ્થિત કરી દીધું, કે દુનિયામાં કોઈક જ સ્થળે મહામુશ્કેલીએ એવું વાતાવરણ જામી

શકે. જ્યારે "પુનર્જાગૃતિ"ના પ્રતિક તરીકે મીણબત્તીઓ પ્રકાશિત કરવામાં આવી, ત્યારે દેવળ નાની નાની જ્યોતિઓના સમુદ્ર જેવું દેખાવા લાગ્યું. પ્રત્યેક સ્ત્રી, પુરુષ અને બાળકના હાથમાં એક એક મીણબત્તી હતી. તેનું સૌંદર્ય અનુપમ હતું. ઈશુ ખ્રિસ્તના મૃત સ્વરૂપની શોધ તરીકે કરવામાં આવેલા આ પ્રદર્શનના અંતે અધિકારી પાદરીઓએ જ્યારે ઘોષણા કરી, કે "રક્ષક પ્રભુ જાગ્રત થઈને ઊઠયા છે," ત્યારે આ શુભ સમાચાર સાંભળીને મીણબત્તીઓ બુઝાવી દેવામાં આવી. ત્યારબાદ મેદની પર આશીર્વાદની વર્ષા વરસાવવામાં આવી. જ્યારે અમે પાછા ફર્યા ત્યારે પણ આ મેદની એવી જ રીતે દેવળ અને તેના ચોકમાં ખીચોખીચ ભરાયેલી હતી.

આ વાતનું સંપૂર્ણ મહત્ત્વ સમજવા માટે એ યાદ રાખવું જરૂરી છે કે કમ્યુનિસ્ટોના વિરોધ છતાં, ઊંડી ધાર્મિક ભાવના વ્યક્ત કરતું આ આશ્ચર્યજનક પ્રદર્શન, મોસ્કોમાં ક્રેમલિનની આંખ આગળ જ કરવામાં આવ્યું હતું. સતત ૩૦ વર્ષ સુધી લોકોની ભાવનાને પ્રભાવિત અને સંચાલિત કરવાનો એકછત્ર અધિકાર કમ્યુનિસ્ટ પક્ષ પાસે રહ્યો. અખબારો, રેડિયો અને શિક્ષણ પર સંપૂર્ણ નિયંત્રણ વિગેરે સમસ્ત સાધનો, પક્ષ અને સરકારના હાથમાં રહ્યાં. ધર્મને યુદ્ધ પછી બાકી રહેલા જીર્ણ દેવળો પૂરતો જ મર્યાદિત રાખવામાં આવ્યો. પરંતુ ધર્મવિરોધી આંદોલન જ્યારે ધીમું પડવા લાગ્યું, ત્યારે અનેક બંધનો હોવા છતાં તેણે લાખો માણસોને આકર્ષી લીધા. કોઈ પણ પ્રકારની ઘોષણા વિના આજુબાજુના વિસ્તારોમાંથી મોટી મેદની અહીં આવી પહોંચી. આ સંબંધમાં એ વાત યાદ રાખવા જેવી છે, કે દેવળોને કોઈ પણ પ્રકારની સાર્વજનિક જાહેરાત કરવાનો અધિકાર નથી, તેમજ દેશના યુવકયુવતીઓ પર કોઈ પણ પ્રકારના પ્રચારથી પણ તે અસર ઉપજાવી શકે એમ નથી અને પ્રાર્થનામાં જોડાનારા લોકો માટે તેની પાસે કોઈ વાહનોનું સાધન પણ નથી. જે કંઈ મહત્ત્વની ધાર્મિક વિધિ તે કરે છે, તેના ખબર કેવળ મૌખિક રીતે અપાય છે. આ ઉપરાંત ધર્મ પર કરવામાં આવતાં આક્રમણોનો કોઈ જવાબ પણ તેનાથી આપી શકાતો નથી.

જરા સરખો ઈશારો થતાં કમ્યુનિસ્ટ પક્ષ જબ્બર પ્રદર્શનો કરી શકે

છે એ વાતમાં શંકા નથી. તેમાં જનતાની મોટી મેદની પણ જોડાય છે. આ મેદની પ્રદર્શનનો આનંદ પણ ભોગવી શકે છે.[1] રશિયનો સ્વાભાવિક રીતે જ પ્રદર્શનોમાં ખૂબ રસ લે છે. પરંતુ દેવળના ચોકમાં મેં જે કંઈ જોયું તે મૉસ્કોના બીજાં પ્રદર્શનો કરતાં ઘણી ગૂઢ વસ્તુ હતી. હું ખાતરીથી માનું છું કે ઈસ્ટરની રાત્રે મૉસ્કોના લાખો પ્રાર્થના કરનારાઓના ચેહરા પર જે સાચી ભાવના અંકિત હતી તેનો અંશ પણ કમ્યુનિસ્ટ પક્ષ સોવિયેટ જનતામાં પેદા કરી શકે નહિ. આની સાબિતી આ વાતમાં રહેલી છે કે "સીઝરનો ભાગ" મેળવવામાં કમ્યુનિસ્ટ પક્ષ સફળ થયો પરંતુ રૂઢિચુસ્ત રશિયન જનતાએ ઇશ્વરનો ભાગ કમ્યુનિસ્ટ પક્ષને આપવાનું સ્વીકાર્યું નહિ.

આજે આ વાતનું સ્પષ્ટ વ્યાવહારિક મહત્ત્વ ભલે કંઈ પણ ન હોય, પરંતુ ભાવનાજન્ય ઉત્સાહનો એક પ્રવાહ રાજ્યના નિયંત્રણમાં આવી શક્યો નથી, તેનું એ સ્પષ્ટ ચિહ્ન છે. આથી આ સંભવિત ભયનું સૂચક છે. જ્યાં સુધી હાનિ પહોંચાડવાના માર્ગથી દેવળોને દૂર રાખવામાં આવશે અને માનવ પ્રકૃતિ તથા કાર્યોના આ કાવાદાવાના બાહ્ય સંપર્કમાં આવવા દેવામાં નહિ આવે ત્યાંસુધી એના તરફથી કંઈ પણ ભય નથી. પરંતુ બાહ્ય સંપર્કમાં આવ્યા પછી શાસનને એના તરફથી જબ્બર ભય ઊભો થઈ શકે છે.

[1] સોવિયેટ યુનિયનમાં ધર્મ વિરોધી ભાવના હળવી થવાની શરૂઆત ૧૯૪૧માં નાઝી આક્રમણ પછી થઈ હતી. આ સમય દરમિયાન યુદ્ધમાં પ્રવૃત્ત બનેલી જનતાની શ્રદ્ધા વધુ બળવાન બનાવવા માટે દરેક ઉપાયને અમલ કરવાનું સરકાર માટે ખૂબ જ આવશ્યક બની ગયું. તેની સાથોસાથ સોવિયેટ યુનિયન પ્રત્યે પશ્ચિમના લોકોની સદ્‌ભાવના પ્રાપ્ત કરવાની પણ જરૂર ઊભી થઈ. પરિણામે ૧૯૪૨માં સરકારી આજ્ઞા અને સહકારથી "ધર્મ વિષેનું સત્ય" એ નામની એક પુસ્તિકા મૉસ્કોના રૂઢિચુસ્ત પંથીઓ તરફથી પ્રગટ કરવામાં આવી. આ પુસ્તિકામાં સોવિયેટ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા પ્રગટ કરતાં, ધર્મપ્રેમીઓ પરના દમનનો ઈનકાર કરવામાં આવ્યો. ૧૯૪૩ના ઑક્ટોબર માસમાં રશિયાના રૂઢિચુસ્ત પંથની એક સમિતિ દેવળોની દેખરેખ માટે રાખ-

વામાં આવી અને પાદરી સંપ્રદાયની કાર્યસ્વતંત્રતા વધારવામાં આવી ૧૯૪૫ના જાન્યુઆરીમાં જોરશોરથી પ્રચાર કરી લેનેનિનગ્રાડના પાદરીને વડા પાદરીનું પદ આપવામાં આવ્યું આ દિવસ પછી સોવિયેટ યુનિયનમાં ધીમે ધીમે પરંતુ ખૂબ જ નિયંત્રિત રીતે ધાર્મિક પુનર્જાગૃતિ શરૂ થઈ.

બહારની દુનિયા માટે આ નીતિપરિવર્તનના કારણો બિલકુલ સ્પષ્ટ જ છે,' પરંતુ કમ્યુનિસ્ટ પક્ષમાં ધાર્મિક ઉદારતાની નીતિ પર ભાર દેવાય અને પક્ષના સભ્યો સિવાયના બીજા લોકોની ધાર્મિક ભાવના પ્રત્યે સહિષ્ણુ વર્તાવ થાય, એ બે વાતો એવી હતી કે જેવી ખુદ 'પક્ષ' સાથે સંકળાયેલા લોકોને આશ્ચર્ય થયું એટલે આ વિષેની વ્યાખ્યા આપવી જરૂરી છે આ સંબંધમાં કેટલોક પ્રકાશ એક ભૂતપૂર્વ સોવિયેટ અધિકારી શ્રી વિકટર ક્રોવચેન્કોએ લખેલી "મેં સ્વતંત્રતા પસંદ કરી" નામની પુસ્તિકામાં મળે છે યુદ્ધ પહેલાં આ માણસ અમેરિકામાં સોવિયેટ ખરીદી મિશનનો એક અધિકારી હતો યુદ્ધ દરમિયાન રશિયા પાછા ફરવાનો ઈનકાર કરીને તે અમેરિકામાં વસ્યો

તેના કથન અનુસાર, "ધર્મ સંબંધી અમારી નવી નીતિ રોમન કેથોલિકો, લુથરવાદીઓ તથા બીજા ધાર્મિક પંથોના સોવિયેટ વિરોધી પ્રચારના સમાધાનનું ઉપયોગી સાધન બનશે અને બીજા દેશોના કેથોલિક પંથીઓને રશિયાની નિકટ લાવીને મૉસ્કોને "રોમ" બનાવી શકશું - - ધાર્મિક વલણો અને ભાવનાઓથી અમારી નવી પેઢી નષ્ટ થશે એવી ચિંતા રાખવાની જરૂર નથી ધાર્મિક વલણ રાખનારી કોઈ પણ વ્યકિત પોતાની કારકિર્દી ઉજ્જવળ બનાવી શકે તેમ નથી એ સ્પષ્ટ જ છે "કોમ્સોમોલ" (યુવાન કમ્યુનિસ્ટ દળ) પાદરીઓ કરતાં વધુ દઢ શકિતશાળી બનશે એ ચોક્કસ વાત છે"

યુદ્ધ સમયના મૉસ્કોના સમાચારોથી ધર્મપંથીઓને ભલે કઈ આશા હોય પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે ખરેખરી ધાર્મિક સ્વતંત્રતાના પ્રશ્નને લાગેવળગે છે ત્યાંસુધી, સોવિયેટ શાસનની સહાનુભૂતિ, મૌખિક વાતો સિવાય બીજું કઈ નથી બીજા તમામ ધાર્મિક પંથો કરતાં રશિયન ક્રિશ્ચિયન પંથ પ્રત્યે સોવિયેટ સરકારની નીતિ વધુ ઉદાર છે ઝારના સમયમાં આ પંથ,

શાસકોનો દૃઢ સમર્થક હતો. અને હાલના શાસકોનો પણ તે દૃઢ સમર્થક છે. બીજા ધાર્મિક પંથો ક્રેમલિનના નેતૃત્વમાં એટલી શ્રદ્ધા રાખતા નથી. નવી ધાર્મિક નીતિ અને યુદ્ધ પછીની પરિસ્થિતિએ સોવિયેટ યૂનિયનમાં હંમેશાં ગુપ્ત રીતે રહેલી યહુદી વિરોધી ભાવનાને ઉત્તેજિત કરી દીધી છે. પ્રત્યક્ષ દમનનાં અથવા તો સરકારી રૂપમાં સ્વીકારાયેલા કોઈ પણ પ્રકારના ભેદભાવનાં ચિહ્ન જો કે દેખાતાં નથી, તો પણ યહુદીઓ અને બીજા આંતરરાષ્ટ્રિય ધાર્મિક લોકોની વિરુદ્ધ ક્રિયાત્મક આંદોલન અને પ્રચાર ચાલુ છે અને તેના પરિણામે સોવિયેટના યહુદીઓનો મોટો ભાગ બેચેન અને ભયભીત રહે છે. ગમે તેટલી જાહેરાતો થવા છતાં, સોવિયેટ યૂનિયનમાં ધર્મના વિકાસની શક્યતા, સાધનોના અભાવે પાંગળી જણાય છે.

મૉસ્કોમાં આ સમયે કુલ ૩૦ દેવળો મુક્ત છે. ૪૦ લાખથી ૭૦ લાખ સુધીની વસ્તીવાળા આ નગરની ઓછામાં ઓછી વસ્તી ધ્યાનમાં રાખીને જો સરેરાશ કાઢવામાં આવે તો દરેક દેવળના ભાગે ૧ લાખ ૩૦ હજારથી વધુ વ્યક્તિઓ આવે છે. ન્યુયોર્કમાં ૪ હજાર વ્યક્તિઓ દીઠ એક દેવળ છે. મૉસ્કોના દેવળોમાંથી ૨૫ રશિયન રૂઢિચુસ્ત પંથના છે. બાકીના કેટલાક ધાર્મિક પંથનું એક એક દેવળ છે.

યુદ્ધ સમયમાં ધર્મ પ્રત્યેની ક્રેમલિનની નીતિના પરિવર્તનનું કારણ સાચી ધાર્મિક સ્વતંત્રતા ન હતું અટલે ડૉ. મિગોનોવે આ સંબંધમાં જે ધોરણ સ્થાપ્યું છે તે અનુસાર તેને કસોટી પર કસવાનું ઉપયોગી થઈ પડશે.

આ પ્રકારનું નીતિ પરિવર્તન વિદેશી ધાર્મિક સંસ્થાઓની ટીકા અને વિરોધને પાંગળા બનાવી દેવામાં મદદ રૂપ થશે :– આ બાબતમાં નવી નીતિ સફળ પુરવાર થઈ ચૂકી છે, એટલું જ નહિ પણ, સ્થિતિ વધુ ઉત્સાહજનક છે. રશિયન દેવળ બંધન નીતિથી મુક્ત બનીને દુનિયાની બીજી ધાર્મિક સંસ્થાઓ સાથે સંપર્ક સ્થાપી રહ્યું છે. ધાર્મિક સમાચાર સમિતિ તરફથી આધારભૂત સમાચાર મળ્યા છે, કે રશિયન દેવળપંથ અને દુનિયાની દેવળ સંસ્થા સમિતિ વચ્ચે સહકારની ભૂમિકા શોધાઈ રહી છે.

આ નીતિથી સોવિયેટની અનિવાર્ય રીતે સંગઠન નીતિને ટેકો

મજાક :— ધાર્મિક ઉપાય એ ઝારના સમયના રશિયાના અખિલ સ્લાવવાદનું એક અત્યંત અસરકારક તત્ત્વ હતું. ક્રાંતિ પછી કમ્યુનિઝમના ભય ઉપરાંત 'ધાર્મિક વિરોધ' એ બીજી વસ્તુ પણ પૂર્વ યુરોપ અને રશિયન સ્લાવોના પરસ્પરના સંબંધો માટે ભયનું કારણ બની હતી. આ વિરોધનો અંત તથા ધાર્મિક ભાઈચારાનો પ્રારંભ એ પૂર્વ અને મધ્ય યુરોપ તથા મધ્યપૂર્વમાં સોવિયેટ નિયંત્રણની અસર મજબૂત બનાવવામાં અત્યંત મહત્ત્વની વસ્તુ છે. મૉસ્કોની ધાર્મિક સંસ્થા આ સંબંધમાં જોરદાર કદમ ઉઠાવી ચૂકી છે અને બાલ્ટિક રાજ્યો, પોલેન્ડ, ઝેકોસ્લોવાકિયા, રૂમાનિયા અને બલ્ગેરિયામાં તથા ફ્રાંસ, જર્મની, મંચુરિયા, કોરિયા અને જાપાનના રશિયન દેવળો પર પણ પોતાનું નિયંત્રણ અથવા વર્ચસ્વ સ્થાપી ચૂકી છે. આ બાબતમાં મૉસ્કોના દેવળપંથના એક માત્ર પ્રતિસ્પર્ધી ઈસ્તંબુલની ધાર્મિક સંસ્થા છે. પરંતુ તેનો પ્રભાવ દુર્બળ અને નાદાર ગ્રીક ધાર્મિક સંસ્થાઓ પૂરતો જ મર્યાદિત છે. જેરૂસલેમ અને એલેકઝાન્ડ્રિયાની પુરાણી ધાર્મિક સંસ્થાઓને સુદ્ધાં સહકારની આવશ્યકતા છે અને રશિયાના દેવળપંથના પ્રલોભનથી તે બચી શકે એ સંભવિત નથી. જો તેનું પતન થાય, તો લેનિન તેની કબરમાં પણ તડપી ઊઠે, કારણ કે એમ થવાથી પૂર્વના ખ્રિસ્તીઓના રક્ષક તરીકે સ્ટૅલિન ઝારનો વારસ બની જાય અને "ત્રીજું રોમ" બનવાની મૉસ્કોની એક પુરાણી મહત્ત્વાકાંક્ષા પૂરી થાય.

આવી સ્થિતિમાં એ સ્પષ્ટ છે કે રૂઢિચુસ્ત દેવળપંથ પ્રત્યે સોવિયેટ સહાનુભૂતિ, તેની વિસ્તારનીતિના એક સાધન તરીકે જ છે. સંપૂર્ણ રીતે પશ્ચિમ વિરોધી વિચારો દર્શાવતા સોવિયેટ પાદરીઓના લેખો પરથી આ વાતનું સમર્થન થાય છે. આ બાબતમાં પહેલો લેખ અલેકઝાન્ડર સ્ટીરનોવ નામના એક ઉચ્ચ પાદરીએ લખ્યો હતો. આ લેખ મૉસ્કોની ધાર્મિક સંસ્થાના પત્ર "જર્નલ"માં પ્રગટ થયો હતો. આ ત્રણ પાનાના લેખમાં અમેરિકા તથા "યુદ્ધોત્સુક એંગ્લો– સેક્સન જાથ" પર, જે શબ્દોનો ઉપયોગ "પ્રવદ્દ"માં થાય છે તે જ શબ્દોમાં ભયંકર પ્રહાર કરવામાં આવ્યા હતા. એ પછી એવા બીજા લેખ પણ લખાયા.

ધર્મ પ્રત્યેની સહાનુભૂતિની નીતિની જાહેરાતની સાથોસાથ, સોવિયેટ સરકારે બીજાં પણ એવાં કેટલાંક પગલાં ભર્યાં કે જેથી આંતરિક ધાર્મિક જાગ્રતિ જોર પકડી ન શકી. વૃદ્ધો, નૌજવાનો વિગેરેને "કોમ્સોમોલ"માં લાવવામાં આવ્યા. ૧૯૪૭માં તેમના સમક્ષ લેનિનવાદી સ્ટેલિનવાદની ધાર્મિક નીતિની જાહેરાત નીચેના શબ્દોમાં કરવામાં આવી :—

"કમ્યુનિસ્ટ પક્ષ ધર્મની બાબતમાં તટસ્થ રહી શકે તેમ નથી. વિજ્ઞાનનો પક્ષપાતી અને સમર્થક હોવાના કારણે તે તમામ ધાર્મિક વહેમો વિરુદ્ધ પ્રચાર કરે છે. તમામ ધાર્મિક વહેમો વિજ્ઞાનની વિરુદ્ધ છે. કારણ કે પ્રત્યેક ધર્મ વિજ્ઞાનથી ઊલટો છે. કેટલાક એવા બનાવો બન્યા છે કે જેમાં પક્ષના સભ્યો કોઈ વખત ધર્મવિરોધ પ્રચારના પૂર્ણ વિકાસમાં અવરોધરૂપ બન્યા છે. જો આવા સભ્યોને પક્ષમાંથી રુખસદ આપવામાં આવી હોય, તો એ બહુ સારું કરવામાં આવ્યું છે, કારણ કે આવા "કમ્યુનિસ્ટો" માટે પક્ષમાં કોઈ સ્થાન નથી. એ તો દેખીતી વાત છે, કે "કોમ્સોમોલ"ના જે સભ્યો જાતે ધાર્મિક વહેમો અને વિકારોથી મુકત હોય, તેઓજ અવા વહેમો અને બીજા વિકારોની હાનિ દૂર કરી શકે. કોઈપણ નૌજવાન જ્યાં સુધી ધાર્મિક માન્યતાઓ અને ભાવનાઓમાંથી મુકત ન બને, ત્યાં સુધી તે "કોમ્સોમોલ" બની શકે નહિ"

આ આંદોલન સફળ થયું અને તેનો પૂરાવો ૧૯૪૭ ની માૅસ્કોની પ્રાર્થનામાં ત્યાંના વડા પાદરીએ કરેલી ફરિયાદ પરથી મળી રહે છે. તેની ફરિયાદ એવી હતી, કે "પરિસ્થિતિ વિપરીત હોવાના કારણે, આપણામાંથી ઘણા લોકો મુકત રીતે ઈશ્વરની ઉપાસના પણ કરી શકતા નથી, કારણ કે આપણી મજાક કરવામાં આવે અથવા આપણા પર બીજું કોઈ સંકટ આવી પડે એવો આપણને ભય રહ્યા કરે છે."

આ સંકટ એટલે શું તેનો કંઈ ઉલ્લેખ જો કે કરવામાં આવ્યો ન હતો. છતાં પ્રાર્થનામાં એ જણાઈ આવ્યું હતું કે પ્રાર્થનામાં જોડનાર વ્યકિતઓમાં વધુ સંખ્યા સ્ત્રીઓ અને બાળકોની હતી.

એમ લાગે છે કે રશિયાના પાદરી વર્ગના કેટલાક સભ્યોએ ધાર્મિક સ્વતંત્રતાની મંજૂરીની વાતને તેના શબ્દાર્થમાં લઈને, નૌજવાનોમાંથી ધાર્મિક

સભ્યોની ભરતી શરૂ કરી દીધી. આથી ગુસ્સે થઈને "કોમ્સોમોલ" ના એક સભ્ય ગાર્કો વિન્કોએ "યંગ બોલ્શેવિક" પત્રના સંપાદક પર નીચેનો પત્ર પ્રગટ કરવા માટે મોકલ્યો —

"પ્રિય સંપાદકજી,

થોડા દિવસ પહેલાં એક પાદરી અમારે ઘેર આવ્યા અને ધર્મ વિષે વાતો કરવા લાગ્યા તેમણે કહ્યુ, કે ધર્મ મનુષ્યની ભાવના શુદ્ધ કરીને તેને શાંત બનાવે છે તેમના કહેવા પરથી એમ લાગ્યું કે કમ્યુનિસ્ટ પક્ષના સભ્ય હોય કે ન હોય, શિક્ષિત હોય કે અશિક્ષિત હોય, પરતુ પ્રત્યેક વ્યકિત ઈશ્વરમાં શ્રદ્ધા રાખી શકે છે તેમણે મને પણ ધાર્મિક પંથ સ્વીકારી લેવા માટે કહ્યુ પરતુ મે જવાબ આપ્યો, કે "ઈશ્વરમા શ્રદ્ધા, મારી બીજી શ્રદ્ધાઓ સાથે અનુરૂપ નથી. હુ "કોમ્સોમોલ"નો સભ્ય છુ" તેમણે વળતો જવાબ આપ્યો, કે "ઈશ્વર પાપો અને ભૂલો માટે ક્ષમા કરે છે"

આ બધી વાતચીતની મારા પર તો જો કે કઈ અસર ન થઈ, છતાં ઘણા માણસો એવા હશે કે જે આવી વાતોથી ધાર્મિક ભ્રમણામાં ફસાઈ જાય. એટલે તમે એક લેખ લખીને ધર્મ અને વિજ્ઞાન વચ્ચેની અસંગતિ પર પ્રકાશ પાડવાની કૃપા કરશો કે?'

આ પત્રનો જ્વાબ સપાદક તરફથી આપવામા આવ્યો છે, એ પરથી સ્પષ્ટ થાય છે કે ધર્મની બાબતમાં સોવિયેટ રશિયામાં લેનિન પછી કોઈ ખાસ પરિવર્તન થયું નથી યુદ્ધના અરસે જે સહાનુભૂતિની નીતિ પ્રચલિત કરવામાં આવી છે, તે કેવળ સોવિયેટ રાષ્ટ્રનાં સ્વાર્થ સાધવા માટે ઉપરછલો દેખાવ જ છે

સપાદકે ઉત્તર આપતાં લખ્યુ, કે "સોવિયેટ જનતાની સંચાલક શકિત, બોલ્શેવિકોનો કમ્યુનિસ્ટ પક્ષ છે અને તેની હીલચાલ વૈજ્ઞાનિક આધારો પર નક્કી થએલી છે બુર્ઝવા દમનનીતિને કોઈ પણ પ્રકારનુ રક્ષણ ન મળે એટલા માટે કમ્યુનિસ્ટ પક્ષ વહેમરહિત સુંદર અને સપૂર્ણ દૃષ્ટિકોણ સર્જાવે છે

ત્યારબાદ લેનિનના નીચેના શબ્દો ટાંકવામાં આવ્યા

"આપણા દળની સફળતા એ વસ્તુમા રહેલી છે કે તેની હીલચાલો અને કાર્યોનો આધાર અનુમાનો પર નથી પરતુ સામાજિક જીવનના ઊંડા અને

વૈજ્ઞાનિક અભ્યાસ પર છે. આપણું સમગ્ર સામાજિક જીવન, વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ દ્વારા, લોકોનાં મસ્તક ધાર્મિક શ્રદ્ધાઓમાંથી મુકત કરવાની દિશામાં આગળ વધારનારું અને તેને પુષ્ટિ આપનારું છે. આપણા કરોડો દેશબંધુઓ હજુ હમણાં સુધી આ વહેમો અને માન્યતાઓમાં શ્રદ્ધા રાખતા હતા, પરંતુ હવે તેમણે એ ફગાવી દીધા છે અને નવી પેઢીને આપણે ધાર્મિક કુતર્કોમાંથી મુકત કરીને વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ પર શિક્ષિત કરી રહ્યા છીએ.

"આમ છતાં કેટલાક એવા લોકો પણ મોજૂદ છે કે જેઓ ધાર્મિક માન્યતાઓ છોડી શકતા નથી. નજદીકના ભૂતકાળમાં આપણો દેશ બુર્ઝવા દેશ હોવાના કારણે "જન્મથી મળેલાં મૂડીવાદી ચિહ્નો" એકદમ છોડી દે તેવો સંભવ નથી. ધર્મ, ભૂતકાળના સામાજિક જીવનની સ્મૃતિના રૂપમાં પરંપરાગત બળ તરીકે કેટલાક માણસોના મસ્તક સાથે હજુ જડાઈ રહેલો છે. અમુક પરિસ્થિતિમાં તે ફરીથી જીવંત બળનું સ્વરૂપ ધારણ કરી શકે છે. ધર્મના જોર પર મુશ્કેલ પરિસ્થિતિમાં ખોટો "સંતોષ" મેળવવાનો પ્રયાસ લોકો ફરીથી કરે એ શકય છે. એટલે વિજ્ઞાનવિરોધી ધાર્મિક માન્યતાઓમાંથી સોવિયેટ જનતાને મુકત કરવા માટે કમ્યુનિસ્ટ ભાવનાવાળાં શિક્ષણની આવશ્યકતા છે.

"આ બાબતમાં વૈજ્ઞાનિક શિક્ષણને લગતો પ્રચાર એક જરૂરી વસ્તુ છે. પ્રકૃતિ અને સમાજની પ્રત્યેક ઘટનાની ભૌતિક વ્યાખ્યા કરવી જોઈએ. "કોમ્સોમોલ" સંસ્થાઓ, ધર્મ અને વિજ્ઞાનના દૃષ્ટિકોણ એકબીજાથી ઊલટા હોવાની વાત યુવાનવર્ગને સમજાવે. ધર્મની બાબતમાં પોતાના સભ્યોના કોઈપણ પ્રકારના ઢળતા વલણનો તેઓ સ્વીકાર ન કરે. સોવિયેટ બંધારણ પ્રત્યેક વ્યકિતની ધાર્મિક સ્વતંત્રતાનો સ્વીકાર કરે છે. એટલે કોઈ પણ વહેમના કારણે કોઈ વ્યકિતને દંડ દેવાનું અયોગ્ય છે. આ તેનો દોષ નથી, પરંતુ તેનું દુર્ભાગ્ય છે. તેને વૈજ્ઞાનિક શિક્ષણ દ્વારા આવા વહેમોમાંથી મુકત થવામાં મદદ કરવી જોઈએ. "કોમ્સોમોલ," ધાર્મિક માન્યતાઓ સુદ્ધાં આવી બધી માન્યતાઓનો ક્રિયાત્મક વિરોધ કરીને તેનાથી યુવાન વર્ગનું રક્ષણ કરે."

પરંતુ સંપાદકનો આ કડક જવાબ પણ ક્રેમલિનના લોકોને અને કોમ્સોમોલ સંસ્થાના પત્ર "કોમ્સોમોલસ્કાયા પ્રવદા"ને સંતુષ્ટ કરી શકયો નહિ. થોડાં અઠવાડિયાં પછી તેમણે "યંગ બોલ્શેવિક"ના સંપાદકીય વિભાગની આ જવાબ માટે સખ્ત ટીકા કરી. આ જવાબને "રાજકીય દૃષ્ટિથી હાનિકારક અને સિદ્ધાંતના દૃષ્ટિકોણથી સારહીન" જાહેર કરવામાં આવ્યો. તેમણે કહ્યું, કે શિક્ષણને લગતો ઉપાય, ધાર્મિક માન્યતાઓને મૂળમાંથી ઉખાડી નાખવા માટે પૂરતો નથી ધાર્મિક પ્રચારને કાયદેસર રીતે નિષિદ્ધ જાહેર કરવો જોઈએ. આ તો ભૌતિકવાદ અને પોપવાદની સમજૂતી થઈ શકવાની વાતનું સમર્થન કરવા જેવું થયું. આ વસ્તુ માર્ક્સવાદથી વિરુદ્ધ છે."

ધાર્મિક નીતિપરિવર્તનના કારણે, રશિયાના કેથેલિક પંથ ઉપરાંત આર્મેનિયાની પ્રાચીન ખ્રિસ્તી સંસ્થાને પણ કેટલોક લાભ થયો છે. ૧૯૪૫ ના જૂનમાં આર્મેનિયાની રાષ્ટ્રિયતાના આ મુખ્ય સંરક્ષકે આર્મેનિયન પંથના ધાર્મિક વડાની ચૂંટણી માટે, એક પ્રસિદ્ધ ધાર્મિક નગરમાં દુનિયાભરના આર્મેનિયન પંથીઓની એક પરિષદ બોલાવી ધાર્મિક કાર્યો પતી ગયા પછી એક ઠરાવ પસાર કરવામાં આવ્યો આ ઠરાવમાં સ્ટેલિનને એક વિનતિપત્ર મોકલીને તુર્કીના કેટલાક પ્રદેશો માટે આર્મેનિયા તરફથી દાવો કરવામાં આવ્યો આ માગણી કેવળ આકસ્મિક હતી એમ કહી શકાશે નહિ, કારણ કે તુર્કીના વિદેશમંત્રી પર સોવિયેટ સરકાર જ્યારે પ્રાદેશિક નિર્ણય માટે દબાણ કરી રહી હતી તેજ સમયે એ વિનતિપત્રનો પ્રચાર કરવામાં આવ્યો. વિદેશનીતિના એક સાધન તરીકે પોલિટબ્યુરો દ્વારા ધર્મના ઉપયોગનો આ એક બીજો પુરાવો છે.

હજુ સુધી સોવિયેટ યુનિયનમાં ગુપ્ત ધાર્મિક બળોનો, મુસ્લિમ જગતના શોષણ માટે બહુ જ ઓછો ઉપયોગ કરવામા આવ્યો છે. આ મહાન સંચિત શકિતનો ઉપયોગ કેવળ રાજદ્વારી પ્રતિનિધિઓ અને કમ્યુનિસ્ટ એજંટોની તાલીમ માટે થઈ રહ્યો છે. આ કાર્ય માટે મૉસ્કો વિદ્યાપીઠમાં એક પૌરસ્ત્ય વિભાગ ખોલાઈ રહ્યો છે. સ્ટેલિને ગર્વ સાથે આ સસ્થાને વિશિષ્ટ અને અસાધારણ જાહેર કરી છે. આ સંસ્થાનો એક પત્ર મૉસ્કોમાં અને બીજો પત્ર એવા સંસ્થાનો અને ગુલામ દેશોમાં બતાવવામાં આવે છે કે જેમને "સામ્રાજ્યવાદીઓ"એ [illegible]

પોતાની સ્વતંત્રતા મેળવવી છે. ક્રેમલિનને મુસ્લિમ જગત અને મધ્યપૂર્વમાં પગપેસારો કરવા માટે રાજકીય ઉપાયો દ્વારા બહુ ઓછી સફળતા મળી છે. ભવિષ્યમાં ધાર્મિક ઉપાયોથી આ દેશો સુધી પહોંચવાનો કોઈ કાર્યક્રમ ક્રેમલિન તૈયાર કરે એ શક્ય છે.

યહૂદી અને રોમન કૅથોલિક એ બે એવા ધાર્મિક સંપ્રદાય છે, કે જેમને યુદ્ધ સમયની સોવિયેટ નીતિ તથા ધાર્મિક સહાનુભૂતિથી કંઈ પણ ફાયદો થયો નથી. એને બદલે એમ કહેવું વધુ સત્ય ગણાશે કે છેલ્લાં કેટલાંક વર્ષોમાં તેના ઉપરનું આક્રમણ ઘટવાને બદલે ઊલટું વધ્યું છે.

અમેરિકા પાછા ફર્યા પછી ઘણી વખત મને પૂછવામાં આવ્યું છે, કે સોવિયેટ યુનિયનમાં યહૂદીઓ પ્રત્યેનો વિરોધ કેટલા પ્રમાણમાં છે અને આ આંદોલનને કમ્યુનિસ્ટ દળ તરફથી કેટલું બળ મળે છે! આ બાબતમાં એટલી વાત સ્પષ્ટ કરી દેવી હું આવશ્યક માનું છું, કે યુદ્ધ પહેલાં જર્મનીમાં યહૂદીઓ પ્રત્યે જે વિરોધ હતો તેની તુલના આની સાથે થઈ શકે તેમ નથી. રશિયન જનતાની ઐતિહાસિક યહૂદીવિરોધી ભાવનાને સતત ૩૦ વર્ષ સુધી સોવિયેટ સરકાર દબાવતી રહી છે. આ બાબતમાં સોવિયેટ નીતિ ઉત્તમ રહી છે. એટલે હમણાં હમણાં જ્યારે મૉસ્કોનાં અખબારોમાં તથા બીજાં સ્થળોએ યહૂદીવિરોધનાં ચિહ્નો દેખાયાં ત્યારે ઘણા દિવસો સુધી અમે એલચીખાતાનાં માણસો એ વાત માનવા તૈયાર થયા ન હતા.

આ આંદોલનનો પ્રારંભ ૧૯૪૭ના જાન્યુઆરીની ૨૮મી તારીખના "પ્રવદા"ના એક લેખથી થયો . એ લેખમાં આંતરરાષ્ટ્રિયતા પંથીઓને "સામ્રાજ્યવાદી સ્વાર્થોને ક્રિયાત્મક સહાય કરનારા" જાહેર કરવામાં આવ્યા અને તેની સાથે આંતરરાષ્ટ્રિય યહૂદીવાદ, અખિલ અમેરિકનવાદ તથા કૅથોલિકવાદને પણ જોડી દેવામાં આવ્યા. સોવિયેટ પ્રચારકોએ પાછળથી "ધોબીનો કૂતરો ન ઘરનો ન ઘાટનો," "રખડુ," "ઘરબાર વગરના," વિગેરે વિશેષણોનો ઉપયોગ કરવા માંડયો. પહેલો પ્રહાર એક યહૂદી રંગભૂમિ વિવેચક પર પડયો. એ પછી સાહિત્ય, સંગીત, ફિલ્મો, ફિલસૂફી, પ્રાકૃતિક વિજ્ઞાન, અણુશકિત, રમતગમતો અને સર્કસમાં સુદ્ધાં આ આગ ફેલાઈ ગઈ. ફેબ્રુઆરીની આખરમાં યુક્રેનિયન લેખકોએ એક ઠરાવ

પસાર કર્યો, જેમાં "રેસ્ટર્ન" પત્રમાં પ્રગટ થયેલા "રાષ્ટ્રિય યહૂદી બુર્ઝવાવાદનું ગંભીર પ્રદર્શન" નામના લેખની ટીકા કરીને એ પત્રનું પ્રકાશન અટકાવી દેવાનું જાહેર કરવામાં આવ્યું. આ પહેલાં પણ મૉસ્કોના અધિકારીઓએ યહૂદી પ્રકાશન સંસ્થા બંધ કરીને "એનિકેટ" પત્રનું પ્રકાશન અટકાવી દીધું હતું. માર્ચની ૧૪મી તારીખે "વેચરનાયા મૉસ્કવા" પત્રે એક તિરસ્કારપાત્ર લેખ લખીને કેટલીક વ્યક્તિઓનાં યહૂદી નામો જનતા સમક્ષ રજૂ કર્યાં ત્યારે આગમાં ઘી હોમાવા જેવું થયું. અમેરિકન પત્રકારોએ આ વાતોનો હેવાલ પરદેશ મોકલવાની ઈચ્છા બતાવી. ત્યારે કોઈ પણ જાતનું કારણ બતાવ્યા વિના તેમને રોકવામાં આવ્યા. આ સમયે સોવિયેટમાં પ્રસિદ્ધ થયેલા યહૂદી લેખક ઈલ્યા એહરનબર્ગે એક લેખ લખ્યો અને ઈઝ્રાયલમાં યહૂદી રાજ્યની સ્થાપના કરવાને બદલે પોતપોતાના દેશોમાં સમાજવાદની સ્થાપના કરવાથી યહૂદી સવાલનો ઉકેલ થશે એવી હિમાયત કરી.

એ વાતમાં શંકા નથી કે યહૂદીઓ પરના હાલના આક્રમણના મૂળમાં યહૂદીઓ પ્રત્યેના પરંપરાગત વિરોધ ઉપરાંત વિદેશીઓ પ્રત્યેના વિરોધ-ભાવનાઓ પણ કામ કરી રહી છે. આમ છતાં આ આક્રમણનું કારણ એથી પણ વિશેષ વ્યાપક છે. ઈઝ્રાયલ રાજ્યની સ્થાપનાથી સોવિયેટ યુનિયનમાં રહેતા યહૂદીઓમાં યહૂદીવાદ પ્રત્યેનું આકર્ષણ ફરીથી જાગ્રત થયું છે. આવી સ્થિતિમાં તેમને કોઈ કોઈ વખત એવી ચેતવણી આપવાનું ક્રેમલિન જરૂરી સમજે છે, કે કેવળ સોવિયેટ રાજ્ય પ્રત્યેની વફાદારી જ તેમની સ્વતંત્રતાનું કારણ બની શકશે.

સોવિયેટ કાનૂન સ્પષ્ટ રીતે કોઈ પણ પ્રકારના જાતીય ભેદભાવ અથવા યહૂદીઓ પ્રત્યેના વિરોધની મનાઈ ફરમાવે છે. કાગનોવીચ અને એહરનબર્ગ જેવા કેટલાક યહૂદીઓ સોવિયેટ યુનિયનમાં ઉચ્ચ સ્થાનો શોભાવે છે. તેમનો નિર્દેશ કરીને ક્રેમલિન યહૂદીવિરોધના આક્ષેપ ખોટા હોવાનું જાહેર કરે છે. આમ છતાં છેલ્લા દસકામાં એમ લાગે છે, કે સોવિયેટ સરકારમાંથી અને ઉચ્ચ રાજદ્વારી નોકરીઓમાંથી યહૂદીઓને ઈરાદાપૂર્વક અલગ કરવામાં આવ્યા છે. યુદ્ધ પછીની કમ્યુનિસ્ટ દળની સંકુચિત આદર્શાત્મક રચનામાં આંતરરાષ્ટ્રિય સંસ્કૃતિ અને

વિદેશી સંબંધોથી સંકળાયેલા યહૂદીવાદ માટે સ્થાન નથી. પરિણામે મારા મૉસ્કો-નિવાસ દરમ્યાન એકલા પરદેશખાતામાંથી લિટવિનોફ, લોઝોવસ્કી, મૈસ્કી અને બીજા અનેક યહૂદીઓને છૂટાક રવામાં આવ્યા હતા અથવા તો ઓછા મહત્ત્વના દરજ્જા પર મૂકવામાં આવ્યા હતા.

સોવિયેટ ભૂમિમાં મારા નિવાસ દરમ્યાન યહૂદીઓ વિરુદ્ધ હિંસાત્મક પગલાં લેવાયાના સમાચાર જે કયાંઈથી મળ્યા હોય તો યુક્રેનમાંથી! અહીં યુદ્ધ સમયના જાતીયતાના જર્મન સિદ્ધાંતથી યહૂદીવિરોધની આગ ભભૂકી ઊઠી. આ કાર્ય સોવિયેટ વિરોધી યુક્રેનિયન રાષ્ટ્રવાદીઓનું હતું. સોવિયેટ સરકારે એની સામે તરતજ પગલાં લીધાં અને આ ગેરકાયદેસર કાર્યો રોકવા માટે કડક વ્યવસ્થા કરવામાં આવી. આમ છતાં આ હત્યાકાંડમાં ઘણા યહૂદીઓ માર્યા ગયા અને સંખ્યાબંધ યહૂદીઓ રાતમાં ઘર છોડીને નાસી ગયા. એવા પણ ખબર મળ્યા હતા કે સરકાર આ વ્યાપક આંદોલનને દબાવવામાં સંપૂર્ણ રીતે સફળ નીવડી નહિ અને ઘણા યહૂદીઓ ૧૯૨૪માં સ્થપાયેલા એશિયાઈ સ્વાયત્ત શાસનવાળા બિરોબિજન પ્રદેશમાં ચાલ્યા ગયા. ત્યાં ૧૯૨૦ અને ૧૯૩૦માં પણ કેટલાક યહૂદી નિરાશ્રિતો પહોંચ્યા હતા અને તાજેતરમાં ખુદ સોવિયેટ સરકારે કોઈ ખાસ હેતુથી પશ્ચિમી વિસ્તારોના કેટલાક યહૂદીઓને ત્યાં વસાવ્યા છે.

બિરોબિજન પ્રયોગમાં અમેરિકન એલચીખાતાને વધુ રસ હતો. તેના પ્રવાસ માટે ઘણી વાર મંજૂરી માગવામાં આવી, પરંતુ દરેક વખતે રશિયન સરકારે આ વિનંતિનો અસ્વીકાર કર્યો. એટલે એવું જ અનુમાન કરવું પડે છે, કે આ પ્રદેશમાં અત્યંત દરિદ્રતા હોવાની જે વાતો અમે સાંભળી છે તેનું સમર્થન સોવિયેટ સરકાર થવા દેવા માગતી નથી. સોવિયેટ યુનિયનમાં આ રાષ્ટ્રિય વસ્તીની સ્થાપનાના તમામ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે. આ યોજનામાં સોવિયેટ સરકારને એટલા પૂરતોજ રસ છે કે યુક્રેનના કેટલાક યહૂદીઓનો અહીં વસવાટ કરી શકાય. એથી વિશેષ આ યોજનામાં તેને રસ નથી.

મારા મૉસ્કો નિવાસ દરમ્યાન ત્યાં એક જ "પરદેશી" દેવળ હતું. આ દેવળ ક્રાંતિ પહેલાં મૉસ્કોની ફ્રેંચ વસ્તીએ બંધાવ્યું હતું. અને રૂઝવેલ્ટ-લિટવિનોફ સમજૂતીના પરિણામે અહીં ૧૯૩૩માં એક અમેરિકન પાદરી શ્રી. લિયો

પૉલ્ડ બ્રાઉનને રાખવામાં આવ્યા હતા. શ્રી. રૂઝવેલ્ટની એવી ઈચ્છા હતી, કે સોવિયેટ યુનિયનમાં વસતા અમેરિકનો પોતાની ધાર્મિક સ્વતંત્રતા ભોગવી શકે. તેમણે રશિયન સરકાર પાસેથી એવી ખાતરી માગી કે કોઈ પણ પ્રકારના બંધન વિના અંગ્રેજી ભાષામાં દરેક પ્રકારના ધાર્મિક સંસ્કાર દેવળો, ઘરો અને બીજાં યોગ્ય સ્થાનોમાં કરવા-કરાવવામાં અમેરિકનો સ્વતંત્ર રહેશે. આ દેવળો અમેરિકન પાદરીઓના માર્ગદર્શન અને સંચાલન નીચે છે. લિટવિનોફે રશિયન સરકાર તરફથી આ સંબંધમાં જરૂરી ખાત્રી આપી.

પાદરી બ્રાઉને દરેક પ્રકારની અગવડોમાં ૧૧ વર્ષ સુધી દેવળનું સંચાલન કર્યું. ૧૯૪૫માં તેઓ સ્વદેશ પાછા ફર્યા અને તેમના સ્થાને એક બીજા પાદરી જ્યોર્જ એન્ટોનિયો લેબરેજને આ દેવળનું સંચાલન કરવા માટે મોકલવામાં આવ્યા. શ્રી. એન્ટોનિયો પણ પાદરી બ્રાઉનની જેમ રશિયન અને ફ્રેંચ ભાષાઓ સરળતાપૂર્વક બોલી શકતા હતા.

પરંતુ હું માૅસ્કોથી પાછો ફર્યો તેના થોડા સમય પહેલાં જ "પરદેશી દેવળો" પરત્વે નિર્ભયતાસૂચક એક બનાવ બન્યો. આ બનાવ રશિયાના શંકાસ્પદ ઉપાયો અને પરદેશી લોકોથી અમેરિકન જનતાને દૂર રાખવાના સૉવિયેટ પગલાં પર પ્રકાશ પાડે છે. પાદરી એન્ટોનિયો રશિયન, ફ્રેંચ અને અંગ્રેજી ત્રણે ભાષામાં પ્રચાર કરતા હતા, એટલે દેવળમાં રશિયનો મોટી સંખ્યામાં આવવા લાગ્યા. યુદ્ધ પૂરું થયા પછી આ વધેલી સંખ્યા ધ્યાનમાં લઈને એક ફ્રેન્ચ પાદરી શ્રી. થૉમસને શ્રી. એન્ટોનિયોની મદદ માટે નીમવામાં આવ્યા. હું જ્યારે દેવળમાં ગયો ત્યારે મેં ત્યાં રશિયનોની એક મોટી સંખ્યા હાજર રહેલી જોઈ.

ત્રણ વર્ષ માૅસ્કોમાં રહ્યા પછી પાદરી એન્ટોનિયોને સ્વદેશ જવાની ઈચ્છા થઈ. તેમણે રશિયન સરકારને સ્વદેશ જવાના અને ત્યાંથી પાછા ફરવાના આજ્ઞાપત્ર માટે વિનંતિ કરી. પુષ્કળ આનાકાની પછી આ બંને આજ્ઞાપત્ર તેમને આપવામાં આવ્યા. પરંતુ તેઓ અમેરિકા પહોંચ્યા પછી તેમને ખબર મોકલવામાં આવ્યા કે પાછા ફરવા માટેનો તેમનો આજ્ઞાપત્ર રદ કરવામાં આવ્યો છે. એ માટે કંઈ પણ કારણ આપવામાં ન આવ્યું. અમને આશા હતી કે પાછા ફરવા માટેનો તેમનો આજ્ઞાપત્ર પાછો ચાલુ કરવામાં આવશે.

પરંતુ હું મૉસ્કોથી અમેરિકા પાછો ફર્યો ત્યારપછી સોવિયેટ સરકારે આ બાબતમાં નવું પગલું લીધું. ફ્રેન્ચ પાદરી શ્રી. થોમસ જ્યારે આ દેવળનું સંચાલન કરી રહ્યા હતા ત્યારે એક દિવસે બે સ્ત્રીઓ ધાર્મિક પ્રવચન સમિતિનાએક સભ્યની સાથે શ્રી. થોમસને મળવા આવી. તેમણે સોવિએટ ધાર્મિક સમૂહ તરફથી એવી માગણી કરી, કે રશિયન ભાષા સારી રીતે બોલી શકતા હોય એવા કોઈને આ દેવળના કાર્યકર્તા બનાવવા. આ સંબંધમાં કેટલીક વ્યક્તિઓની સહીઓ પણ આ સ્ત્રીઓ કરાવી લાવી અને દેવળની ચાવીઓ સોંપી દેવાનું તેમણે પાદરી થોમસને કહ્યું. સરકારી પ્રતિનિધિએ પણ આ વાતને ટેકો આપ્યો અને જાહેર કર્યું કે ચાવી સોંપવામાં નહિ આવે, તો તેનાં 'અણગમતાં પરિણામ' આવી શકે છે. ઉપરાંત તેમણે કહ્યું, કે પાદરી થોમસ દિવસમાં એકવાર વિદેશીઓને પ્રાર્થના કરાવી શકશે.

આ રીતે પાદરી થોમસ પાસેથી ચાવીઓ મેળવી લેવામાં આવી. છેવટે એક દિવસે બીજી એક વ્યક્તિ આવી અને તેમે કહ્યું, કે રીગાના વડા પાદરીએ આ દેવળનું સંચાલન મને સોંપી દીધું છે. રીગાના પાદરીના અધિકારપત્રમાં મૉસ્કોનો સમાવેશ થતો ન હતો છતાં પાદરી થોમસે આ વ્યક્તિને અધિકાર પત્ર દેખાડવાની વિનંતિ કરી. તેણે જવાબ આપ્યો કે આ અધિકારપત્ર હું ધાર્મિક પ્રબંધ સમિતિના કાર્યાલયમાં મૂકી આવ્યો છું અને તેનું પ્રમાણપત્ર મારી પાસે છે. આ પ્રમાણપત્ર તેણે પાદરી થોમસને બતાવ્યું. પરિણામે આ માગણી અયોગ્ય હોવા છતાં તેનો સ્વીકાર કરવા સિવાય પાદરી થોમસ પાસે બીજો કોઈ માર્ગ જ ન રહ્યો.

આ દૂષિત ઉપાયથી સોવિયેટ નાગરિકોને પરદેશીઓના સંપર્કથી બચાવી લેવામાં આવ્યા. રૂઝવેલ્ટ લિટવિનોફ સમજૂતી હોવા છતાં હજુ સુધી કોઈ અમેરિકન પાદરીને મૉસ્કો જવાનો આજ્ઞાપત્ર મળ્યો નથી.

ક્રેમલિન પોતાના સંરક્ષણ નીચેના પ્રત્યેક માનવીનું ઈર્ષ્યાભરી આંખોથી ધ્યાન રાખે છે. અને એ માનવીઓ તેની દરેક આજ્ઞાનું પાલન કરે છે. તેની આજ્ઞા હોય તોજ તેઓ કોઈ પણ વસ્તુની પ્રશંસા કરે છે. તેમના આદેશ પરથી કોઈનો તિરસ્કાર કરે છે. મારા એક અધિકારી કહે છે તેમ વર્ષોના અનુભવથી આ વસ્તુ તેમનો "રાષ્ટ્રિય ગુણ" બની ગઈ છે.

# સંસ્કૃતિ અને શુદ્ધિ

"વિદેશી લેખકોએ લખેલું એવું કોઈ પુસ્તક રશિયાના સામ્રાજ્યમાં નથી મળતું કે જેમાં રશિયા વિષે પ્રકાશ પાડવામાં આવ્યો હોય. રશિયન લેખકોએ લખેલું પણ એવું કોઈ પુસ્તક નથી, જેમાં રાષ્ટ્રિય આવક અને ખર્ચ, ભૂમિસેના અને નૌકાદળની શકિત અથવા બીજા કોઈ રાજકીય મહત્ત્વના પ્રશ્નો વિષે કંઈ પણ માહિતી આપવામાં આવી હોય. આ બુદ્ધિમત્તા છે કે મૂર્ખતા તેનો નિર્ણય રશિયન રાજ્યપુરુષો કરી શકે છે, પરંતુ અમેરિકનોને તો રશિયન અત્યાચારનું આ અંગ અણગમતું અને કડવું જ લાગશે."

—રશિયા ખાતેના અમેરિકન પ્રતિનિધિ શ્રી. નીલ. એસ. બ્રાઉનના સેંટપિટર્સબર્ગથી મોકલેલા ૨૭ જાન્યુઆરી ૧૮૫૩ના એક સંદેશનો સાર

મોસ્કોમાં આ શબ્દો વારંવાર સંભળાય છે. "એટો નાઈ કલ્ચરનો" (આ સંસ્કૃતિયુકત નથી) યુવાન કમ્યુનિસ્ટો આ વાક્યનો ખાસ ઉપયોગ કરે છે. કોઈ પણ વ્યકિતના અયોગ્ય વર્તનથી માંડીને દાંત સાફ કરવાના બ્રશ સુધીની બાબતોમાં અર્થાત્ અનેક પ્રસંગોમાં રશિયનોને આ શંકા ઉદ્ભવે છે. પોતાની જાતની ટીકાનું આ પ્રબળ રૂપ છે અને તે આત્મસુધારણાની સાચી ઈચ્છા બતાવે છે. સાંસ્કૃતિક ભૂખ સોવિયેટ લોકોના રાષ્ટ્રીય વહેમનું રૂપ ધારણ કરી ચૂકી છે

સોવિયેટ રાજ્યની સ્થાપનાની શરૂઆતથી જ કમ્યુનિસ્ટ નેતાઓએ ઔદ્યોગિક ક્રાંતિની સાથોસાથ સાંસ્કૃતિક ક્રાંતિની આવશ્યકતાનો પણ સ્વીકાર કરી લીધો છે. એક વખત ઝારના સમયના રશિયાની નિર્બળતા અને તેના પતનનાં કારણોનું પૃથક્કરણ કરતાં સ્ટેલિને "પછાતપણા"નાં પાંચ મુખ્ય કારણો દર્શાવ્યાં હતાં. તેમાં સંસ્કૃતિની ખામીને લશ્કરી નિર્બળતા પછી બાજુનું સ્થાન આપવામાં આવ્યું હતું; પરંતુ રાજકીય, ઔદ્યોગિક અને ખેતી-વિષયક ખામીઓ કરતાં તેને વધુ મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું હતું. સ્ટેલિને કહ્યું હતું: "આપણે પ્રગતિમાન દેશોથી પચાસ કે સો વર્ષ પાછળ છીએ. દસ વર્ષમાં આપણે આ ખામી દૂર કરવી જોઈએ. જો આપણે એમ નહિ કરી શકીએ તો પ્રગતિમાન દેશો આપણને કચડી નાખશે."

લોખંડનું કારખાનું ઊભું કરવાનું હોય કે કોઈ ગીતનો સ્વર શોધવાનો હોય, પાક લણવાને હોય કે કોઈ પુસ્તક લખવાનું હોય, જળવિદ્યુતનું કોઈ કારખાનું સ્થાપવાનું હોય, કે કોઈ નાટક રજૂ કરવાનું હોય અથવા તો તેલનાં કૂવા ખોદવાના હોય— દરેકમાં સોવિયેટ જનતાને સ્ટેલિનનો એ જ ઉપદેશ છે, કે "જલદી કરો, જલદી કરો." સોવિયેટ યુનિયનમાં લશ્કરી, સાંસ્કૃતિક, રાજકીય, ઔદ્યોગિક અને ખેતીવિષયક ક્રાંતિ ખૂબ જ શીઘ્રતાથી કરવાની હતી.

યુદ્ધનાં ચાર ભયંકર વર્ષો, વચ્ચે નડતર રૂપ બન્યા હોવા છતાં ત્રીસ વર્ષના શીઘ્રતાભર્યા પ્રયત્નોનાં પરિણામો, વ્યાપક દૃષ્ટિએ જોતાં ખૂબ જ અસર-કારક નીવડ્યાં લાગે છે. સોવિયેટ સંસ્કૃતિએ ઉલ્લેખનીય પ્રગતિ કરી છે એ તો દેખીતી વાત છે. દેશમાંથી નિરક્ષરતા નાબૂદ થઈ છે. શાળાઓ અને વિદ્યાપીઠોમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સંખ્યામાં અસાધારણ વધારો થયો છે. સાહિત્ય પ્રવેશ હવે સહેલો બની ગયો છે નાટયગૃહો અને નૃત્ય સંગીત-ગૃહો સાથે લોકોનો સંબંધ ગાઢ બન્યો છે. ૧૯૧૪મા પ્રાથમિક શાળાઓમાં ૮૦ લાખ બાળકો ભણતાં હતાં ૧૯૩૮મા આ સંખ્યા ૩ કરોડ ૧૫ લાખ સુધી પહોંચી ગઈ. ૧૯૧૩માં વિદ્યાપીઠોમાં અભ્યાસ કરનારાઓની સખ્યા ૧ લાખ ૧૨ હજાર હતી, ૧૯૩૯માં આ સંખ્યા ૬ લાખ ૨૦ હજાર થઈ ગઈ. એવી જ રીતે સાર્વજનિક પુસ્તકાલયો અને તેનાં પુસ્તકોની સંખ્યા

પણ ક્રાંતિ પહેલાંના સમય કરતાં હવે ઘણી વધી ગઈ છે. સોવિયેટ સરકારે કલાઓમાં સૌંદર્યભાવનાને પણ ઉત્તેજન આપ્યું છે. નૃત્ય અને સંગીતનું ધોરણ, તથા પ્રચારભાવના વિનાના રેડિયો કાર્યક્રમ મોટે ભાગે અમેરિકન જનતાની સાર્વજનિક માગણી કરતાં વધુ ઉચ્ચ કોટિના હોય છે. મૉસ્કો અને લેનિનગ્રેડનું સંગીત સંસારમાં સર્વોત્તમ છે. એવી જ રીતે મુખ્યત્વે જેનો ઉપયોગ પ્રચાર માટે કરવામાં આવ્યો ન હોય તેવાં નાટકો પણ ઘણાં સુંદર હોય છે. રાજ્ય એ વાતની ખાસ દેખરેખ રાખે છે કે તેના સંગીતકારો આરામથી સંગીતસાધના કરી શકે, લેખકો લખી શકે અને ચિત્રકારો ચિત્રો બનાવી શકે. આનું કારણ એ છે કે પોતાના નાગરિકોનું સાંસ્કૃતિક ધોરણ, પાશ્ચાત્ય યુરોપીય દેશોના સાંસ્કૃતિક ધોરણ સુધી પહોંચાડવાનું કાર્ય હજુ પૂરું થયું નથી એ સોવિયેટ સરકાર સમજે છે.

આ રીતે સંસ્કૃતિસંપન્ન રાષ્ટ્ર તરીકેના બાહ્ય ચિહ્નોનો વ્યાપક વિસ્તાર સોવિયેટ યુનિયનમાં થઈ ચૂક્યો છે. આમ છતાં આની એક ઝાંખી એવી બીજી બાજુ પણ છે, જે હજુ એટલી સ્પષ્ટ નથી, છતાં માનવામાં આવે છે એ કરતાં વધુ મહત્ત્વની છે. પહેલી વાત તો એ છે, કે દરેક કાર્ય એટલી ઉતાવળથી કરવામાં આવ્યું છે, કે દરેક પ્રકારની સંપૂર્ણતા કૃત્રિમ છે. બીજી વાત એ છે, કે દરેક વસ્તુ શાસક કમ્યુનિસ્ટ દળના લાભને દૃષ્ટિમાં રાખીને તેના સંચાલન નીચે કરવામાં આવી છે. આનું પરિણામ એ આવ્યું છે, કે દરેક વસ્તુ કોઈ પણ પ્રમાણ અનુસાર અને મોટા પાયા પર ઉત્પાદન કરેલી વસ્તુઓ જેવી બની છે. જનસમૂહને ખાવા માટે એક મોટો થાળ પીરસી દેવામાં આવ્યો છે અને તેની પાસેથી એવી આશા રાખવામાં આવે છે, કે કોઈ પણ પ્રકારની ફરિયાદ કે ઝઘડા વિના આ ખાવાની વસ્તુઓ સ્વીકારી લે.

૧૯૪૮ના ઓગસ્ટ માસમાં પોલેન્ડના વ્રોકેલો (પહેલાં જર્મનીમાં હતું ત્યારે બ્રેસલો કહેવાતું) નગરમાં દુનિયાભ ના બુદ્ધિજીવીઓની એક કૉંગ્રેસ બોલાવવામાં આવી હતી. તેમાં બોલતાં રશિયન લેખક ઈલ્યા એહરનબર્ગે જાહેર કર્યું હતું, કે રશિયાની સંસ્કૃતિ પશ્ચિમી યુરોપની બૌદ્ધિક સમજથી ઊંચી સપાટી પર આવેલી વસ્તુ છે. તેણે વધુમાં જણાવ્યું હતું, કે બુર્ઝવા

સંસ્કૃતિ તો મટી ચૂકી, હવે તેને બદલે બુર્ઝવા જંગલીપણું પોતાની મોટર-ગાડીઓ અને ચીજવસ્તુઓ ઠંડી રાખનારાં યંત્રો સાથે બાકી રહ્યું છે.

પરંતુ એહરનબર્ગ જો નિખાલસ હૃદયની વ્યક્તિ હોત, તો તે પોતાની જાતને જ પૂછત, કે ટોલ્સ્ટોય, દોસ્ટોવસ્કી, ચેખોવ, ગોર્કી, તુર્ગનિવ અને પુશ્કિન જેવા પુરાણા લેખકો અને ત્સાઈકોવસ્કી તથા રિમસ્કીકોરેસ્કોવ જેવા પહેલાંના સંગીતકારોને પશ્ચિમ જો આજે પણ સમજી શકે છે અને તેની પ્રશંસા કરે છે, તો સોવિયેટ છાપની સંસ્કૃતિને તે કેમ નથી સમજતું? મારા અભિપ્રાય પ્રમાણે શ્રી. એહરનબર્ગે સોવિયેટ સંસ્કૃતિનું બહુ જ અતિશયોક્તિ-ભર્યું રૂપ રજૂ કર્યું છે અને સંસ્કૃતિને સમજવાની પશ્ચિમની શક્તિનો બહુ જ ઓછો સ્પર્શ કર્યો છે. શ્રી. એહરનબર્ગે ચગાવેલું કશુંક વાંચતી વખતે મોસ્કોમાં નીચેની કટાક્ષ ઉક્તિ પ્રચલિત હતી— "સોવિયેટ યુનિયનમાં રહેવું એ વિમાનમાં રહેવા બરાબર છે; સામે સુંદર વિશાળ ક્ષિતિજ છે, પેટ ખાલીખાલી લાગે છે અને નીકળવાનો કોઈ માર્ગ નથી." સાંસ્કૃતિક દૃષ્ટિકોણથી સોવિયેટ યુનિયનમાં સુંદર અને વિસ્તીર્ણ ક્ષિતિજ દેખાય છે. કોઈ સ્થળે આ ક્ષિતિજ સાંકડી બની જાય છે, તો પણ પૂરતી સુંદરતા જળવાઈ રહે છે. દૃશ્યની આ સંકુચિતતા રશિયન બુદ્ધિજીવીઓનો દોષ નથી, પરંતુ કમ્યુનિસ્ટ દળનો દોષ છે.

વર્તમાન સોવિયેટ સાંસ્કૃતિક નમૂનાઓનું મૂલ્યાંકન કરતાં પહેલાં એ વિષેના ઈતિહાસ પર નજર નાખવી યોગ્ય થઈ પડશે. આ બાબતમાં એ વાત યાદ રાખવાની છે, કે રશિયન જનતાના સાંસ્કૃતિક દૃષ્ટિકોણ, પશ્ચિમના સાંસ્કૃતિક દૃષ્ટિકોણથી દરેક રીતે જુદો છે. ૧૫મી અને ૧૬મી સદીનાં કલા-કૌશલ તથા વિદ્યાની જાગૃતિ અને સુધારાઓથી રશિયા અળગું રહ્યું; તેમજ ફ્રેંચ ક્રાંતિનો પણ તેના પર સંપૂર્ણ પ્રભાવ પડ્યો નહિ. જે વખતે રશિયન સંસ્કૃતિ મોડી મોડી વિકસિત થઈ એ અમેરિકન અને ફ્રેંચ ક્રાંતિનો સમય છે તેના પરિણામે જ રશિયન સંસ્કૃતિ વિકાસ કરી શકી. ૧૮૬૧માં ગુલામ ખેડૂતો (સર્ફો)ની મુક્તિ પછી ઝાર એલેક્ઝાન્ડર બીજાએ જે આકરાં દમનનાં પગલાં લીધાં તેના કારણે તથા પોતાના પિતાના મરણ બાદ એલેક્ઝાન્ડર ત્રીજાએ કરેલા ભીષણ દમનથી જાગ્રત થયેલી રશિયન જનતામાં અને ખાસ કરીને વિદ્યાર્થીઓમાં

અરાજકીના સ્વેચ્છાચારમાંથી મુકત થવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ

રોમાનોવ વંશનુ જડમૂળથી ઉચ્છેદન કરનાર ક્રાંતિકારી આંદોલનને મુખ્યત્વે એ સમયના બુદ્ધિવાદી વર્ગનુ પોષણ મળ્યું છે-ત્યા રોમાનોવે જે ક્ષુદ્ર સુધારા કર્યા તેની ખામીઓની, બાહ્ય દુનિયાના પોતના અનુભવ અને સામાન્ય જ્ઞાનના આધારે સારી રીતે જોઈને તેઓ તુલના કરી શકતા હત લેનિન અને તેના નિકટના સમર્ગોની જેમ સ્ટેલિનને ક્રાંતિ પહેલાંના સમયના બુદ્ધિજીવીઓમાં ગણી શકાય તેમ નથી, છતાં એટલું તો સ્પષ્ટ છે, કે અનિયંત્રિત જ્ઞાન અથવા પાંડિત્ય કોઈ પણ રૂપમાં કેવા ભયે ઉપસ્થિત કરી શકે છે તે સ્ટેલિન સંપૂર્ણ રીતે જાણે છે

એટલે ક્રાંતિ પાછીનાં દસ વર્ષ સુધી સોવિયેટનો શિક્ષિત વર્ગ જો કે ધાર્યા કરતાં વધુ સ્વતન્ત્રતા ભોગવતો રહ્યો, તો પણ ટ્રોટ્સ્કીને પરાજિત કર્યા પછી જ સ્ટેલિને દળના કાર્યોમા કલાઓનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું ૧૯૨૯માં સોવિયેટ સંગીતકારોને કહેવામા આવ્યું, કે "યુવાન સંગીતકારો પર બુર્ઝવા સંગીતની જે વિનાશકારી અસર પડી રહી છે તેની સામે લડો અને ભૂત કાળના સંગીતના વારસાનાં જે સર્વોત્તમ તત્ત્વો સ્વસ્થ અને આદર્શ દૃષ્ટિથી સ્વીકાર કરવા યોગ્ય હોય તે અપનાવવાની આવશ્યકતા પર ભાર મૂકો અને એ રીતે નવા કામદાર વર્ગમાં સંગીતની સૃષ્ટિ માટે ભૂમિકા તૈયાર કરો "

આ આદેશ પણ સોવિયેટ સંગીત, વિજ્ઞાન અને કલાને દળની નીતિના ધોરણ પર લાવી ન શકયો એમ સ્પષ્ટ જણાય છે, કારણ કે, એ પછીનાં પંદર વર્ષ સુધી આ વસ્તુ પર સતત ભાર મૂકવામાં આવ્યો છેવટે ૧૯૪૬ના ઓગસ્ટમાં સ્વર્ગસ્થ ઝેન્ડોફના નેતૃત્વ નીચે લેનિનગ્રાડ સાહિત્યિક દળની વિરુદ્ધના આંદોલનના રૂપમાં આ વસ્તુ તેની પરાકાષ્ઠએ પહોંચી એ પછી સોવિયેટ સંગીતકારો, દાર્શનિકો, વૈજ્ઞાનિકો, સ્થાપત્યના કલાકારો, વૈદ્યો, અભિનેતાઓ, નાટ્યકારો, વિવેચકો વગેરે બધાનો વારો આવ્યો. આ તમામ પર એ આરોપ મૂકવામાં આવ્યો, અર્થાત્ એ બધાને ગેરકમ્યુનિસ્ટ નિયમોની જાળમાં ફસાયેલા અને પ્રેરણા મેળવવા માટે પશ્ચિમની સંસ્કૃતિ પ્રત્યે મીટ માંડનારા જાહેર કરવામાં આવ્યા છેલ્લા ત્રણ વર્ષમાં આ આંદોલને વધુ જોર પકડ્યું

માનસિક વિચારોની રુકાવટ કરવાના અને બહારની દુનિયાની સમસ્ત સાંસ્કૃતિક પ્રવૃત્તિઓથી અલગ રહેવાના આ જબ્બર પ્રયત્નો શા માટે કરવામાં આવે છે? શું એ વિકાસનું ગળું નહિ દબાવી દે? શું આ ટૂંકી દૃષ્ટિ નથી? ખાસ કરીને એવી સ્થિતિમાં કે જ્યારે સોવિયેટ યુનિયનનું સમાન અને સ્વરૂપ બન્ને સારી રીતે આગળ વધ્યાં છે. આ અને આવા પ્રશ્નો મોસ્કો ખાતેના પરદેશીઓના મનમાં ઉત્પન્ન થયા કરે છે.

કેટલાંક સ્પષ્ટ કારણોને આધીન થઈને યુદ્ધદરમિયાન સોવિયેટ નેતાઓએ વિચારો ઉપરનું નિયંત્રણ કંઈક શિથિલ કરી નાખ્યું હતું. પશ્ચિમ અને તેની સફળતાઓ પર આક્રમણ કરતા રહેવાનું કેટલાક સમય માટે અયોગ્ય અને અનુચિત જણાયું. ૩૦ વર્ષના દળનાં નિયંત્રણથી જે લોકોનું ગળું દબાઈ રહ્યું હતું તેમને વધારે છૂટ મળી. તેઓ કદાચ એમ સમજ્યા હશે, કે પૂરેપૂરી માનસિક સ્વતંત્રતાના નવા યુગનો પ્રારંભ થઈ ગયો; પરંતુ યુદ્ધ પછી તરત જ એ વાત સ્પષ્ટ બની, કે વસ્તુસ્થિતિ એવી નથી સોવિયેટ સરકાર સ્ટેલિનવાદી આદર્શોની આગ ફરીથી પ્રજ્વલિત કરવા અને શાસનના સંમાતનો અંધશ્રદ્ધાથી સ્વીકાર કરાવવામાં પૂરી શક્તિથી લાગી ગઈ

સ્ટેલિન અને પોલિટબ્યુરોના બીજા સભ્યો બુદ્ધિવાદી વર્ગની શક્તિથી પરિચિત છે. તેમણે ઝારશાહીના વિનાશનો તમાસો પોતાની આંખે જોયો છે. તેઓ જાણે છે, કે અપૂર્ણ પ્રતિજ્ઞાઓના ટેકા પર ઊભું રહેલું કોઈ પણ પોલીસ-રાજ, લોકપ્રિય હોય તેવા લેખકના વ્યંગને ય સહન કરી શકતું નથી. એટલે લેનિનગ્રાડના સાહિત્યિક દળના પ્રસિદ્ધ વ્યંગલેખક જોશચેન્કોને ઝેન્ડોફે પોતાના આક્રમણનું મુખ્ય નિશાન બનાવ્યો. જોશચેન્કોએ સોવિયેટ સામાજિક વ્યવસ્થાના નિર્ણાયક તરીકે એક વાંદરાને બનાવી "સમાજ વિરોધી ચેષ્ટા" કરી હતી. તેમાં તેણે વાંદરાના મુખે એવી ભાવના વ્યક્ત કરી હતી, કે સોવિયેટ યુનિયનમાં "બહાર રહેવા કરતાં પશુઓના સંગ્રહસ્થાનમાં રહેવું ઘણું સારું છે." અને ઝેન્ડોફે તેનો જવાબ આપ્યો, કે "સોવિયેટ જનતાની વચ્ચે રહેવા કરતાં આવા માણસો માટે પાંજરામાં શ્વાસ લેવાનું વધુ સહેલું છે."

બીજી વાત એ છે, કે સોવિયેટ આદર્શવાદનો સૈદ્ધાંતિક આધાર તાર્કિક

અને ઐતિહાસિક ભૌતિકવાદની "વૈજ્ઞાનિક" પદ્ધતિ પર રહેલો છે. એટલે સમસ્ત વિકાસ, તથ્ય અને સિદ્ધાંત આ આધારભૂત "સત્ય"ને અનુરૂપ બનાવવાનું આવશ્યક છે. માકર્સની આ "વૈજ્ઞાનિક" શોધ અનુસાર તમામ પ્રગતિ, વિરોધી બળોની અથડામણથી થાય છે. વૃદ્ધો અને યુવાનો તથા વિનાશક અને વિકાસોન્મુખ વચ્ચેનો એક સંઘર્ષ તમામ પ્રકારનાં પરિવર્તનોનું કારણ છે. આ સિદ્ધાંત અટળ છે, એટલે જે વિચારો અને ભાવનાઓ સત્ય તરીકે સિદ્ધ થઈ ચૂકેલા વૈજ્ઞાનિક નિયમોને અનુકૂળ ન હોય તેને કાંતો બદલી નાખવા જોઈએ અથવા તો તેને અનુકળ બનાવવા જોઈએ. જો એમ નહિ કરવામાં આવે તો સોવિયેટ તંત્ર જ પડી ભાગશે. આ સિદ્ધાંત અનુસાર મૂડીવાદનું કોઈ પણ કાયમી વૈજ્ઞાનિક ભાવિ હોઈ શકે જ નહિ. મૂડીવાદની અંદર જ તેના પોતાના વિનાશનાં બીજ રહેલાં છે. સ્ટેલિનવાદ માનવવિકાસની છેલ્લી કોટિ છે. એટલે આમાં કોઈ પણ પ્રકારના આંતરિક સંઘર્ષણની શકયતા નથી. બહારની દુનિયામાં ભલે ગમે તેટલો પ્રગતિશીલ વિકાસ થાય, પરંતુ છેવટે તો એ બધું વ્યર્થ જ જશે અને સ્ટેલિનવાદી કાલ્પનિક જગત તમામ દુનિયામાં ફેલાઈ જશે

આ સિદ્ધાંતને વળગી રહેવાનું એ પરિણામ આવ્યું છે, કે સોવિયેટ યુનિયનમાં છેલ્લા એક વર્ષથી જીવનશાસ્ત્ર વિષે પ્રસિદ્ધ વાદવિવાદ ચાલુ છે. મેન્ડેલના પરંપરાગત સ્વભાવના સિદ્ધાંતને ભલે મધ્ય સોવિયેટ પ્રાણીશાસ્ત્રીઓ સુદ્ધાં અનેક વૈજ્ઞાનિકો સ્વીકારતા હોય, પરંતુ ક્રેમલિનનો નિર્ણય એવો છે, કે આ સિદ્ધાંત સત્ય હોઈ શકે નહિ જો સોવિયેટ પ્રાણીશાસ્ત્ર લીસેન્કોના દાવાથી ઊલટી રીતે મનુષ્ય પોતાને પ્રાપ્ત થનારી વિશિષ્ટતાઓ અને ગુણોને ગ્રહણ કરી ન શકે, તો સોવિયેટ આદર્શોનો એક આધારભૂત ટેકો મૂળમાં મળી જાય છે જો સોવિયેટ રાજ્ય વાતાવરણ અને બાહ્ય દબાણથી મનુષ્યના ચરિત્રમાં આધારભૂત પરિવર્તન ન કરી શકે, તો સમગ્ર સોવિયેટ પદ્ધતિનું ભવિષ્ય શંકાસ્પદ છે · આવી સ્થિતિમાં સોવિયેટ બુદ્ધિવાદીઓએ સોવિયેટ શાસનની ખામીઓ દર્શાવતાં અટકવું જોઈએ તેમણે શાસનના આદર્શોની કીર્તિ સંપૂર્ણ રીતે ફેલાવવી જોઈએ, પછી ભલેને એમ કરવા માટે તેમને નવા "સ્વીકૃત

અને સિદ્ધ"! વૈજ્ઞાનિક સિદ્ધાંતોની સૃષ્ટિ સર્જવી પડે! ટૂંકમાં સત્ય અને વાસ્તવિકતાઓને એવી રીતે મચડી નાખવાનો આદેશ આપવામાં આવ્યો છે, કે તે કોઈ પણ રીતે સોવિયેટ આદર્શો સાથે બંધબેસતા થઈ શકે. કાળી વસ્તુને સફેદ ચીતરી બતાવો. મહાપ્રભુઓની આજ્ઞા માનવી જરૂરી છે.

"લિટરરી ગેઝેટ"નો ૧૧મી ડિસેમ્બર ૧૯૪૮નો અંક, વ્યંગ સંબંધ દળના આદેશનો એક નમૂનો છે. તેમાં સોવિયેટ ફિલ્મ નિર્માતાઓ પાસેથી એવી માગણી કરવામાં આવી છે, કે સુખાંત નાટકોમાં એવી દરેક વસ્તુ વિષે વ્યંગ કરવો કે જે સોવિયેટ નૈતિકતાની ભાવના અને સોવિયેટ જીવનપદ્ધતિને અનુરૂપ ન હોય.

× × ×

સ્વાભાવિક રીતે જ મનમાં એવો પ્રશ્ન ઊઠે છે, કે સોવિયેટ અધિકારીઓને સામાન્ય જનતાની નિષ્ઠા વિષે આટલો અવિશ્વાસ કેમ છે? ખાસ કરીને યુદ્ધની સફળતા પછી આ સ્થિતિ કેમ છે?

તેનો સીધો સાદો અને સર્વોત્તમ જવાબ યુદ્ધ પોતે જ છે. ૧૯૪૪માં મધ્ય યુરોપ અને બાલકનમાં જ્યાં સુધ સોવિયેટ સેનાએ પ્રવેશ કર્યો ન હતો ત્યાં સુધી બહારની દુનિયા સાથે રશિયન જનતાનો સંપર્ક અને એ વિષેનું તેમનું જ્ઞાન બિલકુલ નહિ જેવું હતું. મૂડીવાદી દુનિયાના કામદારો અને ખેડૂતોનું દયાજનક ચિત્ર રશિયન પ્રચાર દ્વારા સોવિયેટ જનતા સમક્ષ ઉપસ્થિત કરવામાં આવ્યું હતું. તેની સરખામણીમાં સ્ટેલિન જેવા મહાન નેતાની નીચે સોવિયેટ જનતાનું જીવન અનેકગણું સરસ બતાવવામાં આવ્યું હતું. સોવિયેટ અધિકારીઓ એ વાત સારી રીતે જાણતા હતા, કે જ્યારે સોવિયેટ સેનાઓ પોતાની નજરે તમામ પરિસ્થિતિ જોશે, ત્યારે સોવિયેટ યુનિયનમાં "જીવન વધુ સુંદર અને વધુ સુખદ" હોવાના સ્ટેલિનના પોકારોની પોલ ઉઘાડી પડી જશે અને પરિસ્થિતિ તદ્દન ઊલટી જ છે એમ તેઓ સમજી જશે.

એટલે સોવિયેટ સેનાએ જ્યારે રૂમાનિયામાં પ્રવેશ કર્યો ત્યારે તેને ચેતવણી આપવામાં આવી હતી, કે "જ્યારે તમે લોકો જુદાં જુદાં અનેક રાષ્ટ્રોમાં થઈને આગળ વધશો, ત્યારે ત્યાંના ઘણા બનાવટી ઠઠમાઠ તમારી આંખો આંજ

કરી દેવાનો પ્રયાસ કરશે. આ કૃત્રિમ અને ખોટી સંસ્કૃતિના બનાવટી આભાસનો તમે વિશ્વાસ કરશો નહિ. વળી પોતાના ચહેરા રંગનારી, ઊંચી એડીના બૂટ પહેરનારી અને "ઉચ્ચ કુટુંબોની દેખાતી" સુંદર સ્ત્રીઓની મોહજાળમાં ફસાશો નહિ."

પરંતુ આ બધું સુવર્ણ ચમક વિનાનું છે એવી સૈનિકોને ખાતરી કરાવવામાં આ બધી ચેતવણીઓ નિષ્ફળ નીવડી. એટલે પછી ઘ આંગણે પોસ્ટરો લગાવીને સોવિયેટ જનતાને એવી ચેતણી આપવામાં આવી, કે "યુદ્ધમાંથી પાછા ફરનારા સૈનિકોની વાતો સાચી ન માનશો." એ માટે એવું કારણ આપવામાં આવ્યું, કે ખૂનખરાબી અને મુશ્કેલીઓ સહન કરવાના કા ણે એ લોકો માનસિક દૃષ્ટિથી દુર્બળ અને હતબુદ્ધિ બની ગયા છે. તેમાંથી કેટલાક એવો દાવો પણ કરશે, કે મૂડીવાદી દેશોનાં દરેક શહેર અને ગામમાં પ્રત્યેક વ્યકિત સુખસમૃદ્ધિથી ભરેલા મહેલો ધરાવે છે.

૧૯૪૫ના ઓગસ્ટ સુધીમાં સ્થિતિ એટલી ગંભીર બની ચૂકી હતી, કે સોવિયેટ યૂનિયનના નામના પ્રમુખ સર્વગરથ કલિનીને સોવિયેટ રાજકીય કાર્યકરો સમક્ષ ભાષણ કરતાં કહ્યું, કે "જે લોકો જર્મન ગામોની "સંસ્કૃતિ" જોય પછી તેનાથી પ્રભાવિત થઈને જર્મનીથી પાછા ફર્યા છે તેમની સોવિયેટ યૂનિયનમાં ચર્ચા થઈ રહી છે. આપણા આંદોલનકર્તાઓ માટે આ જર્મન સંસ્કૃતિના પ્રભાવને ઉખેડી ફેંકી દેવાનું આવશ્યક છે. મારા મત પ્રમાણે જર્મન ખેડૂત સંસ્કૃતિ, કોઈ મૂર્ખ, સુંદર પોશાક પહેરીને પોતાને શિક્ષિત બતાવવ ની ચેષ્ટા કરે તેની બરાબર છે. આ સંસ્કૃતિ ઉપરછલ્લી, પોકળ અને મનુષ્યના આત્માના ઊંડાણનો સ્પર્શ ન કરનારી સંસ્કૃતિ છે. સૌંદર્ય-ભાવના વિનાના અનુભવહીન માણસો. પર તે અસર કરી શકે છે. સામાન્ય રીતે કોઈ પણ બુદ્ધિમાન વ્યકિતને તે અંધ બનાવી શકતી નથી."

આ ઉપરાંત આ ગંભીર સ્થિતિ ધ્યાનમાં રાખીને સોવિયેટ અધિકારીઓએ યુદ્ધ દરમિયાન એવો પ્રચાર પણ શરૂ કરી દીધો, કે શાંતિની સ્થાપનાની સાથો-સાથ સુખ અને આરામના એક નવા પ્રકરણનો પ્રારંભ થઈ જશે. આવી સ્થિતિમાં સ્ટેલિને ૧૯૪૬ના ફેબ્રુઆરીમાં જ્યારે એવી જાહેરાત કરી, કે

ઉપભોગની વસ્તુઓના ઉત્પાદનની દિશામાં મુખ્યત્વે ધ્યાન કેન્દ્રિત કરતાં પહેલાં ત્રણ પંચવર્ષીય યોજનાઓ મોટા ઉદ્યોગોના વિકાસ માટે તૈયાર કરવામાં આવશે, ત્યારે ભ્રમિત સોવિયેટ જનતાને આ જાહેરાત એક ભયંકર આઘાત જેવી લાગી.

આ બધાં કારણોથી તથા સ્વતંત્ર બુદ્ધિવાદી આંદોલનની છિન્નભિન્ન કરનારી શક્તિના ભયથી ૧૯૪૬માં કમ્યુનિસ્ટ આદર્શોની ફરીથી યાદ આપવા માટે, રશિયન જનતાની અસ્મિતા વિકસિત કરવા, આ આંદોલનનો પ્રારંભ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. દરેક મહત્ત્વની વસ્તુની શોધ સૌથી પહેલાં રશિયનોએ કરી એ વાત જાહેર કરવામાં આવી. આ શોધોમાં વરાળથી ચાલતાં એન્જિનોથી માંડીને પેનિસિલીન સુધીની તમામ વસ્તુઓ અર્થાત રેડિયો, વિમાન, સબમરીન, તેલથી ચાલતાં એન્જીનો, તાર, જેટ વિમાન, રોકેટ, અણુશક્તિ, ટ્રેક્ટર વિગેરેનો સમાવેશ થાય છે.

જેન્ડોફના સંચાલન નીચેનું આ આંદોલન જેમ જેમ આગળ વધતું ગયું તેમ તેમ તેની મર્યાદા વધુને વધુ સ્પષ્ટ બનતી ગઈ. ક્રાંતિના ૨૯મા વર્ષના મુખ્ય ભાષણમાં જેન્ડોફે કહ્યું; "દળની કેન્દ્રીય કમિટીને હાલમાં જ સાહિત્ય અને કળામાં આદર્શની ખામીની ખબર પડી છે. મૂડીવાદના વિનાશ પછી હજુ પણ લોકોના મનમાં તેની ભાવના મોજૂદ છે. આદર્શને લગતાં કાર્યોની બાબતમાં કેન્દ્રીય નિર્ણય, એ જ હેતુ નજર સમીપે રાખીને કરવામાં આવ્યો છે.

એક વર્ષ પછી પણ આ યુદ્ધ જીતાયું ન હતું. એટલે ક્રાંતિની ૩૦મી જયંતીના દિવસે આપણે મોલોટોવને નીચેની વાતો કરતા જોઈએ છીએ. મોલોટોવે કહ્યું, "આપણામાંથી બધા પશ્ચિમ અથવા મૂડીવાદી સંસ્કૃતિની પૂજામાંથી આપણી જાતને મુક્ત કરી શક્યા નથી. એથી પ્રાચીન શિક્ષિત વર્ગના કેટલાક વિભાગોમાં ગુલામી હીનતાનો ભાવ તથા યુરોપના બુર્ઝ્વા દેશો પ્રત્યે આધ્યાત્મિક આધારની સૃષ્ટિ સફળ બની જાય છે. જ્યાં સુધી આ શરમજનક અવશિષ્ટ વિહ્નોમાંથી પોતાની જાતને મુક્ત કરી શકે નહિ ત્યાં સુધી કોઈ પણ માણસ સાચા અર્થમાં સોવિયેટ નાગરિક બની શકે નહિ."

આ વક્તવ્ય સ્વતંત્ર વિચાર કરનારા શિક્ષિત વર્ગ તરફના સોવિયેટ પક્ષનું સમર્થન કરે છે. મૂડીવાદની કીર્તિ પ્રત્યે આકર્ષાયેલી, સોવિયેટ વિચારધારાની હસ્તી પણ એ બતાવે છે અને એ વાતનું પણ મૂક સમર્થન કરે છે, કે પશ્ચિમ સાથે વિચારોની આપ-લે પસંદ કરનારા ઘણી માણસો સોવિયેટ યૂનિયનમાં છે. આ ઉપરાંત, સોવિયેટ યૂનિયનની પોલાદી દીવાલમાં આપણે છિદ્રો પાડી શકીએ અને વિચારોની આપ-લે દ્વારા રશિયા તથા ગેરસોવિયેટ દુનિયાનો સંબંધ વધુ સારો બનાવી શકીએ એમ માનનારી જે શુભનિષ્ઠાવાળી વ્યક્તિઓ ગેરસોવિયેટ દુનિયામાં મોજૂદ છે તેમને માટે પણ આ સાચામાં સારો જવાબ છે.

એ વાતમાં તો જરા ય શંકા નથી કે જો વિદ્યાર્થીઓ અને અધ્યાપકો વચ્ચે પરસ્પર વિનિમય અને સાંસ્કૃતિક આપ-લેનો પ્રબંધ થઈ શકે અને સોવિયેટ યૂનિયનમાંથી સેન્સર પદ્ધતિ નીકળી જાય તેમ જ સોવિયેટ અને પરદેશી લોકોને પરસ્પર હળવા મળવાની તથા એક બીજાના દેશમાં રહેવાની છૂટ આપવામાં આવે તો, પૂર્વ અને પશ્ચિમની પરસ્પર સંકુચિત વૃત્તિ ઘણી ઓછી થઈ શકે છે. આ બાબતમાં મને પોતાને ઘણી આશા છે. મૉસ્કોના વસવાટ દરમિયાન મેં આ દિશામાં ખાસ પ્રયત્ન કર્યો છે. ઉચ્ચ મંડળોમાં મેં ઘણી વખત આ બાબતમાં પ્રયાસ કર્યા; પરંતુ તેમાંથી એક પણ પ્રયત્ન સફળ થયો નહિ. મોટા ભાગે તો જવાબ જ મળતો નહિ. અને જો જવાબ મળતો તો તે પણ ગોળગોળ અને છટકબારીની ભાવનાથી ભરેલો રહેતો.

નજદીકના ભવિષ્યમાં આવા કોઈ પ્રયત્નની સફળતાની આશા જણાતી નથી; કારણ કે સોવિયેટ નીતિ અનુસાર, આંતરરાષ્ટ્રીય સાંસ્કૃતિક તથા વૈજ્ઞાનિક પ્રયત્નોમાં સોવિયેટ સહકાર અસંભવિત છે. ૩જી માર્ચ ૧૯૪૮ના "પ્રવદા"માં પ્રગટ થયેલો સર્જી કાફ્તાનોવનો એક લેખ આ વાતનું ઉદાહરણ છે. આ લેખમાં દુનિયાની વૈજ્ઞાનિક સંસ્થાઓને "સામ્રાજ્યવાદી સ્વાર્થો" સાધવા માટે સ્થાપવામાં આવેલી હોવાનું જાહેર કરીને તેની નિંદા કરવામાં આવી છે. તેના શબ્દો અનુસાર "પ્રત્યાઘાતી પરદેશી રાજપુરુષો ખાસ કરીને બ્રિટિશ અને અમેરિકન રાજપુરુષોના બનાવટી તથા લોકોને ફોસ-

લાવનારાં વાક્યોની આડમાં, આ સંસ્થાઓની સ્થાપનાની પશ્ચાદ્‌ભૂમિમાં સામ્રાજ્યવાદી સ્વાર્થો સમક્ષ દુનિયાના વિજ્ઞાનનો વિકાસ અને સફળતાઓને ગુલામ બનાવવાની ભાવના છુપાયેલી છે." છેવટમાં સોવિયેટ વૈજ્ઞાનિકોને ચેતવણી આપતાં લેખક કહે છે, કે "વિજ્ઞાન અંગેના કમ્યુનિસ્ટ દળના અત્યંત મહત્ત્વના સિદ્ધાંતોનું કોઈ પણ વૈજ્ઞાનિક વર્ગો દ્વારા વિસ્મરણ થશે તો તેનું પરિણામ બુર્ઝવા વિજ્ઞાન પ્રત્યેના આત્મસમર્પણમાં જ આવશે. વધુમાં વિજ્ઞાન, દળબંધીથી દૂર અને વર્ગભાવનાથી પર એવી વસ્તુ છે, એ જાતની ભાવના કે જે સોવિયેટ મનુષ્યને અજાણી છે તેનો પણ એથી સ્વીકાર થશે. આનું પરિણામ એ પણ આવે, કે વ્યક્તિ રાષ્ટ્રવિરોધી અને દેશદ્રોહી કાર્યોમાં જોડાઈ જાય. જે લોકો કૃત્રિમ વૈજ્ઞાનિક સવાલોમાં પ્રવૃત્ત બન્યા છે, તેઓ સમાજવાદી રચનાના મહત્ત્વના પ્રશ્નોથી દૂર રહીને પોતપોતાની પ્રયોગ-શાળાનો આશરો લેવાના પ્રયાસ કરી રહ્યા છે."

પોતાની વૈજ્ઞાનિક સફળતાઓને સોવિયેટ યૂનિયન કેટલી ઈર્ષાથી છુપાવે છે અને પશ્ચિમના સહકારથી કેટલી દૂર ભાગે છે; તેનો એક અસાધારણ વ્યક્તિગત અનુભવ મને થયો છે. એ પરથી સ્પષ્ટ થાય છે, કે આ સોવિયેટ નીતિ કેવળ લશ્કરી અને ઔદ્યોગિક મહત્ત્વના પ્રશ્નો પૂરતી જ મર્યાદિત નથી, પરંતુ કેવળ માનવહિત સાથે સંબંધ ધરાવતી વાતોમાં પણ આ છુપાવવાની અને દૂર રહેવાની નીતિનો અમલ કરવામાં આવે છે.

જે સમયે પ્રોફેસર બોગોમોલેટસના, હાડકાની મજ્જામાં "સીરમ" દાખલ કરીને જીવન દીર્ઘ બનાવવાના પ્રયોગોની ખૂબ ચર્ચા ચાલતી હતી, તે સમયે બે રશિયન વૈજ્ઞાનિકો ડૉક્ટર નીના ક્લુયેવા અને ડૉક્ટર ગ્રેગરી રોસ્કીને કેન્સરના પિંડકોષનો નાશ કરે એવું "સીરમ" તૈયાર કરવાની દિશામાં પ્રયાસ કર્યા. ડૉક્ટર બોગોમોલેટસે પોતાના પ્રયોગ સંબંધમાં કોઈ વાત છુપાવી ન હતી. પરંતુ રશિયન વૈજ્ઞાનિકો આ બાબતમાં ચૂપ રહ્યા. આમ છતાં કેન્સરને લગતી આ ખબર ફેલાઈ ગઈ.

પરિણામે કેન્સરનો ભોગ બનેલા માણસો અને તેમના સ્વજનોના પત્રો અને તાર એલચીખાતામાં આવવા લાગ્યા. આ પત્રો અને તારની સંખ્યા

વધતી જતી હતી. અને અમારી સત્તાવાર વિનંતિ પર સોવિયેટ સરકારે કંઈ જ ધ્યાન ન આપ્યું, એટલે વિજ્ઞાન અને માનવપીડા કોઈ પ્રકારની આંતરરાષ્ટ્રિય મર્યાદા સ્વીકારતી નથી એવા ભરોસા પર મેં સીધો સંબંધ સ્થાપવાનો નિર્ણય કર્યો. આ નિશ્ચય અનુસાર ટેલિફોન પર મેં ચિકિત્સા-પરિષદના પ્રમુખને મળવાની પરવાનગી માગી. એ પરવાનગી મને મળી. વાતચીતમાં ૭૦ વર્ષથી વધુ ઉંમરના આ લાયક ચિકિત્સકે મને કહ્યું, કે "આ સંશોધનની મને ખબર છે પણ હજુ સુધી તે પ્રયોગશાળા પૂરતી જ મર્યાદિત છે. આ પ્રયોગ એક અત્યંત મહત્ત્વની શોધની નજદીક આવી રહ્યો છે." રો. બિગોમોલેટ્સની શોધ સંબંધમાં આ ચિકિત્સક મને બહુ ઉત્સુક લાગ્યા નહિ. એ બાબતમાં તેમણે કહ્યું, કે એથી જેટલા માણસોને મદદ મળે તેનાથી બમણા માણસોનું મોત પણ તે નિપજાવી શકે છે.

વાતચીત પછી તેમણે એવો ઉપાય બતાવ્યો, કે મારે મોસ્કો પ્રયોગ-શાળામાં જઈને એ બન્ને વૈજ્ઞાનિકોને જાતે મળવું. જ્યારે મેં ઉત્સુકતાથી આ સૂચના સ્વીકારી ત્યારે તેમણે જાતે જ ટેલિફોન કરીને બીજા દિવસે મુલાકાતનો સમય પણ નક્કી કર્યો.

બીજા દિવસે સોવિયેટ તંદુરસ્તી ખાતા તરફથી મને ટેલિફોન પર જણાવ-વામાં આવ્યું, કે ખાતાના મંત્રીની પહેલેથી મંજૂરી ન લઈને તમે નિયમભંગ કર્યો છે. એટલે ઉપરોક્ત બન્ને ડૉક્ટરોને મળતાં પહેલાં તમારે મંત્રીને મળવું. હું એક દુભાષિયા સાથે મંત્રીને મળવા ગયો. ત્યાં મંત્રી મહોદય તથા તેમના કેટલાક મદદનીશો વિવેકપૂર્વક મળ્યા. તંદુરસ્તી ખાતાના મંત્રી ન તો કોઈ ડૉક્ટર હતા, કે ન કોઈ વૈજ્ઞાનિક; પરંતુ કમ્યુનિસ્ટ દળના અધિકારી હતા. તેમણે પોતાની પાસેના કાગળોના આધારે આ નવી 'દવાના વિકાસનો ઇતિહાસ બતાવ્યો અને પ્રયોગ કરનારાઓની મુલાકાતની વાતને ટેકો આપ્યો તથા અંગ્રેજી ભાષા જાણનારા કોઈ ડૉક્ટરને મારી સાથે મોકલ્યા. તેમની સાથે હું સંશોધન સમિતિમાં ગયો, જ્યાં સમિતિના સંચાલકના કાર્યાલયમાં ઉપરોક્ત બન્ને ડૉક્ટરો સાથે મારી મુલાકાત થઈ. મારા જાણવામાં આવ્યું, કે એ બન્ને પતિપત્ની છે.

તેમના સંશોધનની વાત એવી છે, કે ડૉ. રોસ્કીન "ચાગાસ" નામની કોઈ બીમારીના રક્ત કીટાણુઓની તપાસ કરી રહ્યા હતા, ત્યારે તેમના જાણવામાં આવ્યું, કે આ બીમારી જ્યારે ઉગ્ર બને છે ત્યારે સૌથી પ્રથમ તેના જંતુનું આક્રમણ પશુ અને માનવ બન્નેના સ્તનકોષ પર થાય છે. એ પછી તેઓ જ્યારે કેન્સરની રચનાનું સૂક્ષ્મદર્શક યંત્રથી નિરીક્ષણ કરી રહ્યા હતા ત્યારે ઉપરોક્ત કોશો અને કેન્સરના કોશો વચ્ચે તેમને સમાનતા લાગી. એના પર તેમણે પોતાની પત્નીના સહકારથી ઘણા પ્રયોગો કર્યા અને એ વાત સિદ્ધ થઈ, કે આ બીમારીના રક્ત કીટાણુ સૌથી પહેલાં રોગીના કેન્સર કોશો પર આક્રમણ કરીને તેને નષ્ટ કરે છે અને પછી રોગીને ખતમ કરવાનાં પગલાં લે છે. એટલે તેમણે આ રક્ત કીટાણુઓનું એક એવું "સીરમ" તૈયાર કર્યું, કે જે કેન્સરના કોશોને તો નષ્ટ કરે પરંતુ જે ઉંદરો પર આ "સીરમ"નો પ્રયોગ કરવામાં આવે તે ઉંદરોનું મોત નિપજાવે નહિ. ઘણા સફળ પ્રયોગો પછી તેમને અનુભવ થયો, કે આ "સીરમ"નો મનુષ્ય પર પણ પ્રયોગ થઈ શકે છે. ડૉ. ક્લુયેવાના કથન અનુસાર "આ બાબતનો સૌથી પહેલો પ્રયોગ ડૉ. રોસ્કીને ચૂપચાપ પોતાની ઉપર જ કર્યો. જ્યારે સંકટ સમય વીતી ગયો ત્યારે તેમણે મને એ વિષે વાત કરી." એ પછી આ "સીરમ"નો ઉપયોગ મોસ્કોમાં કેટલાક રોગીઓ પર કરવામાં આવ્યો. જે રોગીઓનું ગળાનું કેન્સર ઉગ્ર ન હતું. તેમના પર આ પ્રયોગ સફળ નીવડયો. પરંતુ શરીરના અંદરના કેન્સરના ગૂમડા પર આ પ્રયોગ એટલો સફળ નીવડયો નહિ. આ "સીરમ"થી કેન્સરના કોશ તો નાબૂદ થઈ ગયા પરંતુ ગૂમડાના મોટા જખમ બાકી રહી ગયા. જો ઓપરેશનથી આ જખમનો ઈલાજ કરવામાં આવતો તો એ જખમ જ જીવલેણ નીકળતા. મને કહેવામાં આવ્યું, કે "સીરમ"ની અસર બહુ થોડો વખત જ ટકે છે. એટલે તે બહાર મોકલવાનું શક્ય નથી. એ ઉપરાંત હજુ સુધી બહુ ઓછા પ્રમાણમાં આ "સીરમ" તૈયાર કરવામાં આવ્યું છે. આમ છતાં મને ખાતરી આપવામાં આવી, કે લાંબો વખત ટકી રહે એવું "સીરમ" તૈયાર કરવામાં સફળતા મળ્યા પછી એ "સીરમ"નો એક ભાગ

અમેરિકા મોકલવામાં આવશે. વધુમાં મને એમ પણ કહેવામાં આવ્યું, કે એક સોવિયેટ ચિકિત્સકજૂથ થોડા વખતમાં અમેરિકા જવાનું છે. આ જૂથના મહામંત્રી ડૉ. વાસીલી વી. પેરીન અમેરિકાના તબીબો સમક્ષ આ સંબંધમાં સંપૂર્ણ અને વિગતવાર માહિતી રજૂ કરશે. અત્યાર સુધીની એકત્રિત પ્રકાશિત માહિતી મોકલી આપવાનું મને તેમણે વચન આપ્યું.

આ વચનનું પાલન કરવામાં આવ્યું. બીજા દિવસે જ આ વિષે પ્રગટ થયેલી બધી માહિતી મને મળી ગઈ. શ્રી. પેરીને વૉશિંગ્ટનમાં એક અખબારી પરિષદ બોલાવીને આ સંશોધનને લગતી માહિતી અમેરિકન તબીબો સમક્ષ રજૂ કરી. પરંતુ આ બાબતમાં જે ઘટનાની બહારની દુનિયાને ખબર નથી, તે એ છે કે ડૉ. પેરીન સ્વદેશ પાછા ફર્યા પછી તેમના પર મુકદ્દમો ચલાવવામાં આવ્યો અને સોવિયેટ વિજ્ઞાનની ગુપ્ત વાતો સમય પહેલાં બહાર પાડ દેવાના ગુના માટે તેમને સજા કરવામાં આવી. બન્ને સંશોધકો ડૉ. કલેયુવા અને ડૉ. રોસ્કિનને જો કે સજા ન થઈ પણ કડક ચેતવણી તો મળી જ. તંદુરસ્તી ખાતાના મન્ત્રીને થોડાં અઠવાડિયાં પછી તેમના હોદ્દા પરથી છૂટા કરવામાં આવ્યા. તેમની સામેના આ પગલાં વિષે ચોક્કસ રીતે કહેવાનું જો કે શક્ય નથી, તો પણ મોસ્કોમાં ફેલાયેલી વાતો પ્રમાણે અમેરિકન એલચીને સોવિયેટ વિજ્ઞાનની સફળતાઓથી માહિતગાર કરવાના કારણે આ રીતે તેને અપમાનિત કરવામાં આવ્યા હતા.

"આમ છતાં સોવિયેટ લેખકો કરતાં વૈજ્ઞાનિકોનું માનસિક નિયંત્રણ ધારવા કરતાં ઓછું અને અપૂર્ણ છે ૧૯૩૧ના રાજ્યના એક કાનૂન અનુસાર લેખકો પર નિયંત્રણ રાખવા માટે "ગ્લેવલિટ" નામની એક સંસ્થા સ્થાપવામાં આવી છે. સાહિત્ય અને પ્રકાશન સંસ્થાઓના જણાવવા પ્રમાણે તેનું કામ નીચે મુજબ છેઃ—

(૧) પત્રો, છાપખાના, ફોટોગ્રાફી, ચિત્રો વગેરેના ઉત્પાદન પર રાજકીય આદર્શો અને લશ્કરી તથા આર્થિક જરૂરિયાતો લક્ષમાં રાખીને નિયંત્રણ રાખવું. તેની સાથોસાથ રેડિયો બ્રોડકાસ્ટ, વ્યાખ્યાનો અને પ્રદર્શનો પર પણ નિયંત્રણ રાખવું. સાહિત્ય અને પ્રકાશન સંસ્થાઓના પ્રબંધ

સાથે સંબંધ ધરાવતી આ સંસ્થા શિક્ષણવિભાગ નીચે સ્થાપવામાં આવી છે.

(૨) "ગ્લેવલિટ" સંસ્થાને જે જે કાર્ય સોંપવામાં આવ્યું છે, તે પૂરું કરવા માટે તેને એવી સત્તા રહેશે, કે જેમાં (ક) સોવિયેટ સત્તા અથવા કામદાર વર્ગની સરમુખત્યારી વિરુદ્ધ આંદોલન કે પ્રચાર કરવામાં આવ્યો હોય, (ખ) જેમાં રાજ્યની ગુપ્ત વાતો ઉઘાડી પાડવામાં આવી હોય, (ગ) જે ધાર્મિક અથવા રાષ્ટ્રિય કડવાશ ઊભી કરતી હોય અથવા (ઘ) જેથી અશ્લીલતાને ઉત્તેજન મળતું હોય એવી કોઈ પણ પુસ્તિકા કે લેખના પ્રકાશનને તે અટકાવી શકશે અથવા તેમાં કાપકૂપ કરી શકશે.

આ ઉપરાંત આ સંસ્થાને પ્રકાશન સંસ્થાઓ અથવા પત્રોની શરૂઆત માટે મંજૂરી આપવાનો, તેના પર પ્રતિબંધ મૂકવાનો, દેશમાં પરદેશી સાહિત્ય લાવવાની અથવા પરદેશોમાં સ્વદેશી સાહિત્ય મોકલવાની મંજૂરી આપવાનો અધિકાર પણ છે. જે વ્યક્તિ આ સંસ્થાની આજ્ઞાનો ભંગ કરે તેના પર તે આરોપ મૂકી શકે છે.

આ કડક નિયંત્રણના પરિણામે જ મે ૧૯૪૭માં આપણે "પાર્ટી લાઈફ" અખબારમાં વાંચીએ છીએ, કે "પ્રત્યેક સંપાદકીય લેખ માર્ગસૂચન અને શિક્ષણયુક્ત હોવો જોઈએ અને તે વર્તનની આધારભૂત પદ્ધતિ બતાવનારો હોય એ પણ આવશ્યક છે. આવા લેખો માત્ર સાદી બાબતોના નહિ પણ રાજકીય આદેશ અને કાનૂન રજૂ કરનારા હોવા જોઈએ." આ ઉપરાંત ૧૯૪૮ના મે માસમાં "બોલ્શેવિક" લખે છે, કે "કલાકાર માટે સમાજવાદી વાસ્તવવાદ હેકળ પહેલી જરૂરી શરત એ છે, કે તેની કલાકૃતિ કમ્યુનિસ્ટ-દળનાં વલણોથી ભરપૂર હોવી જોઈએ. પોતાની કલાકૃતિઓમાં સોવિયેટ લેખકો બોલ્શેવિક દળ અને સોવિયેટ રાષ્ટ્રની નીતિમાંથી માર્ગદર્શન મેળવે છે."

દળના કાર્યમાં બુદ્ધિજીવીઓનો ઉપયોગ કરવાના હેતુથી ૧૯૪૭ના જુલાઈ માસમાં "રાજકીય અને વૈજ્ઞાનિક જ્ઞાનના વિસ્તાર માટે અખિલ યૂનિયન સમિતિ" સ્થાપવામાં આવી. તેના એક સંચાલકના કથન અનુસાર આ સંસ્થાનો હેતુ (ક) જનતામાં સમાજવાદી ચેતનાના વિકાસમાં સહાયતા (ખ) જનતા માટે સોવિયેટ સરકારની પરદેશી અને આંતરિક નીતિની વ્યાખ્યા

(ગ) જનતામાં રાષ્ટ્રિય સ્વાભિમાનની ઉત્પત્તિ (ઘ) વિજ્ઞાન અને કલાકૌશલ્યનો જનતામાં પ્રચાર તથા (ચ) તમામ વિજ્ઞાનવિરોધી અને વિદેશી આદર્શોના બાકી રહેલા ચિહ્નો સામે લડત ચલાવવી એ છે.

ગ્લેવલિટ અને છૂપી પોલીસ સંસ્થાના સંચાલન નીચે આ સંસ્થા તરફથી દેશભરમાં બુદ્ધિજીવીઓને પ્રચાર માટે મોકલવામાં આવ્યા છે. પરંતુ પ્રશ્ન એ છે, કે બુદ્ધિજીવીઓને પોતાને અનુકૂળ કેવી રીતે બનાવવામાં આવ્યા અને આ આંદોલન કેવી રીતે સફળ થયું? પોલીસરાજમાં આ કાંઈ મુશ્કેલ નથી, એ શંકા વિનાની વાત છે આમ છતાં માનવમૂલ્યો અને બીજાં અવ્યક્ત રૂપોમાં આનું શું મૂલ્ય ચૂકવવું પડયું અને તેની લાંબે વખતે કેવી અસર થશે એ પ્રશ્ન વિચારવા જેવો છે.

બુદ્ધિજીવીઓની "શુદ્ધિ" ૧૯૩૫થી ૧૯૩૮ સુધીની લોહીભીની રાજકીય "સાફસૂફી" જેવી નથી. શરૂઆતની લોહીભીની સાફસૂફીથી કારોબાર તંત્ર તથા આર્થિક વિકાસમાં જે મુશ્કેલીઓ ઊભી થઈ તે ધ્યાનમાં રાખતાં એમ લાગે છે, કે પોલિટબ્યુરો ફરીથી આ પ્રકારની શુદ્ધિ માટે તૈયાર નહિ હોય. આનું મૂલ્ય ઘણું વધારે છે; એટલે આ બાબતમાં પોલિટબ્યુરોએ એક નવી યુક્તિ શોધી કાઢી છે. દાખલો બેસાડવા માટે કેટલીક મુખ્ય વ્યક્તિઓની ભયંકર શુદ્ધિ કરવામાં આવે છે અને તેની સાથોસાથ આદર્શવાદી પ્રચારનું આંદોલન પણ ચાલે છે. એમ માનવામાં આવે છે, કે આ પદ્ધતિ એકંદરે ઓછી હાનિકારક અને ઇચ્છિત પરિણામો તરફ પહોંચાડનારી સાબિત થશે. આ પદ્ધતિ એવી છે, કે દળની નીતિને અનુરૂપ ન હોય તેવી કલાકૃતિઓની ખૂબ કડક ટીકા કરવામાં આવે છે. સરકાર તરફથી સન્માન પામેલા કલાકારોને પણ આમાંથી બાકાત રાખવામાં આવતા નથી. તેમને સાર્વજનિક રીતે દંડિત કરવામાં આવે છે અને હલકા પાડવામાં આવે છે. દળની નીતિમાં કોઈ પરિવર્તન થાય તો સત્યો, વિચારો અને કલ્પનાઓને પણ તેને અનુરૂપ બની જવું પડે છે.

સંગીતને લગતી શુદ્ધિમાંથી શોસ્ટાકોવીચ અને પ્રોકોફીવ જેવા પ્રસિદ્ધ સ્વરકાર પણ બચી શકયા નહિ. બન્ને અનેકવાર સ્ટેલિન પારિતોષિક મેળવી ચૂકયા છે અને દેશમાં તથા પરદેશમાં બન્ને ઠેકાણે તેમની નામના છે. બીજા

સ્વરકારોની સાથે તેમને પણ "અમેરિકા અને પશ્ચિમી યુરોપના સંગીતની અસર ધરાવનારા તથા બુર્ઝવા આદર્શોના અનુયાયી" જાહેર કરવામાં આવ્યા અને સંગીતમાં પ્રજાતંત્ર વિરોધી વલણ ધરાવવા માટે અપરાધી ઠરાવવામાં આવ્યા.

પરંતુ મુરાદેલીના સંગીતપ્રધાન નૃત્યની જે અવદશા થઈ તે હાસ્ય-જનક હોવા સાથે દુઃખપ્રદ પણ છે. રાજકીય કથાનક અને તત્કાલીન પાત્રો પર રચાયેલું આ નૃત્ય ઘણા મુખ્ય સોવિયેટ નેતાઓએ જોયું. માલેનકોવ દ્વારા એક રાજકીય ઉગ્ર ભાષણ ગાયનના સ્વરૂપમાં રજૂ થવાના વિચારપર તેઓ ખૂબ હસ્યા. રશિયન હાસ્યભાવનાથી આ નૃત્યને ઉચ્ચ કોટિનું જાહેર કરવામાં આવ્યું. પ્રારંભિક વિવેચનો કોઈ પણ રીતે પ્રતિકૂળ ગણવામાં ન આવ્યાં. અનેક થિયેટરોમાં ભજવાયા પછી ક્રાંતિની ૩૦મી જયંતી પ્રસંગે બોલ્શેવિક નાટ્યગૃહમાં તેની રજૂઆત થઈ. પરંતુ છેવટે એક દિવસે કમ્યુનિસ્ટ દળની કેન્દ્રીય કમિટીએ આ નૃત્યની નિંદા કરી. એ દિવસથી આ નૃત્ય એક દૂષિત કલાવિરોધી વસ્તુ બની ગઈ. તેના સંગીતને પણ શિષ્ટતા વિનાનું અને બેસૂરું જાહેર કરવામાં આવ્યું અને સ્વરો લોકપ્રિયતા વિનાના તથા "નવીનતા"ની લ્હાયમાં રશિયાની સમૃદ્ધ સનાતન પરંપરાને ઉપેક્ષાથી જોનાર હોવાનું જણાવવામાં આવ્યું. ઐતિહાસિક દૃષ્ટિથી પણ તેમાં દોષો કાઢવામાં આવ્યા. આ નિષ્ફળતાનું કારણ "દૂષિત અને જૂઠા રૂઢિવાદનું અનુસરણ" હોવાનું જણાવીને રશિયન સ્વરકારો માટે તે વિનાશક હોવાનું જાહેર કરવામાં આવ્યું. ઝેન્ડ્રોફના પ્રમુખ-પદ નીચે મળેલી આ બેઠકમાં મુરાદેલીની નિષ્ફળતાને એક છૂટોછવાયો દાખલો ન સમજતાં સમસ્ત સોવિયેટ સ્વરકારોના આવા રૂઢિવાદને દોષિત ઠરાવવામાં આવ્યો. તેની સાથોસાથ સંગીતવિવેચકોની પણ સખત ખબર લેવામાં આવી. તેમના પર વ્યક્તિગત મિત્રતાના કારણે સંગીતને વગના નેતાઓને ખુશ કરવાનો અને તેમની ગુલામી કરવાનો આરોપ મૂકવામાં આવ્યો.

આ બેઠકમાં પ્રોકોફીવ પણ હાજર હતો. મને એવા ખબર મળ્યા હતા કે જ્યારે ઝેન્ડ્રોફ અને સ્વર્નિક ભાષણ કરી રહ્યા હતા ત્યારે તે પીઠ ફેરવીને ઊભો હતો. જ્યારે તેનું ધ્યાન આ દિશામાં ખેંચવામાં આવ્યું ત્યારે તેણે મોટા અવાજે કહ્યું, કે 'આ મંત્રી લોકો સંગીતની બાબતમાં શું જાણે?

## યુદ્ધ કે શાંતિ?

' રશિયન લોકોમાં એક અજબ મિથ્યા ભાવના જોવામાં આવે છે તેઓ એમ માને છે, કે વિશ્વવિજય તેમના પ્રારબ્ધમા પહેલેથી જ લખાયેલો છે દેવળોમા પાદરીઓની પ્રાર્થનાઓમા આ "ઈશ્વરી કાર્ય" જલદી સંપૂર્ણ કરવાની માગણી અચૂક હોય જ છે આ પ્રારબ્ધવાદી ભાવના અને તેના શાનદાર પુરસ્કારો પર રચાયેલી જે અપીલ સૈનિકોને કરવામા આવે છે તે કદી વ્યર્થ જતી નથી ખૂબ જ કષ્ટો અને અગવડોમાં રશિયન સૈનિકો જે અસાધારણ ધૈર્ય અને સહનશક્તિ બતાવે છે તેનું કારણ આ ભાવના જ છે "

—રશિયા ખાતેના અમેરિકન પ્રતિનિધિ શ્રી નીલ એસ. બ્રાઉનના સેન્ટપિટર્સબર્ગથી મોકલાવેલા તા ૨૮ જાન્યુઆરી ૧૮૫૨ના એક સંદેશાનો સાર.

૧૯૪૮ના આખરી ભાગમા મોસ્કોથી રવાના થવાના કેટલાક દિવસ પહેલા મેં "શાંતિ કે યુદ્ધ?" એ પ્રશ્ન વિષે મોસ્કો ખાતેના અનુભવી અને જાણકાર વિદેશી પ્રતિનિધિઓનો વ્યક્તિગત રીતે ચૂપચાપ મત લીધો સોવિયેટના પગલે ચાલનારા રાષ્ટ્રોના પ્રતિનિધિઓનો આ વિષેનો અભિપ્રાય જાણવામાં મને વધુ રસ હતો. તેમની સાથે પ્રત્યક્ષ સંપર્ક શક્ય ન હતો, એટલે આ કાર્યમાં તટસ્થ રાષ્ટ્રોના વડાઓની મદદ મેળવી અહીં એ વાત

ખાસ યાદ રાખવાની છે, કે આ વર્ષ ખૂબ જ સકુચિત વૃત્તિઓથી અને ઘણા ક્ષોભ પમાડનારા બનાવોથી ભરપૂર હતુ

પશ્ચિમી રાષ્ટ્રોના પ્રતિનિધિઓનો અભિપ્રાય જો કે જુદો જુદો હતો. પરતુ રશિયાના પગલે ચાલનારા રાષ્ટ્રોના એલચીઓને આ બાબતમા મેં એકમત જોયા એ બધાનો એવો અભિપ્રાય હતો કે પૂર્વ અને પશ્ચિમ એ બન્ને પદ્ધતિઓ માટે એક સાથે રહેવાનું અશક્ય છે અને કોઈને કોઈ દિવસે અથડામણ અનિવાર્ય છે અથડામણથી બચવાના બે જ ઉપાય છે પહેલો તો એ, કે કોઈ આર્થિક સકટ અથવા બીજા કોઈ કારણથી અમેરિકા યુરોપમાથી ખસી જાય અને સોવિયેટ યૂનિયનને યુરોપમાં સપૂર્ણ સ્વતંત્રતા મળી જાય. યુદ્ધ નિવારવાનો બીજો ઉપાય મૂડીવાદ અને કમ્યુનિઝમ વચ્ચે સતત વિરોધ રહેવાની સ્ટેલિનવાદી વ્યાખ્યામા પરિવર્તન થાય એ છે એમ થાય તો સોવિયેટ યૂનિયનની પરદેશ નીતિમા પણ પરિવર્તન થાય પ-તુ આ પ્રકારની શક્યતાને કોઈ પણ અનુગામી રાષ્ટ્રના પ્રતિનિધિએ વધારે મહત્ત્વ આપ્યું નહિ

પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સઘર્ષણ કયારે થશે એ સંબંધમા તેમનામાં ઠીક ઠીક મતભેદ જણાયો કેટલાકે કહ્યુ "જ્યારે સોવિયેટ યૂનિયન એ માટે તૈયાર થઈ જશે ત્યારે" બીજા કેટલાકનો અભિપ્રાય એવો હતો, કે "બીજા પાચ, દસ કે પંદર વર્ષમા યુદ્ધની શક્યતા છે" પદર વર્ષની માન્યતા દર્શાવનારાઓએ કદાચ ત્રણે પચવર્ષીય યોજનાઓનો હાલનો કાર્યક્રમ પૂરો થવાનું ધ્યાનમાં રાખીને સોવિયેટ ઔદ્યોગિક તૈયારી થઈ જવાની વાત વિચારી હશે વધુ ઉદાર વિચારકોનો મત એવો હતો, કે નજદીકના ભાવિમાં યુદ્ધ નહિ થાય" એક બે વ્યકિત એવી પણ હતી, જેમણે પચ્ચીશ કે પચાસ અથવા એથી પણ વધુ વર્ષ બાદ યુદ્ધ શરૂ થવાની કલ્પના કરી હતી પરતુ બધાને એ વાતની ખાતરી જ હતી કે યુદ્ધની પહેલ સોવિયેટ યૂનિયન જ કરશે. આ રીતે તેમણે અજાણતા જ અમેરિકન અને બીજા પશ્ચિમનાં પ્રજાતંત્રોની મૂળ શાતિનીતિને શ્રદ્ધાજલિ આપી હતી

આ બાબતમા કમ્યુનિસ્ટોની એકમતી આશાતીત ન હોતી અત્યારના કમ્યુનિસ્ટ અભિપ્રાય પર એ પ્રકાશ પાડે છે આમ છતાં માનવપરિવારના

આ વાતો સાથે અમારો— સંગીતકારોનો જ સંબંધ છે." પરંતુ પ્રોકોફીવની સ્વતંત્રતા થોડો સમય જ ટકી. સામાન્ય રીતે બને છે તેમ પ્રોકોફીવ, શોસ્ટાકોવીચ અને બીજાઓએ પ્રાણ બચાવવા માટે પોતાની ભૂલ તરત જ કબૂલ કરી લીધી. શોસ્ટાકોવીચે જે ગુનાઓનો એકરાર કર્યો તેનો એક ભાગ નીચે પ્રમાણે છેઃ– "હું જાણું છું, કે દળ સત્યની તરફ છે અને દળ મારું હિત ઇચ્છે છે. મારે એવા સર્જક માર્ગની શોધ કરવી જોઈએ કે જે સોવિયેટ વાસ્તવવાદી લોકપ્રિય કલા પ્રત્યે મને અગ્રેસર કરે."

એ જ રીતે પ્રસિદ્ધ માર્ક્સવાદી અર્થશાસ્ત્રી શ્રી. યુજેનવર્ગને પણ ઘણી વખત અપમાનિત થવું પડ્યું. તેનું કારણ એ હતું કે વિદેશી વિકાસનું મૂલ્યાંકન તેણે વધારે પડતી વાસ્તવવાદી ઢબે કર્યું હતું. તેની સાથોસાથ તેમણે એ વાત પર ભાર મૂક્યો હતો, કે મૂડીવાદી રાજ્યની અર્થનીતિમાં રાજ્ય નિર્લેપક ભૂમિકા અપનાવી શકે છે. તેણે સ્પષ્ટ રીતે એવી ઘોષણા કરવી જોઈતી હતી, કે મૂડીવાદી રાજ્યમાં અર્થનીતિ સંપૂર્ણ રીતે મૂડીવાદીઓના હાથમાં રહે છે. ૧૯૪૮માં તેણે અમેરિકામાં ગંભીર આર્થિક મંદીની આગાહી પણ કરી હતી જે ખોટી નીકળી. એ પછી તેણે એ વાત પર ભાર મૂક્યો, કે સામ્રાજ્યવાદીઓમાં આંતરિક યુદ્ધ અનિવાર્ય નથી. આમ છતાં સ્ટેલિન અને લેનિને આ વસ્તુને અનિવાર્ય માની છે.

પરંતુ સૌથી વધુ અપમાનજનક ગુનાઓનો એકરાર પ્રાણીશાસ્ત્રી ઝેત્રકે કર્યો છે. તેણે સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર્યું છે, કે "દળના સભ્ય હોવાના કારણે જે વસ્તુને કેન્દ્રીય સમિતિ ખોટી સમજતી હોય તેના પર હું ભાર દઈ શકું એમ હું માનતો નથી. જ્યાં સુધી દળે છૂટ આપી ત્યાં સુધી વંશપરંપરા વિષેના મારા અભિપ્રાય પર હું મક્કમ રહ્યો. પરંતુ હવે મારા માટે એ શક્ય નથી."

આ બાબતમાં એક મજેદાર વાત એ છે, કે આ ઝાટકણી એવા ચોક્કસ શબ્દોમાં કાઢવામાં આવી હોય છે, કે પાનું ફેરવ્યા વિના જ પછીના શબ્દોનું સફળતાથી અનુમાન થઈ શકે. આ સંબંધમાં અમેરિકન રેડિયો વિવેચક શ્રી. બૉબ મેગીધેફે જે નકલ તૈયાર કરી છે તે મનોરંજક છે. આ પ્રકારની ઝાટકણીઓમાં શરૂઆતમાં મૂડીવાદના વિનાશનો ઉલ્લેખ હોય છે. ત્યારપછી જેની ઝાટકણી કાઢવામાં આવી હોય તેને પહેલાં તો અમેરિકા અને પશ્ચિમના સામ્રાજ્યવાદી પ્રભાવની અસર નીચે આવેલો બતાવવામાં

આવે છે. તેના માનસને પ્રત્યાઘાતી, વર્ગભેદની ભાવનાવાળું અને બુર્ઝવા જાહેર કરવામાં આવે છે. એમ પણ જાહેર કરવામાં આવે છે, કે બુર્ઝ્વા સાહિત્ય મનુષ્યના આત્માને દૂષિત કરનારું તથા સંઘર્ષ કરવાની ઈચ્છાને કચરી નાખનારું હોય છે. એ પછી પ્રશ્ન કરવામાં આવે છે, કે આ સંઘર્ષમાં તેની કલાકૃતિઓ કેટલા પ્રમાણમાં સહકાર આપે છે? કેટલાંક ઉદાહરણો આપીને એ વાત સિદ્ધ કરવામાં આવે છે, કે પ્રતિભા નકામી નષ્ટ થઈ રહી છે. રૂઢિવાદની જંજીરોમાં તે જકડાયેલી છે. વગેરે વગેરે.

આદર્શાત્મક અવરોધો આવી રીતે દૂર કરી દેવાથી જનતાના મન પર અસર પડે છે એ વાતમાં શંકા નથી. પરંતુ ક્યારેક ક્યારેક ઊલટી અસર પણ થાય છે. આનું એક ઉદાહરણ "રશિયન પ્રશ્ન" નામની નાટિકાનું ફિલ્મી સંસ્કરણ છે. આ અમેરિકન વિરોધી નાટકમાં એક પ્રામાણિક અમેરિકન, સોવિયેટ યૂનિયનની સફળતા સંબંધમાં સાચી વાતો પ્રગટ કરવા માટે મુકદ્દમા, સંકટો વગેરેનો શિકાર બનવાની કહાણીનો ચિતાર રજૂ કરવામાં આવ્યો છે. નાટકના રૂપમાં આ કહાણી મૂડીવાદનું નગ્ન રૂપ રજૂ કરવામાં સફળ થઈ; પરંતુ ફિલ્મ બનાવતી વખતે ન્યુયોર્કની ગગનચુંબી ઈમારતો, લોકોથી ઊભરાતા માર્ગો અને તેની સાથે ન્યુયોર્કની ગરીબ વસતિના ચિત્રો જ્યારે જોડી દેવામાં આવ્યાં ત્યારે લોકો આશ્ચર્યમાં ડૂબી ગયા. "અમેરિકામાં કેટલું કાપડ છે?" એ શબ્દો રશિયન લોકોના મોંમાંથી આપોઆપ નીકળી ગયા. પીડિત અમેરિકન લેખકનું મકાન જોઈને પણ તેમને ઈર્ષા થવા લાગી.

એ વાતમાં જરાય શંકા નથી કે સોવિયેટ લેખકો અને વ્યાખ્યાનકારોને સોવિયેટની આંતરિક અને વિદેશ નીતિ વિષે ઘણું વધારે જ્ઞાન હોય છે. પરંતુ ક્રેમલિન તેમને માટે જે ભૂમિકા નક્કી કરે છે એથી વિશેષ તેઓ કંઈ કરી શકતા નથી. અમારા મોસ્કો ખાતેના સલાહકાર શ્રી. ફ્રેય કોહલરના કથન અનુસાર તેઓ સોવિયેટની નગ્નતા ઢાંકવા માટે પશ્ચિમની સંસ્કૃતિની હાંસી ઉડાવનારા પગારદાર બુદ્ધિજીવી દરજીઓ છે."



એક મોટા ભાગના નેતાઓ કોઈ પણ યુદ્ધની અનિવાર્યતામાં ખાતરી ધરાવે છે એ વસ્તુ શાંતિવાંછુ અમેરિકન લોકો માટે ભયનું કારણ છે. એ વાત તો ચોક્કસ છે, કે સોવિયેટ નેતાઓની હાલની માનસિક સ્થિતિ યુદ્ધને લગતા વિચારોથી ભરપૂર છે. પશ્ચિમ પર સતત મૂકવામાં આવતા ભયંકર આરોપો તેમની દાનત બતાવી આપે છે. "ન્યૂ સ્ટેટસમૅન એન્ડ નેશન"માં લખતાં ડૉ. અર્નેસ્ટ જૉન્સે એ સ્પષ્ટ માનસિક સ્થિતિનો સરસ ચિતાર રજૂ કર્યો છે:—

"હું હિંમતથી કહી શકું છું, કે પશ્ચિમી દુનિયામાં 'કમ્યુનિસ્ટો સિવાય બીજી કોઈ પણ વ્યક્તિ, સોવિયેટ યૂનિયન પર બ્રિટન કે અમેરિકા આક્રમણ કરે એવી શકયતા માનતી નથી. આવી શકયતાને ભૌગોલિક, લશ્કરી, રાજકીય, આર્થિક અને સૌથી વધુ તો, નૈતિક કારણો અત્યંત દૂરની વસ્તુ બનાવે છે. આમ છતાં તમામ પ્રમાણો એ વાતનું નિદર્શન કરે છે, કે સોવિયેટ યૂનિયન અર્થાત્ તેના શાસકો તેને સંભવિત માને છે. આપણી નિષ્ઠા અને ઈરાદા સમજનારા આપણે, આ બાબતમાં તેઓ ભૂલ કરે છે એવા નિશ્ચયમાં મક્કમ રહીએ તો, સોવિયેટનો ઘણો ખરો ભય આંતરિક પ્રવાહોના કારણે ઉત્પન્ન થયો છે એવા અનુમાન પર આવવાની આપણને ફરજ પડે છે. જો સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો, આ ભય પશ્ચિમની દુનિયા પ્રત્યેની તેમની સ્પષ્ટ અથવા અર્ધસ્પષ્ટ ઝઘડાખોર નીતિનું પરિણામ છે. આનો અર્થ એ નથી, કે સોવિયેટ રશિયા યુદ્ધ ઈચ્છે છે અથવા યુદ્ધ શરૂ કરવાનો તેને ઈરાદો છે. કદાચ તે કહેવાતા "યુદ્ધના લાભો" અથવા જે કંઈ તેને જોઈએ છે તે વિના વિરોધે મળવાથી સંતુષ્ટ થઈ જાય. પરંતુ આ રમત જોખમી છે. ઘણા ખરા નાઝીઓ એક પછી એક પોલૅન્ડ, યુક્રેન, બાકાનું યુરોપ, રશિયા અને છેવટે અમેરિકાને શાંતિથી હજમ કરીને સંતુષ્ટ થઈ શકત...' આંતરિક પ્રવાહોથી ઉત્પન્ન થયેલી આક્રમણાત્મક ભાવનાની એ પ્રકૃતિ હોય છે, કે કોઈ પણ પ્રકારની છૂટછાટો અથવા સફળતાઓની પ્રાપ્તિથી તેને સંતોષ થતો નથી તેની સ્વાભાવિક બનૂટિત આ કાર્યમાં બાધક બને છે. માત્ર મક્કમ વિરોધ જ આ વૃત્તિનો નાશ કરીને વાસ્તવિકતાની સ્થાપના કરી શકે છે."

જે વખતે ડૉ. જૉન્સના આ રસમય વિશ્લેષણ પર મારી નજર પડી

ત્યારે હું ૧૮૩૯માં લખાયેલું ફ્રેંચ શૌધક ડૅા. ક્સ્ટીનનું અપૂર્વ પુસ્તક વાંચી રહ્યો હતો. તેમાંનું નીચેનું વાક્ય કોઈ પણ આધુનિક વાચક પર ભયંકર અસર કર્યા વિના રહેશે નહિ:—

"રશિયનોના હૃદયમાં એક તીવ્ર અને ખૂબ જ મહત્ત્વકાંક્ષાથી ભરેલી ભાવના પ્રસરી રહી છે. આ ભાવના કેવળ પીડિત લોકોના આત્મામાં જન્મી શકે છે અને સમસ્ત દેશની દુર્ગતિ દ્વારા તેને પોષણ મળે છે. આક્રમણાત્મક પ્રકૃતિનું આ રાષ્ટ્ર આજે એટલી બધી પતિત પરાધીનતાની દશામાં જીવી રહ્યું છે, કે પરદેશોમાં બીજા લોકો પર થનારા અત્યાચારોના અત્યાચાર પરિણામ રૂપે તે પોતાના ઘરમાં અગાઉથી જ તેનું પ્રાયશ્ચિત કરતું જણાય છે. જે ભવિષ્યના યશ અને લૂંટની તે પ્રતીક્ષા કરી રહ્યું છે તે તેનું ધ્યાન લાગણી શરમ પરથી ખસેડી નાખે છે અને સાર્વજનિક તથા વ્યક્તિગત સ્વતંત્રતાના તિરસ્કરપાત્ર બલિદાનનું પાપ ધોઈ નાખવા માટે ઘુંટણીએ પડેલો આ ગુલામ વિશ્વવિજયના સ્વપ્નો સેવી રહ્યો છે."

૧૮૩૯ના આ રાજકીય ફિલોસોફર અને આધુનિક માનસિક વિશ્લેષણ કરનાર લેખકના પૃથક્કરણમાં એક પ્રત્યક્ષ સમાનતા છે. આપણા માટે મહત્ત્વનો પ્રશ્ન એ છે, કે રશિયનો પોતાનો વારસો અને પોતાની આધુનિક ચિંતાઓના પરિણામે મક્કમતાથી યુદ્ધ અને વિજયની દિશામાં આગળ વધી રહ્યા છે કે પછી ક્રેમલિનનો "યુદ્ધ માટેનો અકારણ ભય" આંતરિક અને બાહ્ય રાજકીય કારણોના પરિણામ રૂપ બહાનું જ માત્ર છે?

મોસ્કોમાં ત્રણ વર્ષ રહીને આ સવાલ પર વિચાર કરવાના પરિણામે આ સંબંધમાં મારું મંતવ્ય એવું છે, કે સોવિયેટ નીતિ હંમેશાં વિશ્વક્રાંતિ અને વિશ્વ પરના કમ્યુનિસ્ટ અધિકારના અંતિમ લક્ષ્યને ધ્યાનમાં રાખીને જ સંચાલિત કરવામાં આવી છે. ક્રેમલિનની નીતિ આજે પણ એ જ છે અને ભવિષ્યમાં પણ એવી જ રહેવાની શકતા છે. જો આટલાંટિક કરાર કરનારા દેશો પોતાના કાર્યક્રમમાંથી વિચલિત ન બને તો, સોવિયેટ યુનિયન ઇરાદાપૂર્વક કોઈ પણ પ્રકારનું લશ્કરી આક્રમણ કરે એવી શક્યતા નજીકના ભવિષ્યમાં નથી. જ્યાં સુધી લાભની અનુકૂળતા સ્પષ્ટ ન હોય, ત્યાં સુધી સોવિયેટ

નેતાઓ કોઈ પણ પ્રકારનો પાસો ફેંકવાનું પસંદ કરતા નથી. સોવિયેટ યુનિયનની પરદેશી અને આંતરિક નીતિ, કેટલાંક વર્ષો સુધી શાંતિ જળવાઈ રહેવાની શકયતા પર રચાયેલી છે. ક્રેમલિનને વિશ્વાસ છે, કે પોતે દરેક પ્રકારના આક્રમણ સામે સુરક્ષિત છે. તેના પરિણામે તેણે હાલમાં જ કેટલાંક એવાં પગલાં લીધાં છે, કે જે ખરી રીતે સોવિયેટ યુનિયનને નિર્બળ બનાવનારાં છે. આ પગલાં ભવિષ્યના અનિવાર્ય સંઘર્ષણને નજરમાં રાખીને પોતાને વધુ મજબૂત બનાવવા માટે લેવામાં આવ્યાં છે. તાત્કાલિક યુદ્ધનો ભય પશ્ચિમના આર્થિક પુનરુદ્ધારના કાર્યક્રમમાં વિઘ્ન ઉપસ્થિત કરવા માટે તથા સોવિયેટ જનતાને ઔદ્યોગિક પ્રયત્નોમાં વધુ પ્રવૃત્ત બનાવવા માટે તેણે ફેલાવ્યો છે. આમ છતાં કોમિન્ફર્મની સ્થાપના, આંતરરાષ્ટ્રિય બેઠકોમાં સોવિયેટ પ્રતિનિધિમંડળોનું આક્રમણાત્મક વલણ અને ભીષણ પશ્ચિમવિરોધી પ્રચાર એ વાતનું સમર્થન કરે છે, કે મૂડીવાદનો પરાજય અને બની શકે તેટલા પ્રમાણમાં વિશ્વ પર વિજય મેળવવાના પોતાના મૂળ ઉદ્દેશો ક્રેમલિને છોડી દીધા નથી. સોવિયેટ રાજપુરુષો અને સોવિયેટ અખબારોની સામ્રાજ્યવાદ, આક્રમણ, યુદ્ધલાલસા, દરમિયાનગીરી અને કહેવાતા વિશ્વસ્વામિત્વ સામેની ગર્જના, સોવિયેટ વ્યવહાર નીતિ, રાજનીતિ અને ઉદ્દેશોનું સ્પષ્ટ ચિત્ર રજૂ કરે છે.

છેલ્લાં વીસ વર્ષ દરમિયાન સોવિયેટ નીતિમાં સારી પેઠે ફેરફારો થયા છે. પરંતુ જો કોઈ ગંભીરતાથી તેનો અભ્યાસ કરે તો સ્પષ્ટ રીતે જણાશે, કે લેનિનવાદી સ્ટેલિનવાદના મૂળ સિદ્ધાંતો તેમાં કેટલા ઊંડા પડેલા છે અને પશ્ચિમી પ્રજાતંત્રોનાં ઉદ્દેશો, ઇચ્છાઓ તથા આશાઓના એ કેટલા વિરોધી છે! અનેક ઉપરછલ્લી જાહેરાતો છતાં દળની બેઠકોમાં દળના નેતાઓએ છેલ્લાં વીસ વર્ષ દરમિયાન જે વિચારો વ્યકત કર્યા છે, તે પશ્ચિમના પ્રજાતંત્ર, મૂડીવાદ, ઉદારવાદ, સમાજવાદી પ્રજાતંત્ર વિગેરેની વિરુદ્ધમાં સોવિયેટ વિચારોની સ્થિરતા પ્રકટ કરે છે. આ અફર લક્ષ્યને ૧૯૨૭માં ક્રાંતિની દસમી જયંતી પ્રસંગે સ્ટેલિને પણ સ્પષ્ટ કર્યું હતું. તેણે એ વખતે કહ્યું હતું, કે "તમામ દેશોના કામદાર વર્ગના ભવિષ્યના સંમિશ્રણના આદર્શ રૂપ વિશ્વની

એક માત્ર આર્થિક એકતા રચવાનું સોવિયેટ યૂનિયન માટે આવશ્યક છે."
૧૯૨૭માં મોસ્કોની મુલાકાતે આવેલા, એક અમેરિકન કામદારદળ સમક્ષ પણ તેમણે કહ્યું હતું, કે "ભવિષ્યમાં દુનિયામાં બે વિશ્વકેન્દ્રો સ્થપાશે. સમાજવાદી કેન્દ્ર સમાજવાદી દિશામાં વલણ ધરાવતા સમસ્ત દેશોને પોતાની તરફ આકર્ષી લેશે અને મૂડીવાદી કેન્દ્ર મૂડીવાદની દિશામાં ઝૂકેલાં રાષ્ટ્રોને પોતાની તરફ આકર્ષી લેશે. છેવટે દુનિયાની અર્થનીતિ પર વિજય પ્રાપ્ત કરવા માટે બન્ને કેન્દ્રો વચ્ચે થનારું સંઘર્ષણ મૂડીવાદ અને કમ્યુનિઝમના ભાગ્યનો નિર્ણય કરશે."

૧૯૨૭માં થયેલી સ્ટેલિનની આ ભવિષ્યવાણી વિષે હું ઘણી વખત વિચાર કરું છું. શું ખરેખર સ્ટેલિન માર્ક્સવાદી સિદ્ધાંતો દ્વારા ભવિષ્યનું ચિત્ર ઉપસ્થિત કરી શક્યા છે, કે પછી કમ્યુનિસ્ટ આદર્શાત્મક ભાવનાઓની આ માત્ર કલ્પના જ છે? મને આ બાબતમાં પાછલી વાત વધારે સાચી લાગે છે. મને લાગે છે, કે સ્ટેલિન અને તેમનું તંત્ર પોતાના હાથમાં સત્તા સતત રાખવા અને કમ્યુનિસ્ટ મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા માટે ઈરાદાપૂર્વક એવી વાતો કરે છે, કે જેના પરિણામે કમ્યુનિસ્ટ મત દ્વારા ચોક્કસ વિશ્વસ્થિતિ ઉત્પન્ન થઈ શકે.

બીજા મહાયુદ્ધ પછી સોવિયેટ સરકારની સ્થિતિ અનાધારણ હતી. બધા દેશો સોવિયેટ યૂનિયન પ્રત્યે રાષ્ટ્રિય શક્તિ તરીકે ભયમિશ્રિત સંમાનથી જોતા હતા; એટલું જ નહિ, પણ સોવિયેટ યૂનિયને દુનિયાની સ્વીકૃતિ અને ઔચિત્ય પણ પ્રાપ્ત કર્યું હતું. દુનિયાના લોકોમાં રશિયા પ્રત્યે શુભેચ્છાની ભાવના પણ સારા પ્રમાણમાં જાગી હતી. સોવિયેટ યૂનિયન યુદ્ધ દરમિયાન જીતાયેલા પ્રદેશોનો શાંતિપૂર્વક ઉપભોગ કરતું હતું. જો તેણે સહકારપૂર્વક આંતરરાષ્ટ્રિય મંત્રણાઓમાં ભાગ લીધો હોત, તો લાલના કરતાં તેને ભલે ઓછો ફાયદો થયો હોત પણ તેનો અધિકાર સુરક્ષિત રહેત પરંતુ તેણે જાણી જોઈને ઊલટો માર્ગ અપનાવ્યો. તેણે પોતાના જીતાયેલા પ્રદેશોના ભયંકર શોષણની અને મજબૂત રીતે ત્યાં ટકાવી રાખવાની નીતિ અખત્યાર કરી. યુદ્ધકાલીન મિત્રોનો અસ્વીકાર કરી તેમને વિરોધી બનાવ્યા. સોવિયેટ

જનતાને સંઘર્ષ માટે તૈયાર કરવાનું શરૂ કર્યું અને સોવિયેટ યૂનિયનની યુદ્ધ સંબંધી વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક છાની શક્તિમાં વધારો કરવા બમણા-ચાર ગણા પ્રયત્ન આરંભી દીધા. હં જ્યારે સોવિયેટ યૂનિયનમાંથી પાછો વળતો હતો ત્યારે ત્યાં યુદ્ધ સમયે મૂડીવાદી દુનિયા સાથે થયેલા સહકારની વાતને તિરસ્કારપાત્ર મિત્રતા તરીકે જાહેર કરવામાં આવતી હતી અને એવો પ્રચાર કરવામાં આવતો હતો, કે યુરોપ અને પ્રશાંત સાગરના મોરચા પર મળેલી સફળતા સોવિયેટ સૈનાની તાકાતનું જ પરિણામ છે. ૧૯૪૬માં સોવિયેટ અખબારો જોતાં એમ જ લાગે છે, કે જાણે અમેરિકા, બ્રિટન અને ફ્રાંસ, આ યુદ્ધમાં સોવિયેટ યૂનિયનનાં નહિ પણ હિટલરનાં સાથીદાર ન હોય! વિશ્વને બે હયક દળોમાં વહેંચી નાખવાની સોવિયેટ ભાવનાના કારણે પોતાના દળમાં ખૂબ જ મજબૂત કડક સંગઠન અને નિયંત્રણ રાખવાનું સોવિયેટ યૂનિયનને ખૂબ જ જરૂરી લાગે છે.

સોવિયેટ યૂનિયન, તેના અનુગામી રાષ્ટ્રો અને વિશ્વના કમ્યુનિસ્ટ સંગઠનોને ક્રેમલિનના ખરીદાયેલા દાસ જેવા જોઈને, આ તમામ સંગઠનો પર આધારભૂત અસર કરનારી બે વાતો મને દેખાય છે. પહેલી વાત તો એ છે, કે સંગઠનને લગતી બધી ભાવનાઓ રશિયન છે. ઐતિહાસિક પૃથક્કરણ અથવા વિવેચનની ક્રિયામાં નિપુણ હોવાના કારણે માર્ક્સ અથવા એંજલ્સનું ધ્યાન, ક્રાંતિ કેવી રીતે કરવી એ પ્રશ્ન પૂરતું જ મર્યાદિત હતું. ક્રાંતિ સફળતાપૂર્વક થઈ ગયા પછી શું કરવું એ બાબત પર તેમણે બહુ જ ઓછું ધ્યાન આપ્યું. માર્ક્સે જે લાખો પાનાં લખ્યાં તેમાં એક વખત જ "કામદાર વર્ગની સરમુખત્યારી"નો ઉલ્લેખ મળે છે. રશિયન ક્રાંતિકારીઓએ આ વાક્ય પોતાના આદર્શાત્મક પ્રચાર માટે પસંદ કરી લીધું. આવી સ્થિતિમાં માર્ક્સવાદી કમ્યુનિઝમનો સંગઠન સંબંધી આધાર વિશુદ્ધ રશિયન છે. તેને પ્રાચીન ઝારકાલીન રશિયાની નિરંકુશ શક્તિ તથા સંપૂર્ણ નિયંત્રણની પરંપરાઓના આધાર પર લેનિન અને સ્ટેલિને વિકસાવ્યો. આવી સ્થિતિમાં રશિયન નિરંકુશતાની ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ દ્વારા રચાયેલી શાસન-પદ્ધતિ પાસે એવી આશા રાખવી, કે તે પશ્ચિમના દેશોની આશાઓ અને

મહત્ત્વાકાંક્ષાઓ સમજી શકશે એ એક મોટી ભૂલ છે પશ્ચિમના દેશોની શાંતનભાવના સ્પષ્ટ રીતે ખૂબ જ પ્રગતિશીલ અને ઉદાર પરંપરાઓમાંથી ઉત્પન્ન થયેલી છે, અને તેણે પશ્ચિમની સંસ્કૃતિને હમેશા ઉન્નત બનાવી છે એટલે સોવિયેટ ઉદ્દેશો અને ઈરાદાઓ પર વિચાર કરતી વખતે આ વાત યાદ રાખવાની છે, કે આજનું કમ્યુનિઝમ વ્યવહાર સ્વરૂપમાં "બૃહદ્ રશિયાવાદ" જ છે

બીજી વાત એ છે, કે બોલ્શેવિક દળનું નીતિ સંબંધી નિયંત્રણ સંપૂર્ણ છે સરકાર જુદા જુદા આર્થિક પ્રબંધ સાથે સંકળાયેલી સંસ્થાઓ તથા અસંખ્ય સામાજિક સંગઠ્નો આ સૌ કેવળ કાર્ય કરનાર અથવા તો સેવાદળ રૂપે છે વાસ્તવિક નીતિ રચવામાં તેમનો ખાસ હાથ નથી જ્યાં સુધી રશિયાને લાગે વળગે છે ત્યાં સુધી, તે પોતાના ઈતિહાસમાં હમેશાં પછાત, અવિકસિત અને નિર્ધન દેશ રહ્યો છે પોતાના પછાતપણાના કારણે તેને વારંવાર વિદેશી આક્રમણકારોના હાથે પીટાવું પડ્યું છે આ પશ્ચાદ્ ભૂમિની રાજકીય અસર સોવિયેટ યુનિયનના વર્તમાન શાસકોના વિચારો પર બહુ જ ઊંડી છે એટલે જર્મન આક્રમણથી દસ વર્ષ પહેલા આપણે સ્ટેલિનને એમ કહેતા જોઈએ છીએ, કે "આપણે મુખ્ય રાષ્ટ્રોથી પચાસ કે સો વર્ષ પાછળ છીએ. આ ખામી આપણે દસ વર્ષમા પૂરી કરવાની છે જો એમ નહિ કરી બતાવીએ તો આપણો નાશ થશે આ બાબતમાં સ્થિતિ એવી છે, કે રશિયન દરિદ્રતા આજે પણ એવી જ છે એટલે સોવિયેટ નીતિ સમજવા માટે એ વાત યાદ રાખવી જરૂરી છે, કે પશ્ચિમી દુનિયાના ધોરણ પોતાનું ધોરણ લાવવામા સોવિયેટ રૂશ સપૂર્ણ રીતે નિરાશ થઈ છે આ નિરાશાભરી લડતમાં, તેને આગળ વધારનારી જો કોઈ શક્તિ હોય તો તે યુદ્ધમાં પરાજિત થવાનો ભય જ છે એટલે સુરક્ષાના પ્રશ્ન સબંધી ઉપસિદ્ધાંતનુ જ મહત્ત્વ છે

ભૂતકાળમા કોઈ પણ કુદરતી રક્ષણસીમાના અભાવે રશિયા પોતાના પાસેથી વિરોધી લોકોનાં આક્રમણોનો ભોગ બનતુ રહ્યુ છે યુદ્ધમા રશિયાની સફળતા કે નિષ્ફળતા સાથે તેની સીમાઓ પણ બદલાતી રહી પરદેશી આક્રમણકારને થકવી નાખવા માટે એક પછી બીજા સ્થાનમા દુશ્મનો સામે

ટક્કર લેવાની નીતિ , ખૂબ જ સુગમ સિદ્ધ થવાના કારણે તેનું વલણ પોતાની સીમાઓ વ્યાપક બનાવવાની દિશામાં રહ્યું.' લૉર્ડ પામરસ્ટનના જણાવવા પ્રમાણે "રશિયન સરકારની હમેશાં એવી નીતિ રહી છે, કે પોતાનાં પાડોશી રાષ્ટ્રો, ભય અથવા ઉપેક્ષાના કારણે તેની સીમા જેટલી વધારવા દે તેટલી તરત જ વધ" દેવી. પરંતુ જો સખત અને ઉગ્ર સામનો થતો તો આ સરકાર અટકી જ અને આગળ વધવા માટે બીજી કોઈ અનુકૂળ મોકાની રાહ જોતી."

'આ સંરક્ષણના પ્રશ્ન સાથે કમ્યુનિસ્ટ દળના રક્ષણનો પ્રશ્ન પણ સંક' યેલો છે. સોવિયેટમાં કમ્યુનિસ્ટ દળના સભ્યોની કુલ સંખ્યા સમસ્ત વસતિ ૩ ટકા ભાગની છે. એટલે આ લઘુમતી જે લોકોના હાથમાંથી તેણે સ છીનવી લીધી છે તેના જેવા જ નિર્દય ઉપાયો અમલમાં મૂકે છે અ કારણથી બીજાના અધિકારો છીનવી લેનારા લોકોની જેમ હમેશાં પોતા અરક્ષિતતાની ભાવનાથી પીડાયા કરે છે. યુદ્ધમાં વિજય મેળવ્યા પછી, તે દઢતા ઘણી વધી ગઈ છે. અને જબરદસ્ત પોલીસપદ્ધતિની રચના પણ તે કરી લીધી છે;. છતાં પોતે સંપૂર્ણ રીતે સુરક્ષિત છે એમ તેને લાગતું નથ તેનું જીવન સત્તાસ્થાને ટકી રહેવા પર જ આધાર રાખે છે.

પરંતુ રક્ષણને લગતા નડતરનું મુખ્ય કારણ વિદેશી વિગ્રહ અથવ અંતરવિગ્રહના ભય સાથે સીધી અથવા આડકતરી રીતે સંકળાયેલું છે સૌથી પહેલાં એવો ભય હતો, કે પોતાનું બળ સંપૂર્ણ રીતે તૈયાર થયા પહેલ જ, જો કોઈ યુદ્ધમાં ફસાઈ ગયા તો પરાજય મળશે. બચાવના કંઈ ઠેકાણ નથી અને રશિયા પરનું આક્રમણ સુગમ છે,' કમ્યુનિસ્ટ દળ આ બન્ને વાતે જાણતું હતું. બીજો ભય એ હતો જો આપણી નિર્બળતાઓ અને આપણ ઉદ્દેશો સંબંધમાં બહારની દુનિયાને માહિતી મળી જશે તો વિના વિલંબે સોવિયેટ પદ્ધતિને કચડી નાખવામાં આવશે. ત્રીજો ભય એ હતો, કે મૂડીવાદી દુનિયા સોવિયેટ યૂનિયન પ્રત્યે વિરોધનો ભાવ રાખે છે. કમ્યુનિઝમ અને મૂડીવાદ સાથોસાથ ન રહી શકે અને છેવટે તો બેમાંથી એકનો અંત આવશે જ એવો લેનિનનો સિદ્ધાંત આજે પણ સોવિયેટ રાજકીય સિદ્ધાંતનું એક મુખ્ય અંગ છે

. મૂડીવાદી વિરોધભાવનો આધાર અમુક અંશે ભૂતકાળના અનુભવે

... [illegible] યાદ છે. ત્યાર બાદ બ્રેસ્ટ-લીટોવસ્ક કરાર, મિત્ર રાજ્યોની દરમિયાનગીરી, પશ્ચિમી યુક્રેન પર સત્તા સ્થાપવાના પોલેન્ડના પ્રયાસ અને દૂર પૂર્વની સોવિયેટ સીમાઓ પર જાપાનનું આક્રમણ વગેરે વાતો તેઓ ભૂલી શકતા નથી. મેઈન કામ્ફ"નું એ વાકય પણ તેમને યાદ છે, જેમાં રશિયાના એક મોટા ભાગને જર્મન સંસ્થાન બનાવી દેવાની વાત જાહેર કરવામાં આવી હતી. મ્યુનિક પરિષદ કે જેમાં પશ્ચિમી પ્રજાતંત્રોએ જર્મન આક્રમણને પૂર્વમાં રશિયા તરફ ફેરવવાના પ્રયાસ કર્યા હતા તેને પણ તેઓ ભૂલ્યા નથી. આ કડવા અનુભવોથી મૂડીવાદ અને કમ્યુનિઝમ વચ્ચે અથડામણ થવાની અનિવાર્યતાને તેમના મનથી સમર્થન મળે છે. આ ધારણા પર જ મોટે ભાગે સોવિયેટ યુનિયનની વિદેશનીતિ રચાઈ છે. એટલે રશિયા અને પરદેશોના સંબંધો વિષે અભ્યાસ કરતાં પહેલાં એ સમજવું જરૂરી છે.

"લેનિનવાદની સમસ્યાઓ" નામની પુસ્તિકામાં સ્ટેલિને વારંવાર એ વાત પર ભાર મૂક્યો છે, કે જ્યાં સુધી સોવિયેટ સમાજવાદ ચારે તરફ મૂડીવાદી વાતાવરણથી ઘેરાયેલો છે અને રશિયા પોતાની ચારે તરફના દેશોમાં, સમાજવાદની સ્થાપના કરી ન લે ત્યાં સુધી સોવિયેટ સમાજવાદના રક્ષણની બાંહેધરી ગણી શકાય નહિ. આ રીતે રક્ષણ અને વિસ્તાર નીતિ બંનેને એક એવા સૂત્રમાં જોડી દેવામાં આવ્યાં છે, કે તેમને અલગ પાડી શકાય નહિ. સાથોસાથ સ્ટેલિનનું કહેવું એમ પણ છે, કે કોઈ પણ સામાજિક સંસ્થા શાંતિથી બીજી સામાજિક સંસ્થાને પોતાનું સ્થાન લેવા દેતી નથી એમ ઈતિહાસ બતાવે છે. પરિણામે સોવિયેટ નેતાઓ એવી આશા રાખે છે, કે સોવિયેટ સમાજવાદનો વિસ્તાર થતાં મૂડીવાદી લશ્કરી બળ સાથે તેને અથડામણ થશે. દેખીતી રીતે જ આ સિદ્ધાંત અનુસાર સોવિયેટ યુનિયનને પોતાની લશ્કરી શક્તિ વિસ્તારવાનું જરૂરી છે, કે જેથી તે સંઘર્ષ માટે તૈયાર રહે અને સંઘર્ષ થતાં પહેલાંના શાંતિસમયમાં પોતાની શકિત અને સ્થિતિ મજબૂત બનાવવામાં કંઈ બાકી ન રાખે. આ સમય દરમિયાન બીજા દેશો સાથે સોવિયેટનો સંબંધ અવશ્ય રહેશે, પરંતુ સંઘર્ષની અનિવાર્યતાના સિદ્ધાંતના કારણે

સાચા મૈત્રીભર્યા સંબંધોનો પ્રશ્ન જ રહેતો નથી.

રશિયા તરફથી એમ કહેવાય છે, કે સંઘર્ષ ભલે ગમે તેટલો લાંબો ચાલે, પણ છેવટે વિજય તો સોવિયેટ સમાજવાદનો જ થશે. પ્રાચીન અને જરી-પુરાણી સામાજિક સંસ્થાઓનો ધીરે ધીરે નાશ થશે અને નવાં બળો તેના બદલે અગ્રસ્થાન મેળવશે. આ સિદ્ધાંતનું એ પરિણામ છે, કે ગમે તેટલી ચડતી–પડતી ભલે થાય, પરંતુ કમ્યુનિઝમમાં વિશ્વાસ રાખનારાઓનો એ વિશ્વાસ ટકી રહે છે અને આ બધી ચડતી–પડતીને તેઓ અસ્થાયી સમજે છે. સંઘર્ષણ થાય તો દુનિયાભરના કામદાર વર્ગને તથા સંસ્થાનો અને ગુલામ દેશોના પીડિતોને પોતાનો સ્વાભાવિક મિત્ર જાહેર કરવાની ક્રેમલિનની ચાલ રહસ્યભરી છે. તેની સાથોસાથ નવાં બળો પ્રત્યેની મૈત્રીની ભાવના પણ એજ પ્રકારની છે એક બાજુ સોવિયેટ રક્ષણ દષ્ટિમાં રાખીને ચારે તરફના દેશોમાં કમ્યુનિઝમની સ્થાપના થઈ રહી છે અને બીજી બાજુએ લાંબા સમયના ઉદ્દેશો પાર પાડવા માટે મૂડીવાદને છિન્નભિન્ન કરીને તેના વિનાશની તૈયારીઓ ચાલી રહી છે.

૧૯૩૯ પછી સોવિયેટ યૂનિયનની સીમાઓ પર આવેલા જે જે દેશોમાં કમ્યુનિઝમની સ્થાપના થઈ ચૂકી છે તેની સંખ્યા જો લક્ષમાં લઈએ તો સ્પષ્ટ રીતે જણાય છે કે. કમ્યુનિસ્ટ સિદ્ધાંત ખાલી મૌખિક નથી. "મેઈન કામ્ફ" જેટલું જ સ્ટેલિનના લેખોનું મહત્ત્વ છે. આ દૃષ્ટિકોણથી જોતાં સોવિયેટ વિસ્તાર અને બૃહદ્ રશિયાના વિસ્તારની પુરાણી યોજના વચ્ચે જો કાંઈ અંતર હોય તો તે માત્ર એટલું જ છે, કે સોવિયેટ યૂનિયનની નીતિઓ કમ્યુનિસ્ટ દળના સમજદાર, નિયંત્રિત અને તનમન અર્પણ કરનારા નેતાઓ-દ્વાર સંચાલિત થાય છે અને અમલમાં મૂકાય છે. ઝારકાલીન શાસનની દૂષિત અને ભ્રષ્ટ પદ્ધતિમાં આ પ્રકારની સમર્થતા અને યોગ્યતાનો સર્વથા અભાવ હતો.

આ રીતે સોવિયેટ નીતિ એ, બૃહદ્ રશિયન સામ્રાજ્યવાદ અને કમ્યુ-નિસ્ટ સિદ્ધાંતોના પરસ્પર લગ્નથી ઉત્પન્ન થયેલું સંતાન છે. કમ્યુનિસ્ટ દૃષ્ટિ અનુસાર બીજું મહાયુદ્ધ લેનિને જાહેર કરેલી મૂડીવાદી દેશો સાથેની અથડા-મણોમાંની પહેલી અથડામણ છે. તેના કારણે સોવિયેટ યૂનિયનને ચાર વર્ષ

સુધી પોતાની હસ્તી માટે ભયંકર સંઘર્ષ કરવો પડ્યો અને છેવટે તેમાં વિજય મેળવીને યુદ્ધ પછીની બે મહાન શક્તિઓમાંની એક શક્તિ બની. યુદ્ધ પછીની સોવિયેટ નીતિ આ રીતે પોતાના જાતીય અને રાજકીય વારસાની બે વાતો પર રચાયેલી છે.

સોવિયેટ યૂનિયન અને પશ્ચિમના પ્રજાતંત્રો વચ્ચે અંતર ઊભું કરનારો એક વાસ્તવિક મૂળ પ્રશ્ન એ છે, કે બન્ને જો કે એક વિશ્વની સ્થાપના ઈચ્છે છે; તો પણ બન્નેનાં પોતપોતાનાં વિશ્વ જુદાં જુદાં છે. સોવિયેટ યૂનિયન સ્ટેલિન ઢબના પ્રતિસ્પર્ધી વિનાના નિરંકુશ વિશ્વની સ્થાપના કરવા માગે છે. જ્યારે અમેરિકા પશ્ચિમી પ્રજાતંત્રોની ઢબે રચાયેલા એવા વિશ્વની સ્થાપના કરવા ઈચ્છે છે, કે જેમાં વ્યક્તિગત રીતે કેટલાક અફર મૂળ અધિકારો બધાને મળે. સોવિયેટ નેતાઓ જે ચાલો ચાલે છે અને આ વાત છુપાવવાના પ્રયાસ કરે છે તે છતાં પણ એ સાફ જણાઈ આવે છે. આપણે ભ્રમમાં ફસાઈને "છેવટે બધું કોઈને કોઈ રીતે બરાબર થઈ રહેશે," એમ માનવાની ભૂલ રખે કરીએ. યૂનિયનની બહારના લોકો લેનિનના ચોક્કસ શબ્દો કાં તો ભૂલી ગયા છે અથવા તેમણે એ શબ્દો કયારે ય સાંભળ્યા જ નથી. આ શબ્દો એવા હતા, કે "આપણે દરેક પ્રકારની ચાલાકી, દગાબાજી, ધૂર્તતા, છળ-કપટ, ગુપ્ત નીતિ, ભ્રષ્ટ સાધનો અને સત્ય પર પડદો ઢાંકવાની નીતિ અખત્યાર કરવી પડશે. જ્યાં સુધી મૂડીવાદ અને સમાજવાદ સાથોસાથ હસ્તી ધરાવે છે, ત્યાં સુધી આપણે શાંતિથી રહી શકીશું નહિ. છેવટે બેમાંથી એકનો વિજય થશે. જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી આપણે ચાલબાજી અને કપટથી કામ લેવાનું છે.'

આંતરરાષ્ટ્રીય અને ઘરઆંગણાના ક્ષેત્રમાં સોવિયેટ ચાલબાજીનો ૨૯ વર્ષનો ઇતિહાસ આ વાતનું સરસ પ્રમાણ છે. ૧૯૨૨માં જર્મની સાથે કરવામાં આવેલા કરાર ૧૯૨૧ની લેનિનની નવી આર્થિક નીતિ ૧૯૩૦માં હિટલરની વિરુદ્ધ લોકપ્રિય મોરચાની નીતિ, ૧૯૩૯ના સોવિયેટ–જર્મન કરાર અને ૧૯૪૧ના સોવિયેટ–જાપાન અનાક્રમણ કરાર વગેરે બધી ચાલબાજી છે.

આવી સ્થિતિમાં જેઓ સમજવા ઈચ્છે તેમને માટે સોવિયેટ નેતાઓની

નીતિ સમાજવાનું કાર્ય મુશ્કેલ નથી.' આ ચાલો અને છળકપટ જો કે, એક નમૂનાના નથી, પરંતુ સોવિયેટની મૂળ નીતિ એકસરખી અને સ્થિર છે આ મૂળનીતિ મૂડીવાદ અને સોવિયેટ પદ્ધતિ વચ્ચેના વિરોધના દૃઢ વિશ્વાસ પર રચાયેલી છે. પરિણામે પહેલાં "મૂડીવાદી ઘેરા"નો અવાજ ઉઠાવવામાં આવ્યો હતો. હવે સોવિયેટ- દૈન્ય માટે આવી વાત કહેવાનું શોભાસ્પદ નથી લાગતું, એટલે "બે વિશ્વ કેન્દ્રો"ના વિકાસની સ્ટેલિનવાદી ધારણાએ તેનું સ્થાન લઈ લીધું છે બીજા શબ્દોમાં કહીએ તો, દુનિયા બે ભાગમાં વહેંચાઈ જવાના ૧૯૨૭ના સ્ટેલિનના ચિત્રે હવે મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું છે. બે વિરોધી કેન્દ્રોની સ્થાપનાની વાત પ્રત્યે હવે કોઈ પણ સંજોગોમાં આંખો બંધ કરી શકાશે નહિ. એ પણ હકીકત છે, કે સોવિયેટ નેતાઓએ ઈરાદાપૂર્વક આ કાર્ય અપનાવ્યું છે તેમનું શિક્ષણ, પશ્ચાદ્‌ભૂમિ અને માન્યતાઓ જોતાં બીજો કોઈ પણ માર્ગ લેવાનું તેમના માટે મુશ્કેલ હતું.

આવી સ્થિતિમાં પ્રશ્ન એ છે, કે સોવિયેટ નેતાઓએ જ્યારે ઈરાદાપૂર્વક અથડામણનો ફેંસલો કર્યો છે ત્યારે તેનો શું એવો અર્થ સમજવો છે, કે નજદીકના ભવિષ્યમાં મુખ્યત્વે સોવિયેટ લશ્કરી બળોનો ઉપયોગ કરીને તેઓ વિશ્વ કમ્યુનિઝમ સ્થાપવાનો પ્રયાસ કરશે? આ પ્રશ્નનો ઉત્તર મૉસ્કો ખાતેના મારા ઘણા સાથીદાર એલચીઓએ "હા" માં આપ્યો છે આ દૃષ્ટિકોણના સમર્થનમાં ઘણી વાતો રજૂ કરવાનું શક્ય છે.

યુદ્ધ પૂરું થયા પછી યુદ્ધશક્તિ વધારવા માટે સોવિયેટના ઔદ્યોગિક પ્રયત્નોની વાત સારી પેઠે જાણીતી છે ૧૯૪૮ના સપ્ટેમ્બરની ૧૭મી તારીખે અમેરિકાની "વિદેશી સંબંધો તથા લશ્કરી સમિતિ" તરફથી એક માહિતી બહાર પાડવામાં આવી હતી, જેમાં જણાવવામાં આવ્યું હતું, કે રશિયામાં હજુ પણ ૫૦ લાખની ફોજ મોજૂદ છે અને પોતાનું લશ્કરી બળ તે સતત વધાર્યા કરે છે ૧૯૪૯ના બજેટમાં રશિયાના લશ્કરી ખર્ચમાં ૧૯૪૮ના લશ્કરી ખર્ચ કરતાં ૧૬ ટકાનો વધારો કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત જે રકમ લશ્કરી ખર્ચ માટે ગુપ્ત રીતે રાખવામાં આવી હોય તેનું અનુમાન કરવાનું અસંભવિત છે પરંતુ અનામત દળની સંખ્યા નિયમિત સેનાથી

બમણી તો જરૂર માની શકાય.

મોસ્કોમાં મેં જે સોવિયેટ સેના જોઈ તેની સંખ્યા દોઢ લાખની હતી. આ સેના સોવિયેટ સેનાની જાહેરાતના મહત્વ માટે છે એમાં શંકા નથી. આમ છતાં એ પરથી સારી રીતે જાણી શકાય છે કે નીચલી કોટિની સેના પણ પૂરતા પ્રમાણમાં સારી હશે. મોસ્કો સેનાનો પોશાક, સામાન અને તેની પ્રત્યેક હિલચાલમાં જે વિશિષ્ટતા અને સ્ફૂર્તિ છે તેનો મુકાબલો દુનિયાની બીજી કોઈ પણ સેના મુશ્કેલીથી જ કરી શકે. અમેરિકા લશ્કરી નિમંત્રણના બાહ્ય ચિહ્નોને ત્યાજ્ય સમજીને રદ કરતું જાય છે જ્યારે સોવિયેટ યૂનિયન તેમાં વધારે માનવા લાગ્યું છે. જો કે શરૂઆતમાં તો સલામી, પદચિહ્નો, સોનેરી લેસો વગેરેને 'બુર્ઝવા" ચિહ્ન જાહેર કરીને સોવિયેટે ત્યાગ કર્યો હતો.

જર્મનો સોવિયેટ ટેંકોને દુનિયાની સમસ્ત ટેંકોમાં ઉત્તમ જાહેર કરી ચૂક્યા છે. ખુદ અમેરિકન તોપચીઓએ રશિયન તોપો અને ગોળા વરસાવવાની તેની કળાની ઉત્તમતાની પ્રશંસા કરી છે. યુદ્ધ દરમિયાન ફ્રેંચ વિમાની અમલદારોએ નાનાં લડાયક વિમાનોમાં રશિયન "યાક" વિમાનોને સર્વોત્તમ જાહેર કર્યાં છે. વિમાની માર્ગો દ્વારા સેના લઈ જવામાં તથા લશ્કરી રેકર્ડો તૈયાર કરવામાં રશિયાએ દુનિયાની આગેવાની લીધી છે. સ્ટેલિન અને બીજી વ્યક્તિઓના વક્તવ્યથી સ્પષ્ટ થયું છે, કે રશિયામાં શસ્ત્રોનું ઉત્પાદન અને તેના વિકાસને અગ્ર સ્થાન અપાઈ રહ્યું છે.

નૌકાદળની બાબતમાં સોવિયેટ અમેરિકાની સરખામણમાં આવી શકે તેમ નથી. સોવિયેટ નૌકાદળમાં પાંચ લાખથી પણ ઓછા માણસો છે અને એ પણ બિનઅનુભવી તથા અશિક્ષિત છે. રશિયાને પહેલેથી જ નૌકા મથકોનો અભાવ નડી રહ્યો છે. રશિયાનો દરિયાઈ કાફલો પુરાણો નબળો અને અસંકલિત છે. યુદ્ધવળતર અને લૂંટ તરીકે રશિયાને કેટલાંક નવાં જહાજો બેશક મળ્યાં છે, પરંતુ એથી તેનું નૌકાબળ ખાસ વધ્યું નથી. હવે જર્મન ઢબની સબમરીનો અને ટોરપીડો જહાજોના બાંધકામ પર રશિયામાં ભાર મુકાઈ રહ્યો છે. ફિનલેન્ડ સાથે કરાર કરીને તેણે કેટલાંક નૌકામથકો મેળવ્યાં છે અને ભૂતપૂર્વ જર્મન પ્રદેશનાં કેટલાંક નૌકામથકો તેની પાસે છે.

એ ઉપરાંત મોટા પાયા પર જહાજોના બાંધકામ માટેના કુદરતી સાધનોની પણ રશિયામાં તંગી નથી એટલે રશિયાનો ઇચ્છા હોય તો, પોતાના ઉદ્યોગોના વિકાસ બાદ તે બળવાન નૌકાદળ અને વેપારી કાફલો બન્ને તૈયાર કરી શકે છે સોવિયેટ યુનિયનની આંતરરાષ્ટ્રિય અગ્રગણ્ય સ્થિતિ જોતા સોવિયેટ દરિયાઈ કાફલાની રચનાની દિશામા સંપૂર્ણ પ્રયત્નો કરવાની આવશ્યકતા પર હવે ભાર મુકાઈ રહ્યો છે

વિમાનોની ડિઝાઈનોના સાહસભર્યા બાંધકામમા રશિયનોએ હમેશાં કાબેલિયત બતાવી છે ખુદ અમેરિકામાં રશિયન માતપિતાના ગર્ભથી જન્મેલા વિમાન એન્જિનીયરોની ખોટ નથી છેલ્લા કેટલાક વખતથી રશિયામાં જેટ વિમાનોના બાંધકામ પર ભાર મુકાઈ રહ્યો છે મૉસ્કોમાં થતી પરેડમાં દરેક પ્રકારનાં આવાં વિમાનોનું પ્રદર્શન કરવામાં આવે છે ગયા વર્ષે જે પરેડ થઈ તેમા બે–ત્રણ પ્રકારનાં જેટ વિમાનો મોટી સંખ્યામા હતાં આગલી પરેડો સાથે આ પરેડની તુલના કરતાં એમ લાગે છે કે મૂળ નમૂનાઓમાંથી કેંગ્લાકની પસંદગી કરીને મોટા પાયા પર તેનું ઉત્પાદન થઈ રહ્યુ છે સોવિયેટ વિમાનીઓનાં સાહસ અને હોંશિયારીની બાબતમાં તો કોઈ જાતની શંકાને સ્થાન જ નથી આમ છતાં આ વિમાનીઓને લાંબા ઉડ્ડયન કરનારાં વિમાનોનો અનુભવ પ્રમાણમાં ઓછો છે આ ઉપરાંત લશ્કરી મહત્ત્વ ધરાવતાં સ્થાનો પર તેનો કેવી રીતે ઉપયોગ કરવો તેનું જ્ઞાન પણ તેમને નથી

રશિયા પાસે ખૂબ જ મજબૂત નાગરિક વિમાની કાફલો પણ છે વ્યવહારનાં સાધનોની કમી હોવાથી આ કાફલાનું મહત્ત્વ સ્પષ્ટ જ છે અમેરિકન એલચીખાતાને સોવિયેટ ભૂમિમા પોતાનુ વિમાન રાખવાની છૂટ ન હોવાથી હું ઘણી વખત સોવિયેટ વિમાનોમાં સફર કરી ચૂક્યો છુ આ સંબંધમાં મારો અનુભવ એવો છે, કે મોટા ભાગના સોવિયેટ વિમાનીઓ ' સંબંધ સ્થાપના" પદ્ધતિ પર ઉડ્ડયન કરે છે તેઓ જો જમીન ન દેખાય તો તે ગુમ થઈ જવાની શક્યતા રહે છે જમીન નજરે પડ્યા વિના જ આ વિમાનોને નીચે ઉતારવાના સાધનો તેમની પાસે ખાસ છે અને ઉતરવા ઇચ્છતાં વિમાનો પર જમીન દ્વારા નિયંત્રણનાં સાધનો પણ તેમની પાસે બહુ

જ ઓછા પ્રમાણમા છે યુદ્ધ સમયનો અનુભવ પણ એવો જ છે આવી સ્થિતિમા જેને આપણે વિમાનીબળ કહી શકીએ એ તો રશિયા પાસે નથી, પરતુ આ બળનું નિમાણ કરી શકે એટલ સાધનો અવશ્ય તેની પાસે છે એ માટેના આવશ્યક માનસિક બળની પણ તેની પાસે ખોટ નથી

સમસ્ત ક્ષેત્રોનું સમગ્ર બળ એકઠુ કરીએ તો સોવિયેટ રશિયા પાસે દેખીતી રીતે જ એટલું લશ્કરી બળ છે, કે કોઈ બીજી યુરોપિયન કે એશિયાઈ શક્તિ તેની બરાબરી કરી શકે તેમ નથી. ઈતિહાસમા પહેલી જ વાર એવી સ્થિતિ ઊભી થઈ છે, કે જ્યારે રશિયાના યુરોપીય અને એશિયાઈ બન્ને ભાગોની આસપાસ ક્યાઈ પણ કોઈ બળવાન રાષ્ટ્ર નથી ક્રૈમલિન પોતાના આ બળમા સતત વધારો કરી રહ્યુ છે મૂડીવાદ પ્રત્યેની તેની વિરોધભાવના અને પશ્ચિમ પ્રત્યેનો અવિશ્વાસ પણ વધતો રહ્યો છે ભીષણ પ્રચાર આ રીતે નિરાશાને વધારનારો છે અમેરિકા સોવિયેટ યૂનિયન કરતા વધુ બળવાન અને શક્તિશાળી છે એ વાતમા કઈ શંકા નથી છતા સ્ટેલિન જો જીવત રહેશે અને પોતાના ઉદ્દેશોને નિરતર આગળ ધપાવતા રહેશે, તો સોવિયેટ યૂનિયન વધુ ઝડપથી પ્રગતિ કરીને પાચ દસ વર્ષમા વધુ આગેકૂચ કરશે. આમ છતા પ્રગતિની આ સ્પર્ધામા તે અમેરિકાને પકડી પાડે એ વિષે મને શકા છે

સોવિયેટ સરકારે સમયસર પગલા લઈને યુરોપ અને એશિયાના વિસ્તૃત પ્રદેશો પર કબજો જમાવી દીધો છે આમાથી કેટલાક ભાગો એવા છે, કે જેના પર કદી પણ સોવિયેટ અધિકાર હતો જ નહિ યુદ્ધ પછી પોલેન્ડ, ઝેકોસ્લોવેકિયા, હંગેરી, રૂમાનિયા, બલ્ગેરિયા, આલ્બેનિયા, ચીનનો એક મોટો ભાગ, ઉત્તર કોરિયા અને યુગોસ્લાવિયા પર રશિયાએ કબજો કર્યો છે પરતુ યુગોસ્લાવિયાના માર્શલ ટીટોનો બળવો બતાવે છે, કે હજુ સુધી સોવિયેટ અધિકાર મજબૂત બની શક્યો નથી. ખુદ પોલિટબ્યુરો, ભૂતકાળના ઈતિહાસ અને પૂર્વ તથા મધ્ય યુરોપના સોવિયેટ શાસનતત્રની નિર્બળતાઓથી વાકેફ છે ભૂતકાળમા હજમ કરવાની શક્તિથી વધુ ગળી જવાના ભયકર પરિણામો આવેલા છે સોવિયેટ શાસન સત્તાની અગવડો પણ એવી જ રીતે સ્પષ્ટ છે

યુરોપની જનતા પૂતળા સરકારોથી પરિચિત છે જર્મનીના અનુભવ

પછી આ બાબતમાં તેને ભ્રમિત કરી શકાય તેમ નથી. કિવસલિંગો અને જ્યચંદોની શોધમાં તેણે પાંચ વર્ષ વ્યર્થ ગુમાવ્યાં નથી. વિદેશી રાજ્યની સેવામાં જોડાયેલી કોઈ પણ વ્યક્તિ તેને દગો દઈ શકે તેમ નથી.

બીજી બાજુએ રશિયન વિજયના પરિણામે સોવિયેટ સેનામાં જે ગર્વ અને ધૃષ્ટતાનો પવન લાવ્યો છે તે પણ આ અનેક અગવડોમાંની એક છે. મધ્ય યુરોપનાં પાટનગરોમાં શાસન કરનારા ઘણા જનરલો અને રાજકીય અધિકારીઓએ સોવિયેટ સામ્રાજ્યવાદનું નગ્ન સ્વરૂપ જનતા સમક્ષ ઉપસ્થિત કર્યું છે. એથી તેઓ વિદેશી જનતાના હૃદયમાં વિશ્વાસ અને સહાનુભૂતિ ઉત્પન્ન કરી શકે તેમ નથી

ત્રીજી વાત એ છે, કે આ જુદા જુદા લોકોને એક રાજકીય એકતાના રૂપમાં બાંધનારી કોઈ મહાન કલ્પના, કે વિચાર પણ સોવિયેટ પાસે નથી. કેવળ માત્ર માર્કસવાદ આ બાબતમાં એક પુરાણી વસ્તુ બની ચૂકી છે. ક્રેમલિનના દાવા અનુસાર જો આજે પણ તેનામાં શક્તિ હોય તો પૂર્વ યુરોપમાં એક રાજકીય કાર્યક્રમ તરીકે તેને પ્રત્યક્ષ અમલી રૂપ આપીને શા માટે આ વાતની કસોટી કરવાનું સાહસ કરવામાં આવતું નથી ? આજે સ્થિતિ એવી છે, કે રશિયાની કોઈ પણ અપીલ અસરકારક નીવડતી નથી.

એથી ઊલટું, સોવિયેટ ગણતરી અનુસાર, અમેરિકા વગેરેની મૂડીવાદી પદ્ધતિ ઝડપથી વિનાશક આર્થિક સંકટ તરફ આગળ વધી રહી છે, જેના પરિણામે મોટા પાયા પર બેકારી વધશે. જીવનનિર્વાહનું ધોરણ નીચું બની જશે અને મૂડીવાદી દેશોમાં દુનિયાનાં બજારોના પ્રશ્ન પર ઝઘડા ઉપસ્થિત થશે. માર્શલ યોજનાથી આ કલ્પનાને જો કે ભયંકર આઘાત પહોંચ્યો છે, તો પણ સોવિયેટ યૂનિયનને એવી મક્કમ આશા છે, કે કોઈને કોઈ દિવસે એવી ક્રાંતિકારી સ્થિતિ જરૂર ઊભી થશે, જેમાં કામદાર વર્ગ સત્તા પર કબજો કરીને વિશ્વક્રાંતિને ખૂબ જ આગળ વધારી દેશે. આ વસ્તુ એટલી આકર્ષક છે, કે સોવિયેટ યૂનિયન એ માટે ઠીક ઠીક સમય સુધી રાહ જોયા કરશે.

આવી સ્થિતિમાં સામાન્ય દૃષ્ટિકોણ કેવો બનાવી શકાય?

સોવિયેટ યૂનિયન પાસે યુદ્ધ માટે આવશ્યક તમામ કાચો માલ અને

યુદ્ધના સંચાલન માટે જરૂરી ઉદ્યોગો મોજૂદ છે. યુરોપ અને એશિયાના કોઈ પણ દેશ કરતાં તેની પાસે તે ઘણા વધારે પ્રમાણમાં છે. વધી રહેલી નવયુવક સંખ્યાને પણ તે શરીરે મજબૂત, દેશભકિતની ભાવનાથી યુક્ત અને યુદ્ધ માટે તૈયાર કરી રહ્યું છે. સોવિયેટ યૂનિયન બહારની દુનિયાના વિરોધની કલ્પના કરે છે અને પોતાના યુદ્ધપ્રયત્નો આગળ ધપાવે છે તેના સિદ્ધાંતો બહારની દુનિયામાં અધિકાર વિના પણ પ્રવેશ કરે એ વાતનું તે સમર્થન કરે છે. પોતાના નિરંકુશ શાસનની કૃપાથી તેનું આંતરિક નિયંત્રણ પણ મજબૂત છે અને રાજકીય કૂટનીતિમાં પણ સ્થિરતા છે. એ ઉપરાંત પોતાના ગ્રહો બળવાન બનતા જવાનો અને મૂડીવાદી દુનિયાના ગ્રહો નબળા પડતા જવાનો પણ તેને વિશ્વાસ છે. ૧૯૪૭ના સપ્ટેમ્બરમાં જેન્ડોફે જે સ્થિતિનું સિંહાવલોકની કર્યું છે, તે અનુસાર "દુનિયા બે પક્ષોમાં વહેંચાઈ ગયા પછી આ કેમ્પોની સામસામી શકિત સર્વથા બદલાઈ ગઈ. સામ્રાજ્યવાદી કેમ્પની છ મોટા શકિતઓમાંથી યુદ્ધના પરિણામે જર્મની, જાપાન અને ઈટલી એ ત્રણ શકિતઓ નષ્ટ થઈ ગઈ બાકીના ત્રણમાંથી ફ્રાંસ મોટી શકિત તરીકે બાકી રહ્યું નહિ. અને બ્રિટન પણ નબળું પડી ગયું છે. આવી સ્થિતિમાં એક માત્ર અમેરિકાની શકિત હજુ પણ ટકી રહી છે અને તે પહેલાં કરતાં પણ હવે વધી છે. બીજી બાજુ સામ્રાજ્યવાદવિરોધી દળ વધુ શકિતના વિસ્તારનો ઉપભોગ કરી રહ્યું છે. "નવાં પ્રજાતંત્રો" આ દળમાં જોડાયેલાં છે. સ્થાનિક કમ્યુનિસ્ટ દળોની શકિત ઘણી વધી ગઈ છે તથા સોવિયેટ યૂનિયનને આ પીડિત લોકોના દળને પોતાના ઝંડા નીચે એકઠા કરવા માટે અને તેમનામાં આશા પ્રેરવા માટે પ્રતિષ્ઠા મળી છે."

આ સ્થિતિ જોઈને અખિલ યુનિયન કમ્યુનિસ્ટ દળ જે ઉપાયો અજમાવી રહ્યું છે, તે નીચેના શબ્દોમાં માલેનકોવે કોમિનફોર્મની સ્થાપના કરતાં જાહેર કર્યું છે: "આ સ્થિતિમાં સામ્રાજ્યવાદ નષ્ટ કરવાની દિશામાં સોવિયેટની નીતિનું સંચાલન થઈ રહ્યું છે. તે શાંતિના શત્રુઓનું નગ્ન સ્વરૂપ ઉઘાડું પાડવામાં પ્રવૃત્ત રહેશે અને પ્રજાતંત્રાત્મક દળો તરફથી તેને ઉપેક્ષાથી જોવાના અથવા તેનું મહત્ત્વ ઓછું કરવાના અને તેની વિરુદ્ધ ષડ્યંત્રો રચવાના કે તેના

વિરોધમાં જણે કે દળોની રચના કરવાના જે પ્રયાસો થશે તેનો સામનો ^કરો સોવિયેટ કૂટનીતિજ્ઞતાને આ કાર્યમાં સોવિયેટ યુનિયન તથા પરદેશી ગામદારવર્ગ અને પ્રગતિશીલ સંસ્થાઓ વચ્ચે સ્થપાયેલા સાંસ્કૃતિક, આદર્શાત્મક અને રાજકીય સૂત્રોમાંથી સહાય મળશે આ સૂત્રો યુદ્ધકાળમાં અથવા યુદ્ધના પરિણામ રૂપે શરૂ કરવામાં આવ્યાં છે "

આ કથનનો સ્પષ્ટ અર્થ એ છે, કે જેમાં કમ્યુનિસ્ટ પ્રવેશ થયો હોય એવી દરેક સંસ્થાઓ, જેમ કે ટ્રેડ યૂનિયનો, યુવક અને મહિલા આદિલનો અને વિદેશોમાં સ્થપાયેલી વિવિધ સોવિયેટ મિત્ર સમિતિઓનો પોતાના સ્વાર્થ માટે ઉપયોગ કરશે ઝેકોસ્લોવેકિયામાં કમ્યુનિસ્ટ અધિકાર નીચેના ટ્રેડ યૂનિ નોએ જે સફળ ભૂમિકા અપનાવી, તે આ ઉપાયની સફળતાનો પુરાવો છે આવી સ્થિતિમાં પોલિટબ્યુરો પોતાની આ નીતિને સાચી માને છે રશિયા મૂડીવાદ પર આક્રમણકાર હોવાનો આરોપ મૂકે છે, છતાં ગમિનફૉર્મ જાહેરાત બનાવે છે, કે ખરી રીતે સોવિયેટ દળ પોતે જ આક્રમણાત્મક પગલાં ભરી રહ્યુ છે ૧૯૪૭માં ફ્રેંચ કમ્યુનિસ્ટ દળ દ્વારા યોજાયેલી હડતાળો આનુ નવું ઉદાહરણ છે આ હડતાળો સ્થાનિક કમ્યુનિસ્ટ દળના નિર્ણય વિરુદ્ધ મોસ્કોના આદેશ પરથી, માર્શલ યોજના દ્વારા મળતી સહાય વ્યર્થ બનાવવા માટે પાડવામાં આવી હતી ૧૯૪૭ના ડિસેમ્બરમાં રોમમાં પડેલી હડતાળો પણ આવા જ નિષ્ફળ પ્રયત્નો રૂપે હતી

જો કે સોવિયેટ યૂનિયનની દીર્ઘકાલીન નીતિ પહેલેથી જ મૂડીવાદના વિનાશના મૂળ સિદ્ધાંત પર રચાયેલી છે તથા કમ્યુનિઝમના વિસ્તાર માટે સોવિયેટ યુનિયનને આધાર બનાવીને મૂડીવાદને ઉખેડીને ફેંકી દેવાનુ કાર્ય સોવિયેટ સરકારે પોતાના શિર પર લીધુ છે છતાં—તે સોવિયેટ યૂનિયનને કોઈ પણ રીતે જોખમમાં મૂકવા તૈયાર નથી આજે મૂડીવાદી પદ્ધતિ નબળી પડી ગઈ છે અને કમ્યુનિઝમની વધતી જતી શક્તિના પ્રમાણમાં વધારે ભેક છે, તો પણ મને લાગે છે કે સોવિયેટ સરકાર જોખમથી બચવાના પુરાણા સિદ્ધાંતનો અમલ કરશે કમ્યુનિસ્ટલક્ષ્યની સિદ્ધિ માટે સોવિયેટ નેતાઓ "યુદ્ધ સિવાયનાં તમામ સાધનો" પૂરતા પોતાના પ્રયત્નો મર્યાદિત

રાખશે. યુદ્ધના પરિણામ વિષે તેમને સંપૂર્ણ ખાત્રી નહિ થાય અર્થાત્ અમેરિકા ં પોતાની શક્તિ ઘણી વધારે છે એવો અનુભવ જ્યાં સુધી તેમને નહિ થાય, ત્યા સુધી યુદ્ધના સાધનનો ઉપયોગ તેઓ કરશે નહિ. આમ છતા ઝેન્ડોફ, સ્ટેલિન, મોલોટોવ અને બીજા સોવિયેટ નેતાઓનાં ભાષણો, કે જેમાં "અમુક વખત સુધી" મૂડીવાદી અને સમાજવાદી પદ્ધતિઓ સાથોસાથ રહેવાની આશા વ્યકત કરતા, "પરસ્પર આભાર અને તેની પૂર્તિના આધાર પર પરસ્પર સહકારનો સભવ 'બતાવવામા આવ્યો છે, તેને આપણે સપૂર્ણ રીતે સત્ય માનવા જોઈએ નહિ તેની સાથોસાથ આપણે લેનિનના આ શબ્દો પણ યાદ રાખવા જોઈએ, કે "છેવટે મૂડીવાદ અને સમાજવાદ એ બેમાંથી એકનો વિજય થશે" આ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે, કે મૂડીવાદી અને કમ્યુનિસ્ટ પ્રદેશોમા સંઘર્ષણ અનિવાર્ય વસ્તુ છે અને આ આખરી સંઘર્ષ માટે પોતાને તૈયાર કરવા માટે સોવિયેટ નીતિ દરેક શકય પ્રયત્નની દિશામા આગળ વધશે આવી સ્થિતિમા બન્ને પદ્ધતિઓની પરસ્પરની અનુરૂપતાના વિશ્વાસની જાહેરાતો, સદેહ દૂર કરવા માટે તથા સહકારની ખામીનો દોષ બીજાઓ પર ઢોળવાના ઈરાદાથી કરવામાં આવી છે ખૂબી એ છે, કે આમા કઈ ખર્ચ પણ થતો નથી

એટલે પ્રત્યેક પંચવર્ષીય યોજના પૂરી થવાની સાથે સોવિયેટ દબાણમાં વધારો થવાની વકી આપણે રાખવી જોઈએ અમેરિકન ધોરણ પર પોતાનું ઉત્પાદન પહોચાડી દેવાની જાહેર કરેલી નીતિમા સોવિયેટ સરકારને સફળતા મળશે તો આ દબાણમા અધિક વધારો થશે. પ્રગતિ માટેના આપણા તમામ પ્રયત્નોને સોવિયેટ સરકાર અવિશ્વાસ અને શકાની નજરે જોવા લાગશે ત્યારે તેમની સાથેનો આપણો સંબધ વધુ બગડશે આજે પણ સોવિયેટ પ્રચાર આપણા પ્રત્યેક કાર્યને મારી મચડીને ખોટી રીતે રજૂ કરે છે આપણે જે છુટછાટો આપીએ છીએ, તેનો આભાર માન્યા વિના સ્વીકાર કરી લેવામાં આવે છે એથી ઊલટું કોઈ સોવિયેટ નીતિ સંબંધમા જો આપણે વાંધો ઉઠાવીએ અથવા એ વિષે અસંતોષ દર્શાવીએ તે તેને આપણી ક્રિયાત્મક દુષ્ટતાનું એક અગ સમજવામાં આવે છે આ બગાડથી બચવા માટે મૂડીવાદ

અને પશ્ચિમી. પ્રજાતંત્રોના વિનાશ માટેના સોવિયેટના સતત પ્રયાસ ઊલટી વધુ ગૂંચવણો ઊભી કરે છે.

આ સૈદ્ધાંતિક પશ્ચાદ્‌ભૂમિ જોતાં કોઈ પણ પ્રકારના હૃદય પરિવર્તનની આશા સર્વથા ગેરવાજબી છે. સંયુક્ત રાજ્યોના સંઘ (યુનો)ને અપાયેલું વચન અને તેની વધતી જતી શક્તિ જોતા છતાં સોવિયેટ યૂનિયન સાથેનો અમેરિકાનો સંબંધ ભવિષ્યમાં અત્યારના કરતાં વધુ સારો બનશે એવું કોઈ ચિહ્ન નજરે પડતું નથી. સામાન્ય રીતે ઝઘડા, સંકુચિત વૃત્તિ અને મતભેદો ઊલટા વધવાની શકયતા છે.

આવી પરિસ્થિતિમાં સ્વાભાવિક યુદ્ધના ભયને ઉપેક્ષાથી જોવો એ મૂર્ખતા છે. આ ભય મોજૂદ છે અને રહેશે. ક્રેમલિન ભવિષ્ય માટે જે નીતિ નક્કી કરશે તેનો માપદંડ એ જ હશે, કે વિશ્વકમ્યુનિઝમની સ્થાપનામાં એથી લાભ થશે કે નહિ અને બોલ્શેવિક સરમુખત્યારી માટે એથી કોઈ ભય તો નથી ને? પોલિટબ્યુરોના વધુ વ્યવહારકુશળ સભ્યો વર્તમાન પરિસ્થિતિમાં પોતાની જાતને આ પ્રશ્ન પૂછી શકે છે, કે "આપણી ધારણા વિરુદ્ધ પશ્ચિમી રાષ્ટ્રોનો પરસ્પર સંબંધ વધારે ગાઢ બનતો જાય છે, માર્શલ યોજનાથી તેમની તાત્કાલિક આર્થિક સ્થિતિ સુધરી રહી છે અને છેવટે તો તેમની સાથે અથડામણ થવાની જ છે, તો પછી વિલંબ કરવાને બદલે આ અથડામણ હમણાં જ શા માટે ન કરી લેવી?"

પરંતુ હકીકત એ છે, કે આવો કોઈ નિર્ણય કોઈ પણ પ્રકારની અલ્પ-કાલીન ગણતરીના આધારે ન કરતાં, કદાચ દીર્ઘકાલીન કમ્યુનિસ્ટ સિદ્ધાંતોની રૂપરેખા અનુસાર કરવામાં આવશે આમાંથી એક મુખ્ય સિદ્ધાંત એ છે, કે મૂડીવાદ વિનાશ તરફ આગળ વધી રહ્યો છે. એક સંકટ પછી બીજા સંકટ તરફ આગળ વધીને તે નષ્ટ થઈ રહ્યો છે. એથી ઊલટું, સોવિયેટ યૂનિયન પ્રગતિના માર્ગ પર છે. આવી સ્થિતિમાં માર્શલ યોજના નીચે મૂડીવાદ ફાલવા ફૂલવાની શકયતા ભલે જણાતી હોય અને યુદ્ધ માટેની સ્થિતિ આજે સોવિયેટને અનુકૂળ હોય, પરંતુ સમય વીતવા સાથે આ સ્થિતિ હજુ વધુ અનુકૂળ બનશે એમ તેઓ વિચારી શકે છે. એ દરમિયાન મૂડીવાદ નીચે

મોજૂદ દેશોમાં ખુદ પોતાના વિરોધથી આગળ જતાં મહાન સંકટો ઉત્પન્ન થવાની આશા તેઓ રાખી શકે છે. એવી સ્થિતિમાં જોખમ વહોરી લેવાનું તેઓ વ્યર્થ સમજશે. દાખલા તરીકે લેનિનનું એક કથન એવું છે, કે "છેવટે ચોરોમાં ફાટફૂટ પડશે અને પ્રામાણિક વ્યક્તિઓનું કામ થઈ જશે."

સોવિયેટના આ નિર્ણયનું સમર્થન બન્ને તરફનો યુદ્ધનો થાક અને લોકોની શાંતિની ઈચ્છા દ્વારા પણ થશે પૂર્વ અને પશ્ચિમ બન્નેમાં આ ભાવના એક સરખી જોવામાં આવે છે. સ્ટેલિનના કથન અનુસાર સોવિયેટ યૂનિયનની તુલનાત્મક સ્થિતિ એક દસકાની શાંતિ પછી વધુ ઉત્તમ બની જશે. એનથી જનતા તાજગી મેળવી લેશે અને કેટલીક પંચવર્ષીય યોજનાઓ પણ પૂરી થઈ જશે. થોડા દિવસો પહેલાં આ કથનમાં એવા શબ્દો પણ જોઈ શકાત, કે "ત્યાં સુધીમાં સોવિયેટ યૂનિયન અણુશક્તિમાં પણ સારી રીતે સજ્જ થઈ જશે."

૧૯૪૭માં ઓક્ટોબર ક્રાંતિની જયંતીના વાર્ષિક સમારંભમાં મોલોટોવે જ્યારે એ જાહેરાત કરી, કે "અણુ બોમ્બ હવે કોઈ ગુપ્ત રહસ્ય નથી," ત્યારે હું પણ ત્યાં હાજર હતો. આવી સ્થિતિમાં "સોવિયેટ યૂનિયનમાં અણુબોમ્બનો ધડાકો થયો છે," એવી જાહેરાત પ્રમુખ ટ્રુમને કરી ત્યારે એથી કોઈને આશ્ચર્ય થવું જોઈએ નહિ. ચાર વર્ષ પહેલાં જ પ્રમુખ ટ્રુમન જાહેર કરી ચૂકયા હતા, કે "અણુ બોમ્બની શોધ મુખ્યત્વે જે સિદ્ધાંતો પર રચાયેલી છે તે વ્યાપક રીતે લોકોમાં જાણીતી છે અને વૈજ્ઞાનિકો આ બાબતમાં એકમત છે." ખુદ સોવિયેટ યૂનિયને પણ એ વાત કદી ગુપ્ત રાખી ન હતી કે પોતે અણુ બોમ્બની શોધમાં પ્રવૃત્ત છે.

આમ છતાં સોવિયેટને થયેલી અણુબોમ્બની પ્રાપ્તિ યુદ્ધની શક્યતા વધારનારી જ છે એવું કંઈ નથી. રાજકીય અને સામાજિક દૃષ્ટિથી અણુ શસ્ત્રોનું મહત્ત્વ ભલે ગમે તેટલું હોય, પણ એનાથી શસ્ત્રયુદ્ધમાં વિજય જ મળે એવી કોઈ પ્રકારની બાંહેધરી નથી તેમ એનાથી તેના નિર્માતા રાષ્ટ્રોની કોઈ પ્રકારની શ્રેષ્ઠતા પણ દેખાતી નથી. છેલ્લા યુદ્ધમાં જર્મનીએ ઘણા ઝેરી ગેસો તૈયાર કર્યા હતા, પરંતુ જર્મનો જાણતા હતા, કે અમેરિકા પાસે

પણ એના ઝેરી ગેસોની કમી નથી. એ ઉપરાંત આપણા વિમાની કાફલો તેનાથી ત્રીસગણા ગેસ વરસાવી શકે તેમ હતા. એટલે જર્મનિએ તેનો ઉપયોગ ન કર્યો.

અણુબોમ્બની બાબતમાં આપણે એવી આશા રાખીએ છીએ કે આ ભીષણ વિનાશક શસ્ત્રની પ્રાપ્તિ, સોવિયેટ નેતાઓમાં વિશ્વની જનતા પ્રત્યે જવાબદારીની ભાવના પેદા કરી દેશે આવી ભાવના અમેરિકા, બ્રિટન અને કેનેડા તરફથી વ્યકત કરવામાં આવી છે અણુબોમ્બના ભીષણ વિનાશે અમેરિકા અને તેનાં સાથીરાષ્ટ્રોને, પોતાના સાર્વભૌમત્વનો એક અંશ સંયુકત રાષ્ટ્રોના સંઘને સોંપી દેવા માટે ઉત્સુક બનાવ્યા છે, કે જેથી અણુશકિતના આંતરરાષ્ટ્રીય નિયંત્રણમાં શાંતિ અને સ્થિરતાનો માર્ગ મુકત બને એમ નહિ થાય તો, આટલાંટિક કરાર અનુસાર પશ્ચિમને સંગઠિત કરવાનો જે માર્ગ અમેરિકાએ અપનાવ્યો છે, તે માર્ગે ચાલવાની તેને ફરજ પડશે,

આ આખા પ્રશ્નને આપણે ભલે ગમે તે રીતે વિચારીએ પણ અંતે તો એવા તેનિર્ણય પર આવ્યા વિના છુટકો જ નથી, કે શાંતિની સર્વશ્રેષ્ઠ ખાતરી, બળમાં અને પોતાની માન્યતાનું દૃઢતાથી સમર્થન કરવામાં જ રહેલી છે. આપણું બળ સ્પષ્ટ હોવું જોઈએ; કારણ કે તેનું અસ્તિત્વ જ યુદ્ધને રોકનાર અને શાંતિની ખાતરી આપનાર છે. આ બળ કેવળ લશ્કરી કે આર્થિક બળ હોવું ન જોઈએ. આ બન્નેનું જો કે, પુરનું મહત્ત્વ છે જ, તો પણ કોઈ રાષ્ટ્રનું બળ શિક્ષણ, રાષ્ટ્રિય સ્વાસ્થ્ય, કૌટુંબિક જીવન અને વ્યકિતગત સફળતાના અવસરોની પ્રાપ્તિ વગેરે વાતોમાં રહેલું છે જો પ્રજાતંત્રમાં આપણો વિશ્વાસ દૃઢ હશે તો અમેરિકાની ભૌતિક, નૈતિક અને આધ્યાત્મિક શકિત ટકાવી શકીશું આ વિશ્વાસના આધારે દુનિયાના નેતૃત્વની જે મહાન જવાબદારી આપણા ખભા પર આવી પડી છે તે પૂરી કરવા માટે જરૂરી મક્કમતા અને ધૈર્ય આપણે પ્રાપ્ત કરી શકીએ.



## મોસ્કો વિષે કેટલીક વાતો

"મોસ્કો આપણા નાગરિકો માટે સર્વોત્તમ શિક્ષણાલય છે, કારણ કે ત્યાં તેમનું સંપૂર્ણ અમેરિકીકરણ થઈ શકે છે. આહીંની સરખામણીના પરિણામે તેઓ પોતાના દેશના કારોબાર તંત્રનું સાચું સ્વરૂપ જોઈ શકે છે અને આ બાબતમાં એક નવો દૃષ્ટિકોણ મેળવીને તથા પોતાની સંસ્થાઓ પ્રત્યે હૃદયમાં એક નવો ભાવ ઉત્પન્ન કરીને સ્વદેશ પાછા ફરે છે."

—મોસ્કો ખાતેના અમેરિકન પ્રતિનિધિ શ્રી. નીલ. એસ. બ્રાઉનના સૅન્ટ-પિટર્સબર્ગથી મોકલાયેલા તા. ૨૭ જન્યુઆરી ૧૮૫૩ના એક સંદેશાનો સાર

આજથી કેટલાંક વર્ષ પહેલાં જ દુનિયામાં સામાન્ય રીતે કમ્યુનિઝમને તિરસ્કારભરી ઉપેક્ષાથી ઠેકર મારવામાં આવી હતી એ વાત ક્ષોભ પમાડે તેવી છે. ખૂબ જ ગંભીર નૈતિક ઉદ્દેશો તથા મજબૂત ઐતિહાસિક અને આર્થિક બળો પર મૂળ સ્થિતિમાં રચાયેલા આ બળવાન આંદોલનને સમજવાની દુનિયાની અશક્તિ ખેદજનક છે; પરંતુ સાથોસાથ આ સામાન્ય વસ્તુ છે. ઉત્પાદનનું રાષ્ટ્રીયકરણ કરીને વર્ગવિગ્રહની સમાપ્તિ કેવળ ક્રાંતિ અને બળથી જ થઈ શકશે અને આ આવશ્યક ક્રાંતિ પછી ત્રાસવાદ પર રચાયેલી લાંબા સમય સુધીની સરમુખત્યારીની સ્થાપના અનિવાર્ય છે એમ માનીને રાજકીય સિદ્ધાંતના જોખમને નાનુંનૂનું ગણવાનો પ્રયાસ કરનારા કેટલાક મૂર્ખ લોકો આજે પણ છે.

પૂર્વ યુરોપમાં છેલ્લાં ચાર વર્ષમાં જે બનાવો બન્યા તે કમ્યુનિસ્ટ રાજકીય નિયંત્રણમાં સોવિયેટ મક્કમતાનું સ્પષ્ટ ચિત્ર દોરનારા છે. આ નિયંત્રણ દ્વારા યુરોપના એક મોટા ભાગમાં સોવિયેટ માર્ગદર્શન નીચે સેના, પોલીસ, વ્યવહાર અને આર્થિક પદ્ધતિઓ સંપૂર્ણ બનાવવામાં આવી છે. એ માટે જે ઉપાયો લેવામાં આવ્યા છે, તે તમામ જોનારાઓ માટે સ્પષ્ટ જ છે. હિંસા, ડરામણી, ધમકી, ધૂર્તતા અને ચાલાકી વિગેરે બધા ઉપાયો આ કાર્ય માટે અજમાવવામાં આવ્યા છે, ક્યારેક જાહેર રીતે અને ક્યારેક ગુપ્ત રીતે એવાં બળો દ્વારા તેને મોટા પાયા પર લશ્કરી મદદ પહોંચાડવામાં આવી છે, કે જે બળો કોઈ પણ વાતમાં વિશ્વાસ રાખતાં નથી અને કેવા ઉપાયો લેવાઈ રહ્યા છે, તેની ચિંતા ન કરતાં કેવળ પોતાની હેતુસિદ્ધિ માટે તૈયાર છે. યુરોપ આવાં દૃશ્યો પહેલાં પણ જોઈ ચૂક્યું છે. આમાં જો કોઈ નવી વસ્તુ હોય તો તે સોવિયેટ અનુભવોના પરિણામે પ્રાપ્ત થયેલી ઉપાયોની સંપૂર્ણતા અને સોવિયેટ શક્તિ વિસ્તારવાના એક માત્ર હેતુના કારણે પ્રાપ્ત થયેલી દૃઢતા એ છે. ઝેકોસ્લોવેકિયાન કમ્યુનિસ્ટ આક્રમણથી જે ભય છુપાયેલો હતો તે છતો થઈ ગયો છે.

યુદ્ધ પછી સોવિયેટ નેતાઓ પાસેથી જે સહકારની આશા રાખવામાં આવતી હતી તે બાબતમાં તેમણે જ્યારે મોં ફેરવી લીધું અને તેને બદલે પોતાના પાડોશી દેશો ઉપર તથા છેવટે આખી દુનિયા પર કમ્યુનિઝમ લાદવાના પ્રયાસોમાં તેઓ લાગી ગયા ત્યારે પશ્ચિમ યુરોપના દેશો પોતાના રક્ષણ માટે એક બીજાની વધુ નિકટ આવે એ અનિવાર્ય જ હતું. આમાંથી ઘણા ખરા તો યુદ્ધના કારણે રક્ષણહીન બની ચૂક્યા છે અને પોતાની વ્યક્તિગત લાચારી ખૂબ અનુભવે છે. આવી સ્થિતિમાં પ્રજાતંત્રી રાજ્યોમાં બ્રસેલ્સ કરારે નવી શક્તિનો સંચાર કર્યો છે અને સોવિયેટ યુનિયનને વિચાર કરવા માટે ફરજ પાડી છે

ત્યારપછી અસરકારક પ્રગતિ થઈ છે. ઈટાલિયન જનતાએ કમ્યુનિઝમ ઉખેડીને ફેંકી દીધું એ વાતની જે રાષ્ટ્રો, કમ્યુનિસ્ટ યોજનાઓના સફળ પ્રતિરોધના કોઈ ચિહ્નની રાહ જોઈ રહ્યાં હતાં તેમના પર બહુ મોટી અસર

થઈ છે. એ પછી યુરોપના પુનરુદ્ધારનો કાર્યક્રમ તેમની સમક્ષ આવ્યો. શાંતિ માટે તેમને ખાતરી આપવાનો આ અસરકારક અને મહત્ત્વનો કાર્યક્રમ હતો.

માર્શલ યોજનાના અમલ પછી જે પરિવર્તન થયું તે ખૂબ જ અસરકારક છે. હજુ હમણાં સુધી પશ્ચિમ યુરોપ આર્થિક દૃષ્ટિથી અસંગઠિત, શારીરિક દૃષ્ટિએ થાકેલું અને આત્મિક દૃષ્ટિએ પીડાયેલું હતું. તેનાં સ્વતંત્ર રાષ્ટ્રોની સ્થિતિ અનિશ્ચિત અને ડામાડોળ હતી. એક એવું સંકટ ઉપસ્થિત થયું હતું, જેમાં ગમે તે બનવાનું શક્ય હતું.

પરંતુ આજની સ્થિતિ દરેક રીતે ઉત્સાહજનક છે. પશ્ચિમ યુરોપના સ્વતંત્ર રાષ્ટ્રોને ખરી રીતે એક નવું જીવન મળ્યું છે. તેની જનતાને નવી આશાથી પણ કંઈક અધિક વસ્તુ પ્રાપ્ત થઈ છે. તેમને કરવા માટે કામ મળ્યું છે. તેમની ઉત્પાદન શક્તિથી સ્પષ્ટ જણાય છે, કે તેઓ કામ કરવા માટે ઉત્સુક છે અને દુનિયામાં પોતાની પુનઃસ્થાપનાની બાબતમાં દૃઢનિશ્ચયી છે. અલબત્ત, આ કાર્ય કેવળ માર્શલ યોજના દ્વારા જ નથી થયું. પરંતુ આ યોજના યુરોપને સ્થિર બનાવવા માટેનું એક મોટું કારણ અને દિશા પરિવર્તનનું ચિહ્ન સાબિત થઈ છે.

ગયે વર્ષે યુરોપના ઉત્પાદનમાં સારો વધારો થયો છે. આનું શ્રેય કામદારો અને ખેડૂતો બન્નેને છે. અમેરિકાના સંગઠિત કામદાર સંઘો અને ખેડૂત સંસ્થાઓ તથા યુરોપના ગેરકમ્યુનિસ્ટ કામદાર અને ખેડૂત દળોએ માર્શલ યોજનાનું સંપૂર્ણ સમર્થન કર્યું છે. આટલાન્ટિકની બન્ને બાજુની આ હિલચાલોના પરિણામે જ આપણે પુનરુદ્ધારનું કાર્ય ચલાવવા માટે એક ટ્રેડ યુનિયન સલાહકાર સમિતિની સ્થાપના તથા યુરોપ માટે અનાજની વ્યવસ્થા કરવામાં સફળ થઈ શક્યા છીએ. માર્શલ યોજના જુદી જુદી સરકારો વચ્ચેની ગોઠવણ નથી પરંતુ ખરી રીતે જનતાનું સહકારી સાધન છે એમ આ બધી વાતો સિદ્ધ કરે છે.

યુરોપનો પુનરુદ્ધાર જો કે શાંતિનું રક્ષણ અને જીવનની સ્વતંત્ર પદ્ધતિની સ્થાપના માટે બહુ જરૂરી છે, તો પણ ખરી રીતે એ એક વિશાળ યોજનાનું અંગ જ છે. પશ્ચિમ યુરોપની જનતા જે બળ પર પોતાનું

સુરક્ષણ સ્થિર બનાવી શકે એ બળનો તેનામાં સંચાર કરવા માટે યુરોપનો આર્થિક પુનરુદ્ધાર આવશ્યક છે. આજે આ રાષ્ટ્રોમાં એ બળ નથી. આર્થિક પુનરુદ્ધારને પ્રથમ સ્થાન આપવાના પરિણામે રક્ષણપ્રબંધોની નવરચના એક ધીમું અને ખૂબ જ મહેનતનું કાર્ય બન્યું છે. સોવિયેટની આક્રમણાત્મક વિસ્તા નીતિના પરિણામે પશ્ચિમ યુરોપના દેશો પોતાની અસહાયતા અનુભવી રહ્યા છે. નવરચના પામ્યા પછી પણ ક્રમલિન પોતાને ખતમ તો નહિ કરી નાખે ને? એવો ભય તેમને સતાવ્યા કરે છે. આવી સ્થિતિમાં અમેરિકા જો યુરોપમાં પોતાના ઉદ્દેશોની સફળતા ઈચ્છતું હોય, તો જેવી રીતે તેના આર્થિક પુનરુદ્ધાર માટે પોતાની ભૌતિક સહાય આપી રહ્યું છે તેવી જ રીતે યુરોપના સ્વતંત્ર રાષ્ટ્રોના રક્ષણ માટે પણ પોતાની શકિતનો ઉપયોગ કરવાનું તેને માટે જરૂરી છે. ઉત્તર આટલાંટિક કરાર અને તાજેતરના લશ્કરી મદદને લગતા કાનૂનોનો એ જ હેતુ છે.

આ કરારનો જો કોઈ અમૂલ્ય લાભ હોય તો એ 'શાંતિ' છે. આ કરાર ઘડનારાઓએ સ્પષ્ટ રીતે આ લાભ ધ્યાનમાં રાખ્યો છે. તેમણે સ્પષ્ટ શબ્દોમાં એવો નિશ્ચય જાહેર કર્યો છે, કે પ્રત્યેક પ્રકારના સશસ્ત્ર આક્રમણનો શકય તેટલી તમામ તાકાત સાથે મજબૂત સામનો કરવામાં આવશે. પરંતુ માત્ર નિશ્ચય પૂરતો નથી. બળ દ્વારા તેનું સમર્થન પણ આવશ્યક છે.

દુનિયામાં સ્થિર શાંતિને નિશ્ચિત રૂપ આપનારી જો કોઈ સૌથી મોટી સફળતા હોઈ શકે, તો દૃઢ, સ્વતંત્ર અને પ્રગતિશીલ એવા કોઈ દળની યુરોપમાં પુનઃસ્થાપના જ છે. આ દળ રાજકીય, આર્થિક અને લશ્કરી દૃષ્ટિથી સહકારમાં કામ કરનારું હોવું જોઈએ. આ દળ ન તો અમેરિકા પર આધાર રાખનારું હોય કે ન પૂર્વના આક્રમણોથી ભયભીત બનનારું હોય. આમ થશે તો તે જીવનશક્તિ ધરાવતા વિશ્વને સ્થિરતા આપનારી શકિતનું રૂપ ધારણ કરશે.

આ દળમાં સોવિયેટ યુનિયન કરતાં વધુ જનસંખ્યા હશે અને વિજ્ઞાન તથા કળામાં તેનાથી ઘણું આગળ હશે. તેનાં કુદરતી સાધનો વધુ વિકસિત અને ઔદ્યોગિક સંગઠન વધુ કાર્યસાધક તથા ઉત્પાદનશીલ હશે. આવું યુરોપ કમ્યુનિઝમને અધિકાર વિના પ્રવેશ કરતું અટકાવવા સમર્થ હશે અને

જીવનની સ્વતંત્ર પદ્ધતિ કરતાં વધુ મ ય દર્શાવનારી જાત અને સક્રિય શક્તિ સાબિત થશે. આજે કમ્યુનિસ્ટ બોજાથી કચડાતા અને તેના કારણે દરિદ્ર બનેલા લોકો માટે એ મહાન આકર્ષણનું કારણ સિદ્ધ થશે.

આ બધાથી મોટી વાત એ છે, કે આવું યુરોપ શાંતિની સ્થાપના માટે એક મહાન રચનાત્મક બળ સાબિત થશે. યુદ્ધ પ્રત્યેની અમેરિકાની તિરસ્કારની ભાવનામાં તે ભાગીદાર થશે. તેની સ્વતંત્ર જનતાના હાથોમાં શાંતિ માટે સમર્પિત થયેલી શકિત હશે. આ શકિતના પુનરુદ્ધારથી ઉત્તમ એવું બીજુ કેઈ લાભદાયક કામ આપણે કરી શકીએ તેમ નથી અમેરિકાની વિદેશનીતિનો એ જ ઉદ્દેશ છે

યુદ્ધ પૂરૂ થયા પછી જે રીતે બનાવો બન્યા છે, તેના કારણે અમેરિકાના શિર પર દુનિયાના પુનરુદ્ધાર, શાંતિ અને પ્રગતિની મુખ્ય જવાબદારી છે દુનિયાનાં બીજા રાષ્ટ્રો વધુ દૃઢ અને સ્વતંત્રતાના આધારસ્તંભ બનવાના કારણે આ અમેરિકાની જ જવાબદારી છે તેની સાથોસાથ અમેરિકા સમક્ષ તેના સિદ્ધાંતો અને જીવનપદ્ધતિ સંબંધમાં ખૂબ જ ગભીર પડકાર પણ છે આવો પડકાર પહેલાં તેને ક્યારેય કરવામા આવ્યો ન હતો

આ જવાબદારી અને પડકાર બન્નેનો સ્વીકાર કરવાની અમેરિકામાં શકિત છે પશ્ચિમ યુરોપ પ્રતિ લેવામા આવતા કોઈ ભયજનક પગલાને નિરુત્સાહી કરવા માટે આપણે ઇચ્છીએ તો સયુક્ત અને આત્મવિશ્વાસથી ભરપૂર પ્રણાલીનું સર્જન કરી શકીએ છીએ આમ છતા પશ્ચિમ યુરોપમા બર્લિન અને વિયેના એ બે ભયાનક સ્થળો છે શ્રી બેવિનના શબ્દો પરથી સ્પષ્ટ થાય છે, કે "અહીં આપણે સોવિયેટ આક્રમણખોરાની તદ્દન સામે જ છીએ અને કોઈ પણ સમયે દરેક પ્રકારની શેતાનિયતની તેમની પાસેથી વકી રાખી શકાય"

આ સ્થળો તથા ટ્રીસ્ટે, ટર્કી, એડ્રિયાટિક ક્ષેત્ર અને મધ્યપૂર્વના બીજા મર્મસ્થળોમા કોઈ પણ સમયે ગભીર ખતરા ઉપસ્થિત થઈ શકે છે એવી સ્થિતિમાં સાવધાની, ઉદારતા, અસાધારણ ધૈર્ય અને સ્વતંત્ર જીવનપદ્ધતિ માટે આપણે લડી રહ્યા છીએ એવી શ્રદ્ધા જરૂરી છે તેની સાથોસાથ રશિયાને લગતી મિથ્યા ધારણાના ભ્રમમા પણ અ પણે ફસાવ નુ નથી આપણે પહેલેથી સમજી લેવું જોઇએ, ક સોવિયેટની ચાલબાજી આપણને

થકવી નાખે અને કંટાળો આપે તેવી હશે. તે નબળાં સ્વજનોની શોધમાં રહેશે. આ કાર્ય માટે આપણે એવી મક્કમતા અને ધૈર્ય આપણી અંદર ઉત્પન્ન કરવાં પડશે, કે જેની આજ સુધી આપણને જરૂર જ નથી પડી. આ ઉપરાંત નાકેબંધીનો અંત હોય કે વિદેશ મંત્રીઓની બેઠકની સમાપ્તિ હો ', પણ ગમે તેવી સનસનાટીભર્યા કે બેચેન બનાવનારા અનુભવના અંતે આપણે હમેશાં દીર્ઘ અને વ્યાપક દૃષ્ટિકોણ અપનાવવાની વાત યાદ રાખવી પડશે ક્ષણભરના ઉત્સાહ કે નિરાશાના કારણે આપણે અંતિમ ઉદ્દેશથી વિચલિત બની શકીએ નહિ.

વિદેશના અને ઘરઆંગણાના મામલાઓને એક બીજાથી અલગ અલગ માનવામાં આવતા હતા; એ સમય હવે વીતી ગયો છે. હવે એ બન્ને વચ્ચેના અંતરની બધાં નિશાનો દૂર થયાં છે. આપણા જીવંત રાજપુરુષોમાં સૌથી મહાન શ્રી. સ્ટીમસનના શબ્દોમાં કહીએ, તો "આપણા રાષ્ટ્રીય જીવનના કોઈ પણ ભાગમાં કોઈ વ્યકિતગત કાર્યક્રમ અથવા સાર્વજનિક નીતિ એક અનિવાર્ય બંધનથી મુકત રહી શકતી નથી અને આ અનિવાર્ય બંધન એ છે, કે જો તે વિશ્વના હિત માટે રચાયેલાં ન હોય તો તે સર્વથા નિરર્થક છે."

આવી પરિસ્થિતિમાં એક નીતિ અપનાવી લીધા પછી તેને સંપૂર્ણતા પર પહોંચાડવાની આવશ્યકતા છે. જો આપણે પાછળ જોઈએ અથવા પ્રયત્નો શિથિલ થવા દઈએ, તો અત્યાર સુધીની ગતિ આપણે ખોઈ બેસીશું; એટલું જ નહિ, પણ આપણી મૂડી વિશે પણ આપણે હાથ ધોઈ નાખવા પડશે આ ભૌતિક હાનિઓ ઉપરાંત કોઈ પણ પ્રકારનું નીતિપરિવર્તન અથવા અસ્થિરતા આપણા મિત્રોને નિરુત્સાહી કરનારી નીવડશે અને જ્યાં સુધી આપણે થાકીને વિગ્રહમાંથી પાછા હટી ન જઈએ ત્યાં સુધી આપણા પર દબાણ કરવાનો કમ્યુનિસ્ટોનો સિદ્ધાંત પણ વધુ મજબૂત થશે. વિશેષ અનિશ્ચિત સમય સુધી ચાલુ રહેશે એ સત્ય આપણે સમજી લેવું જોઈએ. આવી સ્થિતિમાં માર્ગ નિશ્ચિત કરીને આપણે દૃઢતાથી એ દ્વારા આગળ વધવું જોઈએ. જો આપણે એમ કરીશું અને શાંતિ તથા ઉત્સાહથી આ માર્ગે આગળ વધશું તો એક એક પગલું લઈને, જે શાંતિ અને સુરક્ષણ માટે આપણે તથા આખી દુનિયા ઉત્સુક છે તે તરફ આગળ વધી શકીશું. હોડ ઘણી મોટી છે અને અનિશ્ચયાત્મક સંદેહની જરા સરખી સ્વીકૃતિનો વિકલ્પ પણ અત્યંત ભીષણ છે.

